ॐ

# स्वर्गनो साथी.

योजनार—व्याख्यानदाता,

रेवाशंकर, नागेश्वर हरिदास.

भरुच.

धर्मनिष्ठ भक्तजनोना हितार्थे प्रगट करनार

मणिलाल चुनीलाल.

श्रीभृगुपुर मित्रमंडळ.

सोल एजन्ट

हरगोवनदास हरजीवनदास बुकसेलर.

२६३०, पानकोर नाका—अमदावाद.

प्रथमावृत्ति—प्रति १०००

संवत्-१९७०. ख्रीस्ताद्व-१९१४.

न्योछावर रु. १—८—०

**અમદાવાદ** શાહાપુર વનમાળી વાંકાની પોળમાં **હરિભાઈ દલપતરામે** પોતાના "**ગ્રન્થોદય**" પ્રેસમાં છાપ્યો.

# અર્પણ પત્રિકા.



છે ધન્ય શાણા સદ્દગુણી, મમ મિત્ર હીરાલાલજી;
શ્રી સરસ્વતીની પૂર્ણ પામ્યા છો પ્રસાદી પ્યારજી;
વિદ્યા વિલાસી ને વિવેકી, વૃત્તિ સદ્ધર્મે ઠરી,
(તેથી) તમ કંઠમાં આ ભક્તમાળા, અર્પવા ઇચ્છા કરી.

    

પરમાર્થમાં પણ છો પુરા, દિલમાં દયાનો છે ઝરો,
છો એક વચનીને વિનયથી કદર સૌ કોની કરો;
શુભ જ્ઞાન સંપાદન કર્યું ઉદારતા અંતર ધરી,
(તેથી) તમ કંઠમાં આ ભક્ત માળા, અર્પવા ઇચ્છા કરી.

    

વહેપાર વૃદ્ધિ થાય ને કીર્ત વિદેશે સંચરે,
સત્પુત્રને પરિવાર ધર્મો ચરણથી લક્ષ્મી વરે;
વૈરાગ, ભક્તિ જ્ઞાનને સદ્દબોધનાં કુસુમો તણી,
તમ કંઠમાં આ ભક્તમાળા અર્પવા ઇચ્છા કરી.



येनास्य पितरो याता यने याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥

मनुस्मृति–अ–४–१७८

જે માર્ગે પોતાના પિતા અને પિતા મહો ( દાદા ) ચાલતા આવ્યા હોય તેવા સજ્જનના માર્ગે ચાલવું કારણ કે તેવા માર્ગે ચાલવાથી માણસને હાનિ પહોંચતી નથી.

एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन भासते ।
कुलं पुरुष सिंहेन चन्द्रेणेव हि शर्वरी ॥

એક ચંદ્રથી જેમ રાત્રિ શોભે છે, તેમ વિદ્યાવાન અને પુરૂષોમાં સિંહ જેવા એક પુત્રથી આખું કુલ શોભે છે.

કુલભુષણ શ્રી અને સરસ્વતિના કૃપાપાત્ર, ધર્મનિષ્ઠ

શેઠજી. હીરાલાલ હરજીવનદાસ.

ભરૂચ.

આપશ્રી મારા પ્રતિ જે અથાગ પ્રેમાળ અંતઃકરણે મમતા રાખો છો તેનું મારા દિલમાંથી અલ્પકાળ પણ વિસ્મરણ થતું નથી. વળી આ પુસ્તક છપાવવાના કાર્યમાં મને આશ્વાસન આપી આપે ઉત્સાહિ કર્યો છે તેથી હું અત્યંત આશિર્વાદોદ્ગાર સહ મારી અલ્પમતિ પ્રમાણે યોજેલું ભક્તોજનોનાં પવિત્ર ચરિત્રોથી ચિતરેલું આ પવિત્ર પુસ્તક આપશ્રીને સ્નેહપૂર્વક અર્પણ કરી આપની અવદાત્ત કીર્તિને પુસ્તક સાથે અમર કરવી એજ ઉત્કૃષ્ટ સમજું છું આપતે સ્વિકારશોજી.

લી.

લેખકના સપ્રેમ આશિર્વાદ.

# સ્વર્ગસ્થ શેઠ હરજીવનદાસ મકનદાસનું

# જીવન વૃતાંત.



**शतेषु जायते शूरः सहस्त्रेषु च पंण्डितः ।**

**वक्ता दश सहस्त्रेषु दाता भवति वा न वा ॥**

સો પુરૂષોમાં એક શુરવીર થાય છે, હજાર પુરૂષોમાં એક પંડિત થાય છે, દશહજાર પુરૂષોમાં એક વક્તા થાય છે, પણ દાતાર પુરૂષ તો થાય વા ન થાય. અર્થાત્ દાતાર પુરૂષ થવો દુર્લભ છે.

શ્રીયુત હરજીવનદાસ મકનદાસ તે આ પુસ્તક પ્રગટ કરવામાં ઉદાર દીલથી ઉત્તેજન આપનાર, શેઠ હીરાલાલના સ્વર્ગવાસી પિતાજી થાય છે.

તેઓ જ્ઞાતે કપોળ (વૈશ્ય) વાણીયા છે. અને તેમનું મુળ વતન ભરૂચ જીલ્લાના વાગરા તાબાના અંભેટા ગામે હતું.

તેમનાં માતપિતા નાની ઉમરમાંજ તેમને છોડી ગયાં હતાં. તે પછી ભરૂચ તાબાના મહેગામમાં અલ્પ સમય નિવાસ કરી પૂર્વ પૂણ્યના યોગથી ભરૂચમાં તેમના એક નજીકના સગા શેઠ, જમનાદાસ હરજીવનદાસના વારસ તરીકે તેઓ ભરૂચમ આવ્યા હતા.

આ વખતે જમનાદાસ હરજીવનદાસની ફર્મ ભરૂચમાં એક સાધારણ દુકાન ચાલતી હતી.

સ્વર્ગસ્થ શેઠ હરજીવનદાસ મકનદાસ ત્રણ ભાઇ હતા, સર્વથી મોટા શેઠ કાસીદાસ મકનદાસ બીજા શેઠ ઇશ્વિરદાસ મકનદાસ, અને ત્રીજા એટલે સર્વથી ન્હાના પણ સદ્‌ગુણમાં સર્વોત્તમ સ્વર્ગસ્થ શેઠ હરજીવનદાસ મકનદાસ હતા.

"પુત્રના લક્ષણ પારણામાંથી જણાય" એ કહેવત પ્રમાણે શેઠ હરજીવનદાસ મકનદાસના હાથમાં દુકાનનો વહીવટ આવતાં બરાબર તેમણે પોતાના ઉચ્ચ અને નીતિભર્યા વિચારોથી વહેપારી લાઇનમાં આગળ પડતો ભાગ લઇ, દુકાનને એકદમ મોટા પાયા ઉપર લાવી મુકી હતી, અને થોડાજ સમયમાં ભરૂચના નામીચા વહેપારીઓમાં શ્રીફળના વહેપારી તરીકે તેઓ શ્રેષ્ઠ ગણાયા હતા.

તે પછી ગોવાપંજીમાં શ્રીફળની દુકાન ખોલીને ધમધોકાર વ્યાપાર ચાલુ કર્યો હતો.

સ્વ. શેઠ હરજીવનદાસ મકનદાસનાં સ્વર્ગસ્થ ધર્મપત્ની બાઈ ગુલાબ પતિવૃતા અને ધર્મનિષ્ઠ હતાં જેમણે કુળદીપક એક પુત્ર શેઠ હીરાલાલ, તથા પુત્રી બહેન મહુબહેનનો જન્મ આપ્યો હતો.

મહુબહેનનાં લગ્ન આશરે દશેક વર્ષ ઉપર ઘણી ધામ ધુમ સાથે કરવામાં આવ્યાં હતાં.

ધર્મનિષ્ઠ અને ભક્તજનોની કસોટી કરનાર ક્રૂર કાળે આ માંગલિક પ્રસંગે સ્વ. શેઠ હરજીવનદાસની જબરી કસોટી કરી હતી.

લગ્ન સમયે ખાસ તૈયાર કરાવેલા એક ભવ્ય મંડપની અંદર હજારો પ્રેક્ષકો વખણાયલી વારાંગના ( ગાનારી ) નાનાચ ગાનમાં જ્યારે લીન થયા હતા. ત્યારે મટુબહેનનાં માતાજી ગુલાબબાઇ સ્વ. પુત્રીનાં લગ્નમાં લુંટાતા અનહદ આનંદ રસનું પાન કરતાં કરતાં નાચને દીવસે મધ્ય નિશાએ ( ચાલુ નાચે ) સ્વર્ગ તરફ રવાના થયા હતાં.

ક્રૂર કાળે અચાનક વિઘ્ન નાખી ઉત્સાહથી ઉભરાતા સાગરને ઉલેચી નાખ્યો હતો. અને પ્રેક્ષકોની ખુશાલી ખુંચી લઇને શોકગ્રસ્ત વદનવાળા બનાવી ટપકતાં આંસુએ રાત્રીના એક વાગે ગ્રહ તરફ રવાના કર્યા હતા. પરંતુ ધૈર્ય સંપન્ન સ્વ. શેઠ હરજીવનદાસ મકનદાસે આ વિપત્તિના પ્રસંગમાં હિંમતનાં હથિઆર સજી, વૈરાગનું બખ્તર પહેરી, અને વિવેક અશ્વપર સ્વાર થઈ શાંતિપૂર્વક જે કાર્ય કરી બતાવ્યું હતું તે તેમના પરિચયમાં રહેનારાઓથી જરા પણ અજાણ્યું નથી; અને થોડાજ વખતમાં સ્વ. મટુબહેનનાં લગ્ન સંપૂર્ણ ધામધુમ, ઉત્સાહ, અને બહોળા ખર્ચ સાથે કરી નાખ્યાં હતાં પછી ઘણા સજ્જનોના આગ્રહથી તેમણે બીજીવાર લગ્ન કર્યું હતું.

સ્વ. શેઠ હરજીવનદાસ મકનદાસે પોતાના જીવનની છેલ્લી ઘડીસુધી ધર્માદાખાતાંની ટીપોમાં, પરોપકારનાં કામોમાં, અને કોઇ પણ સત્કૃત્યમાં દ્રવ્યનું દાન કરવામાં કદી પણ પોતાના નામને બીજે નંબર આવ્યો નથી એ જગજાહેર છે.

ગુપ્ત દાન કરવામાં, વિદ્વાનોને આશ્રય આપવામાં અને સંત મહાત્માઓની સેવા કરવામાં તેમણે લેશ પણ પ્રમાદ કર્યો નથી એ નિર્વિવાદ છે.

સન ૧૯૦૬-૭ માં ભરૂચ મ્યુનિસીપાલીટીના કૌંસિલર તરિકે પ્રજા તરફથી તેઓ ચુંટાયા હતા. તથા ભરૂચની પાંજરાપોળના ટ્રસ્ટી અને સેક્રેટરી તરીકેનો હોદ્દો પણ તેમણે ઘણા વખત સુધી ઘણી બાહોસીથી પ્રાપ્ત કરી ભરૂચી પ્રજાને સંપૂર્ણ સંતોષ આપ્યો હતો.

ભરૂચ-વેજલપોરમાં કામનાથ મહાદેવનું દહેરૂં અને ધર્મશાળા જીર્ણ થઈ જવાથી પોતે ભારે દ્રવ્યનો ભોગ આપી, તથા બીજાઓની પાસે અપાવી રૂ.-૬-હજારના ખર્ચે એક વિશાળ ધર્મશાળા બંધાવી હતી.

પ્રજાહિતનાં, ધર્મનાં, અને પરોપકારનાં અનેક કૃત્યો કરી પોતાની પાછળ તે સર્વ ધર્મ કાર્યોના ફળરૂપી એક સત્વગુણી, ધર્મનિષ્ઠ, વિવેકી અને સાક્ષર પુત્ર મુકી તેઓએ સ્વર્ગ ગમન કર્યું છે. શ્રીહરિ તેમના પવિત્ર આત્માને શાંતિ આપી તેમનાં ધર્મપત્ની અને કુટુંબનું રક્ષણ કરો.

શ્રીયુત શેઠ હરજીવનદાસ મકનદાસના સ્વર્ગ ગમન પશ્ચાત્ દેશ પરદેશની દુકાનોનો વ્યાપારનો, તેમના નામ પ્રમાણે ઉદારતા બરોબર વ્યવહારનો અને ગૃહકાર્યનો સર્વ બોજો તેમના ધૈર્ય સંપન્ન, ધર્મનિષ્ઠ, ઉદાર, વિવેકી અને વિશ્વાસ પાત્ર મુનિમ શ્રી. મગનલાલ

ગોપાળદાસે ઉપાડી લીધો હતો. અને શેઠ હીરાલાલનાં લગ્ન અત્યંત ધામધુમ સાથે આનંદપૂર્વક ભારે ખર્ચેથી કરવામાં આવ્યાં હતાં.

અને તે પછીથી આજ દીન સુધીમાં આ ઉદાર ગૃહસ્થના ઘરના નીતિ ભર્યા વ્યવહારો, તથા વ્યાપારની ઉજ્વળ કીર્તિને ટકાવી રાખી દીન પ્રતિદીન વૃદ્ધિ કરવામાં શ્રીયુત મગનલાલ ગોપાળદાસે જે શ્રમ લીધો છે તે અકથનિય છે.

આ ઉપાધી ભર્યા ગૃહતંત્રને ટકાવી રાખવાની તેમની હિંમત અને બુદ્ધિ નીચેના શ્લોકનું સ્મરણ કરાવે છે.

पतति व्यसने दैवाद्दारुणे दारुणात्मनि ।
संवर्मयति वज्रेण धैर्येण महतां मनः ॥

જ્યારે દૈવયોગે, મોટું ભયંકર દુઃખ આવી પડે છે ત્યારે મોટા સજ્જન માણસનું મન ધૈર્યરૂપી વજ્રનું બખ્તર પહેરે છે. અર્થાત્ તેમણે પ્રશંસાપાત્ર કાર્ય નભાવ્યું છે.

સ્વર્ગવાસી શેઠ. હરજીવનદાસ મકનદાસના વડિલબંધુ શેઠ કાસીદાસ મકનદાસે પણ આગૃહ તંત્ર–કાર્ય વહન કરવામાં સંપૂર્ણ લક્ષ રાખી સ્તુતિપાત્ર ફરજ અદા કરી છે.

શ્રીયુત હીરાલાલશેઠે ગત વર્ષમાં મેટ્રિક અને સ્કુલ ફાઇનલની પરિક્ષા પસાર કરી છે અને હજુ તેમનો અભ્યાસ ચાલુ છે તેમનામાં સર્વ ગુણો તેમના પિતાશ્રીના વારસા તરિકે ઉતરી આવેલા દેખાય

છે. અને આશા રાખવાને ખાશ કારણો મળે છે કે તેઓ શ્રી કપોળ જ્ઞાતિમાં, વેજલપુરમાં, અને વહેપારી વર્ગમાં તથા ક્રમે કરીને ભરૂચમાં સારી કીર્તિ પ્રાપ્ત કરી એક બાહોશ નર તરિકે ગણાશે.

શ્રીહરિ અમારી એ આશાઓને પૂર્ણ કરે. અને તેમના કુટું-બને સર્વ પ્રકારનાં સુખો બક્ષે.

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

લી.

युष्मत्कुशलाभिलाषी.

રેવાશંકર નાગેશ્વર હરિદાશ.





रेवाशंकर, नागेश्वर हरिदास

वेजलपोर-भरूच.

The Bombay Art Printing Works, Fort.

ॐ

# उपोद्घात.



कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ।
द्वापरे परिचर्यायाम् कलौतद्धरि कीर्त्तनात् ॥

**અર્થ**—ચાર યુગોને વિષે ચારે યુગોના ચાર મુખ્ય ધર્મ પૃથક્ પૃથક્ કહેલા છે, સત્યયુગમાં ધ્યાન ધારણા, ત્રેતાયુગમાં યજ્ઞ યાગ, દ્વાપરયુગમાં પરિચર્યા, ( સેવા ) અને કલિયુગમાં તત્ એ ત્રણે યુગોના સારરૂપ હરિકીર્તનથીજ અનાયાસે પરમપદ પ્રાપ્ત થઇ જાય છે.

ભારત ! ( આર્યાવર્ત્ત ) ની પવિત્ર ભૂમિમાં સગુણો પાસનાની ઝાંખી શિથિલ સ્વરૂપે થતી હતી તે હવે સમયાનુસાર સતેજ થતી જાય છે.

સ્વર્ગવાસી દેવતાઓ પણ ભારત ભૂમિમાં મનુષ્ય જન્મ પામી શ્રીહરિની ભક્તિ કરવાની ઇચ્છા રાખે છે.

कदावयंचलप्स्यामो, जन्मभारत भूतले ।
केन पुण्येन महता माप्स्याम परमं पदं ॥

श्रीमद् भागवत स्कंध–५ अ–१९

**અર્થ**—અમે ભારત ભૂમિમાં મનુષ્ય જન્મ કયારે પામીશું ?

અને કયા પુણ્યવડે તે અવતારમાં ભગવાનની ભક્તિ પામી પમર પદને પામીશું ?

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं ।
प्लवं सुकल्पं गुरु कर्णधारं ॥
मायानु कूलेन नभस्वतेरितं
पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥
श्री० भा० ए० स्कं० अ० १०-१७

**અર્થ**:—સર્વ સત્કર્મોના ફળરૂપ આ મનુષ્યદેહરૂપી વહાણુ કરોડો પ્રયત્ને ન મળે તેવું છે, છતાં અનાયાસે ઇશ્વર કૃપાથી પ્રાપ્ત થયું છે, જેમાં સદ્‌ગુરૂરૂપી વહાણવટી છે, ને તે વહાણુ ભક્તિવડે મેળવેલી ભગવત્કૃપારૂપ વાયુથી પ્રેરાયેલું છે, તેમ છતાં જે માણસ સંસાર સમુદ્ર તરતો નથી, તે પોતે પોતાની મેળેજ પોતાનો ઘાત કરે છે અર્થાત્ અમર આત્માને જન્મમરણરૂપી સંસારના પ્રવાહમાં નાખીને દુઃખી થાય છે.

અધુના અનેક પંથ ( માર્ગ ) પ્રાતિત થાય છે. અનેક સમાજો અનેક મતો, અને અનેક પ્રકારનાં સાધનો જોઇ મનુષ્યનું મન ચકડોળે ચડે એ બનવા જેવું છે. દરેક મતના આગેવાનો પોતાના વાડામાં આવવાને ભલામણ કરે છે, બીજાનો વાડો ખામી ભરેલો તથા અકલ્યાણુ કર્ત્તા છે અને તે ઇશ્વર તરફ લઈ જનાર નથી એ પ્રમાણે ખુલ્લી રીતે બોલાય છે. ત્યારે કહો હવે કયા માર્ગ તરફ ગમન કરવું ?





કલિકાલમાં યોગ; જપ. તપ, દાન, અને જ્ઞાન વિગેરે સાધનો યથા યોગ્ય બની શકશે નહીં અને તેથી તે તે માર્ગથી પ્રભુ કૃપા પ્રાપ્ત થશે નહીં માટે.

**कलौतु केवलं भक्ति ब्रह्म सायुज्य करिणी ॥**

**॥ पद्मपुराणे ॥**

**અર્થ**:—કલિયુગમાં તો કેવળ ભક્તિજ પરબ્રહ્મને પ્રાપ્ત કરનારી છે.

श्रेयः श्रुतिं भक्ति मुदस्यते विभो ।
क्लिश्यंतिये केवल बोध लब्धये ॥
तेषामसौ क्लेशल एव शिष्यते ।
नान्ययथा स्थूल तुषा वघातिनाम् ॥

भागवत द० स्कं०

**અર્થ**:—હે વિભો ??? ( ઉદ્ધાર કરવામાં સમર્થ ) હમેશાં જેમાંથી કલ્યાણનાં ઝરણાં ઝર્યા કરે છે, એવી આપની ભક્તિને છોડી દઇને કેવળ જ્ઞાન પ્રાપ્તિ માટે જે કલેશ કરે છે તેને આ ( પ્રત્યક્ષ અનુભવમાં આવતો ) કલેશજ ( બાકી ) ફળમાં રહે છે, બીજું કંઇ પણ ફળ મળતું નથી, જેમ ચોખા વગરનાં શાળનાં જાડાં ફોતરાંને ખાંડયા કરે, તેને ખાંડતાં ખાંડતાં પોતે થાકી જાય, અને હાથમાં ફોલ્લા પડે પણ તેમાંથી ચોખા નિકળેજ નહીં, તેમ ભક્તિ વગર જ્ઞાન પ્રાપ્તિ થતીજ નથી.

આધુનિક પંથો અને ગ્રંથો તરફ દૃષ્ટિ કરતાં અનુભવાય છે કે "તાણે જુદામત જેને જેમાં મળે રોટલો" ભક્તિનું અમુક એકજ અંગ ગ્રહી બેઠેલા લોકો "અધુરો ઘડો છલકાય" એ નિયમ પ્રમાણે પરસ્પર રાગદ્વેષાદિકથી કામ, ક્રોધ, મોહ, અને લોભને વશ થઇ લડી, વડી કોરટ દરબારે દોડી ધર્મને નામે એકત્ર કરેલા દ્રવ્યને ભેલાડી રહ્યા છે.

અંધ શ્રદ્ધાથી એવા પોલે પોલું ચલાવનારા ધર્માચાર્યો, કે ઉપદેશકોના પંજામાંથી બચવાને કટિબદ્ધ થવાની જરૂર છે.

અધુના કેટલાએક નાસ્તિકો, અને ભક્તિમાર્ગથી અજ્ઞાત્ અધુ-રિઆંઓ ઉપરનાં કેટલાંએક કારણોને લીધે નિર્દોષ ભક્તિને દોષપાત્ર ઠરાવે છે એ તેમની ભુલ છે.

ભક્તિમાર્ગનો ફેલાવો કરવાની જરૂર છે. પરંતુ તેનું ખરૂ સ્વરૂપ જાણ્યા વિના લાભને બદલે હાની મળે છે.

અધુના ભક્તિ પ્રવર્ત્તક પુસ્તકોની અને ઉપદેશકોની જરૂર છે, આ "સ્વર્ગનો સાથી" તેમાંની કેટલી એક ખોટપુરી પાડશે એ બનવા જેવું છે.

મરાઠી ભાષામાં કીર્ત્તન તરંગણી, ચાર ભાગ તથા કીર્તન મુક્તાહાર વિગેરે પુસ્તકો જોવામાં આવે છે, તેમજ મરાઠી ભાષામાં કીર્ત્તન કરનાર હરદાસ હરિ કીર્ત્તન કરનાર પણ ઘણા સારા વિદ્વાનો જોવામાં આવે છે.

ગુજરાતી ભાષા જાણનારાઓ આ પરમ ગૂઢ ભગવદ્ ભજન કીર્તનના સ્વાદિયા થયા છે, એટલુંજ નહીં પરંતુ દિન પરદિન એ સ્વાદ ગુર્જર મંડળમાં વૃદ્ધિ થતો જોવામાં આવે છે.

ગુર્જર ભાષામાં કીર્તન કરનારાઓમાંના ઘણા ખરા નાટકી પદ્ધતિ ઉપરજ પોતાનો વ્યવહાર ચલાવનારા હોય છે, તેથી શ્રોતૃ મંડળીને ભક્તિ શીખવવા જતાં નાટકની ચટક લાગી જાય છે અને ઘણા ખરા જ્ઞાન માર્ગ તજી કુમાર્ગે દોરાય છે.

કેટલાએક ઉપદેશકો કીર્તન કારોએતો અમુક મુદત હરિકીર્તન કરી બાકીનો અમુક સમય નાટકમાં જઇ નાચી ખુંદી જીવન પૂર્ણ કરવાનું નક્કી કરેલું હોયછે કહો હવે ભક્તિ માર્ગની સ્થિતિ શી રીતે સુધરે ?

ગુર્જર ભાષામાં ભક્ત ચરિત્રોનાં જુજ પુસ્તકોજ છપાઇને બહાર પડયાં છે, અને તે કેવળ ગુજરાતી ભાષામાં તથા નાટકી રાગ રાગણીમાંજ છે. તેમાં પૂર્વ રંગ, નિરૂપણ, અને ઉપસંહાર કે જેના ઉપર હરિ કીર્તનનો સંપૂર્ણ આધાર રહેલો છે તેની સહજ પણ ઝાંખી થતી નથી.

આ પુસ્તકજન સમાજના હિતાર્થે ભૃગુપુર નિવાસી વ્યાખ્યાન દાતા મહારાજ શ્રીયુત રેવાશંકર નાગેશ્વર હરિદાસની પાસે તૈયાર કરાવ્યું છે અને મિત્ર મંડળ તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે આશા છે કે ભારતના ભવિક, અને ધાર્મિક સંતાનોની ભક્તિ વિષયક કેટલીએક ખોટ આ પુસ્તકથી પુરી પડશે.

વ્યાસ, હરદાસ, પુરાણીઓ, સુભક્તો, ગૃહસ્થો તથા સ્ત્રી પુરૂષો દરેકને આ પુસ્તકમાંથી કંઇ પણ જાણવાનું મળશેજ ? અને વાંચક વૃંદ તેને અનુભવમાં મુકી પ્રકાશકના પ્રયત્નને સફળ કરશે એવી મિત્રમંડળની પ્રાર્થના છે.

બીજા કેટલાએક ઉપયોગી શ્લોકો તથા વિષયોને જરૂરના જાણી, ધર્મ અને ભક્તિ સાથે સંબંધ રાખનાર હોવાથી આ પુસ્તક સાથે જોડવામાં આવ્યા છે તેથી "સ્વર્ગનો સાથી" એ નામ પણ આ પુસ્તકને માટે યોગ્યજ છે કારણ આ પુસ્તક ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ પદાર્થ આપી સ્વર્ગ તરફ લઈ જવામાં સાથીરૂપ છે.

**दोषग्राही गुणत्यागी पल्लोलीवहि दुर्जनः ॥**

**અર્થઃ**–પંડિત ( સજ્જન ) સુપડાની પેઠે દોષ ત્યાગી ને ગુણ ગ્રહણ કરનાર હોય છે અને દુર્જન ચાળણીની પેઠે ગુણ ત્યાગી દોષ ગ્રહણ કરે છે.

## ભુજંગી.

ગૃહે સજ્જનો સાર શોધી બધેથી,
વળી દુર્જનો છીદ્ર શોધે ખુશીથી;
રૂડા હંસલે દૂધનો સાર કાડી,
ભુંડા કાગડા ચાંદુ શોધે અનાડી.

**त्यजति च गुणान्सुद्रूरं तनुमपि ।**
**दोषं निरीक्ष्य गृह्णाति ॥**

**मुक्ताल्ंकृत केशा- ।**
**न्यूकामिव वानरः पिशुनः ॥**

**અર્થ**:–વાનર અલંકૃત કરેલા કેશને તજીને યૂકા ( જૂ ) નેજ ગ્રહણ કરે છે, તદવત્ અધમ પુરૂષો ગુણને દૂરથીજ ત્યાગીને સૂક્ષ્મ એવા જે દોષ તેનેજ ગૃહણ કરે છે.

અર્થાત્ સજ્જનો અને ગુણ ગ્રાહી વિદ્વજ્જનો સાર ગૃહણ કરી પ્રકાશકમંડળને કૃતાર્થ કરશે અને દુર્જન કે જેને બ્રહ્મા પણ પ્રસન્ન કરી શક્યા નથી તેમને પ્રસન્ન કરવાની આ મંડળની ઇચ્છા પણ નથી. તથા શક્તિ પણ નથી.

सर्वेऽत्र सुखिनः सन्तु, सर्वेसन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, माकश्चिदुःख माप्नुयात् ॥

**અર્થ**:–અત્ર સર્વે સુખી થાઓ, સર્વે નિરોગી રહો, સર્વ ને ભદ્ર ( કલ્યાણ ) પ્રાપ્ત થાઓ કોઇને દુઃખ થશો નહીં.

तथास्तु ॐ शान्तिः शान्तिः शान्तिः

મિત્રમંડળના જય શ્રીહરિ.



# विषयानुक्रम.







॥ अथ ॥

# સ્વર્ગનો સાથી.

# श्रीकृष्ण जन्माख्यान.

## पूर्वरंग निरुपण.

श्रीगणेशायनमः ॥ श्रीमन्महागणाधिपेतयनमः ॥

अविरल मदजलनिवहं, भ्रमर कुलानीक सेवित कपोलं ।
अभिमत फलदातारं, कामेशं गणपतिं वंदे ॥ १ ॥
याकुंदेंदुतुषार हारधवला, याशुभ्रवस्त्रान्विता,
यावीणा वरदंड मंडितकरा, याश्वेत पद्मासना ।
याब्रह्माच्युत शंकर प्रभृतिभिर्देवैः सदा वंदिता,
सामांपातु सरस्वती भगवती, निःशेष जाड्यापहा ॥ २ ॥
यंशैवाः समुपासते शिवइति, ब्रह्मेति वेदांतिनो,

बौद्धा बुद्ध इति प्रमाण पटवः कर्तेतिनैयायिकाः ।
अर्हन्नित्यथ जैन शासन रताः कर्मेतिमिमांसकाः,
सोयं वोविद धातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः ॥ ३ ॥
कृष्णं कमलपत्राक्षं, पुण्यश्रवण कीर्तनम् ।
वासुदेवं जगद्योनिं, नौमि नारायणं गुरुं ॥ ४ ॥
नित्यं शुद्धं निराभासं, निराकारं निरंजनम् ।
नित्य बोधम् चिदानंदं गुरुं ब्रह्म नमाम्यहम् ॥ ५ ॥
नमोगुरुभ्यो गुरुपादुकाभ्यो, नमःपरेभ्यः परपादुकाभ्यः ।
आचार्य सिद्धेश्वर पादुकाभ्यो नमोस्तु लक्ष्मीपति पादुकाभ्यः ॥
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात्परं ब्रह्म, तस्मै श्रीगुरवेनमः ॥ ७ ॥
मूकं करोति वाचालं, पंगुंलंघयते गिरीम् ।
यत्कृपातमहं वंदे, परमानंद माधवं ॥ ८ ॥
वसुदेव सुतं देवं कंस चाणूर मर्दनम् ।
देवकी परमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥ ९ ॥

इति नमनं संपूर्ण ॥

# भजन.

॥ **राम कृष्ण** હરિ રામ જય જય રામ રામ જય રામ ॥
પુંડલિક વરદા હરિવિઠ્ઠલ ॥ સીતાકાંત સ્મરણ જય જય રામ ॥
નમઃ પાર્વતીપતે, હર હર મહાદેવ ॥

## ધનાશ્રી ત્રિતાલ

રામકૃષ્ણ હરિ ભજમન રામકૃષ્ણ હરિ,
ગોવિંદા ભજ ગોપાલ નરતન;
ગિરિવર ધારીરે. ભજમન૦
ગોપિજન વલ્લભ સુખદાયક;
ગરૂડા ગામી હરે. ભજમન૦
જન્મ મરણ હય કઠીન અતિશય,
કૈસે ભવપાર તરે. ભજમન૦
તુલસી યહ સંસાર બિકટ અતિ,
રામહી રામ સ્મરરે. ભજમન૦

# ध्रुवपद.

નાદ બ્રહ્મ અકલ્લગત તે એ એ એ એ એ રી. નાદ બ્રહ્મ૦
સપ્ત સુર તીન ગ્રામ, એકવિંસ મોર્છના;
ઊનચાસ કોટીતાન, તાકે બીચ હોતહે. નાદ બ્રહ્મ૦
સહાર દેરી તાલુગ, કંઠ નાસિકામે પ્રકાસ;
ઓષ્ટ મેરો હોત, દંત ધ્વનિ ઘેરી. નાદ બ્રહ્મ૦

સમ સુરેકે મુકામ, ત્રીવિક્રમાનંદ કહે;
નાદ કોન પારાવાર, જેતીમત મે એ એ એ રી. નાદ બ્રહ્મ૦
શ્રીરણછોડરાયકી જે, નમઃ પાર્વતીપતે—હર હર મહાદેવ ॥

## મૂળપદ.

મન સ્મરી લે શ્રીકૃષ્ણ મોરારિ. ( ૨ )
દુર્લભ દેહ પામ્યો હરિ પદ ભજ, તજ લવરી તું નઠારી. મન૦
સહસ્રબાહુ દશ બદન આદિ નૃપ, અવિચલ કોન રહ્યારી. મન૦
કનક કશિપુ કુરૂપતિ દુર્યોધન, રોળાયા રણમાંરી. મન૦
કંસ કઠીન ભગિની સુત મારે, કાલ ભુજંગ ડસ્યોરી. મન૦
"રેવા" કૃષ્ણ ચંદ્ર કૃપા બિન, ભવજલ કેસે તરોરી. મન૦
॥ સીતા કાન્ત સ્મરણ—જય જય રામ ॥ શ્રીરણછોડરાયકી જે ॥
નમઃ પાર્વતીપતે—હર હર મહાદેવ ॥

આહીં કીર્તનારંભે સત્પુરુષ ભવતરણે પાયાર્થ ભવરોગથી પીડીત જનપ્રતિ સદુપદેશ કરે છે. હે ભાઈ! તું જન્મમરણરૂપ મહા વ્યાધિથી ઘેરાયલો છે, માટે—

## ભજન.

રામ નામનું અનુંપાન ને, કૃષ્ણ નામની ગોળી;
સંત સમાગમ પાણી સાથે, તર્ત પીઓ તમે ઘોળી.
એવો વૈદ્ય વિઠ્ઠલો આવ્યારે, સરસ ઔષધી લાવ્યા;
એતો હરિજનને મન ભાવ્યારે, સરસ ઔષધી લાવ્યા.

**यस्य स्मरण मात्रेण, जन्म संसार बन्धनात् ॥ १ ॥**

**અર્થ**:–જે (પ્રભુ) ના નામસ્મરણ માત્રથી મનુષ્ય, જન્મ-મરણરૂપ સંસારના બંધનથી મોકળો થાય છે.

સહસ્રાર્જુન અને દશાનનસરખા બળવાન રાજાઓ પણ કાળના પંજામાંથી બચી શકયા નથી તો તું કોણ માત્ર?

**मातुलो यस्य गोविन्दः, पितायस्य धनंजयः ।**
**सोऽपि कालवशं प्राप्तः, कालोहि दुरतिक्रमः ॥ २ ॥**

**અર્થ**:–ગોવિંદ નામ સાક્ષાત્ શ્રીહરિ જેના મામા હતા, અને જગવિખ્યાત બાણાવળી ધનંજય–અર્જુન જેના પિતા હતા તે (અભિમન્યુ) પણ કાળને વશ થયો માટે એ કાળ અતિ કઠીન ન જીતી શકાય તેવો છે.

માટે ભાઇ! શ્રીહરિનું ધ્યાન પુજન કરી સ્મરણ કરી સુખીઓ થા અને આ દુર્લભ એવા નર દેહને સફળ કર.

**दुर्लभं त्रयमेवैतद्दैवानुग्रह हेतुकम् ॥**
**मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुष संस्रयः ॥ ३ ॥**

**॥ विवेकचुडामणी ॥**

**અર્થ**:–આ જગતમાં ત્રણ વસ્તુ દુર્લભ છે. મનુષ્યપણું, મોક્ષની ઇચ્છા અને મહા પુરુષોનો આશ્રય.

પદ.

દુર્લભ દેહ પામ્યો હરિપદ ભજ, તજ લવરી તું નઠારી. મન૦
થયો મોહમાં મગ્ન સંસાર આખો,
વિમાશી વિષે વારિને શીદ ચાખો;
તમો માનજો મન સંસાર ખોટો,
સદા શે ન સેવો જદુનાથ મોટો.

મોહમાં આખો સંસાર મગ્ન થયો છે. અસત્ય અને દુઃખરૂપ વસ્તુને જાણ્યા છતાં પણ તેને સત્ય અને સુખરૂપ માનીને વ્યવહાર કરવારૂપ બુદ્ધિની અવસ્થાને મોહ કહે છે. સૌ કોઇ જાણે છે કે સ્ત્રીના અંગમાં ભોગબુદ્ધિ રાખવી, એ મોહ છે; પુત્રાદિક વિનશ્વર છે એમ જાણ્યા છતાં તે મરી ગયાથી રડવું એ મોહ છે. આખો સંસાર મોહમાં ડુબ્યો છે એ વાતને વિમાશીને ( વિચારીને ) તમે તે સંસાર સમુદ્રના વિષયરૂપી વારિ ( પાણી )ને શીદ ચાખો છો ? અર્થાત્ સમુદ્રનું પાણી જેમ ખારૂં હોવાથી કોઇ વિચારશીલ માણસને તે પીવાલાયક તો શું,પણ ચાખવાલાયકે નથી હોતું,તેમ વિષયો પણ પરિણામે દુઃખ આપનારા તથા નાશવંત હોવાને લીધે ચાખવાને ( અનુભવ કરી જોવાને ) પણ લાયક નથી.

એક દિન જાવું જરૂર છે,
કર તું સારાં કામ;
આપત્તિ અનેક આવી પડે,
નવ તું છોડીશ રામ.
મન સ્મરિ લે તું કૃષ્ણ મોરારી.

શરીરને વિષે હાથ, પગ, કાન, નાક વિગેરે ઇંદ્રિયને ઉપદેશ ન કરતાં કેવળ મનને ઉપદેશ કરવાનું શું પ્રયોજન હશે ?

**मन एव मनुष्याणां, कारणं बन्ध मोक्षयोः ।**
**बन्धाय विषयासक्तं मुक्तयै निर्विषयं स्मृतम् ॥ ४ ॥**

॥ पंचदशी ॥

**અર્થઃ**—મનુષ્યોને મન એજ બંધ અને મોક્ષનું કારણ છે; વિષયાસક્ત મન તે બંધ, અને નિર્વિષય મન તે મોક્ષ.

**मनोहि जगतां कर्ता, मनोहि पुरुषः स्मृतः ।**
**मनः कृतं कृतं लोके, न शरीर कृतं कृतम् ॥ ५ ॥**

॥ योगवासिष्ठ ॥

**અર્થઃ**—ત્રિલોકીને કરનારૂં મનજ છે, અને પુરુષ પણ મનજ ( મનુષ્ય ) કહેવાય છે. લોકમાં મનનું કરેલું તેજ કરેલું છે, શરીરનું કરેલું તે કરેલું નથી.

**एकादशं मनोज्ञेयं, स्वगुणेनो भयात्मकम् ।**
**यस्मिञ्जिते जितावेतौ, भवतः पञ्चकौ गणौ ॥ ६ ॥**

मनु० अ० २-९२

**અર્થઃ**—અગીઆરમું મન જાણવું. તે સંકલ્પ વિકલ્પરૂપ પોતાના ગુણને લીધે કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો, એ બંન્નેને પોત-

પોતાના વિષયોમાં પ્રવૃત્તિ કરાવનારું છે; તેથી જો મન જીતાયું તો દશેય ઇન્દ્રિયો જીતાયલી સમજવી.

बंधुरात्मात्मनस्तस्य, येनैवात्मात्मनो जितः ।
स एव नियतो बंधुः स एव नियतो रिपुः ॥ ७ ॥

॥ महाभारत उद्योगपर्व ॥

**અર્થ**:—જેણે મન જીત્યું છે તેનું મનજ તેને બંધુરૂપ છે. વશ કરેલું મનજ બંધુ છે, અને છુટું મુકેલું મનજ શત્રુ છે.

## હરિગીત છંદ.

દશ ઇંદ્રિઓ આ અશ્વને, રથ આ શરીર પવિત્ર છે,
મન સારથીને બેસનારો, જીવ ત્યાંય વિચિત્ર છે;
જો સારથી વશ હોયતો, રથ ચાલવાનો પાંસરો,
સુખ છે નહિ સંસારમાં, શાને વૃથા ચિંતા કરો.

મન અત્યંત દુઃખદ અને બળિષ્ટ છે એટલા માટે સદ્ કવિ ધીરા ભકતે પણ મનનેજ ઉપદેશ કર્યો છે.

## કાફી પદ.

ખબરદાર મન સુભાજી, ખાંડાની ધારે ચ્હડવું છે;
હિંમતનાં હથિયાર બાંધીરે, સતની લડાઇએ લડવું છે. ખબરદાર૦

**मनोति चंचलंचित्तं, गतिमत्रात्र संशयम् ।**
**साभ्यासेन वैराग्येण, निश्चलि क्रियतेपितत् ॥ ८ ॥**
**॥ विचार सागर ॥**

**અર્થ**:-મન અતિ ચંચળ છે. તેની ત્રણ ગતિ થાય છે એટલે ત્રણ રીતે વશ થઇ શકે છે. અભ્યાસથી, વૈરાગ્યથી અને દ્રઢ નિશ્ચયથી.

કૌરવ કુલદિપક અર્જુન કે જેણે કર્ણ અને ભિષ્મજેવા બાણાવળી યોદ્ધાઓનાં હૃદય વિંધી નાખ્યાં છે તેપણ મનથી ત્રાસ પામી શ્રીકૃષ્ણ સન્મુખ દિનવદનથી પ્રશ્ન કરે છે.

**चंचलं हि मनः कृष्ण, प्रमाथि बलवद् दृढम् ॥**
**तस्याहं निग्रहं मन्ये, वायोरिव सुदुष्करम् ॥ ९ ॥**
**भगवद्गीता अ० ६-३४ ॥**

**અર્થ**:-હે શ્રીકૃષ્ણ! આ મન પ્રસિદ્ધ રીતે ચંચલ, શરીર અને ઇંદ્રિયોને વ્યાકુળ કરનાર, તેના ઇચ્છિત વિષયથી પાછું વાળી ન શકાય એવું બળવાન્ અને દ્રઢ એટલે ભેદાય નહિ એવું ( જે વિષયમાં ચોટયું હોય ત્યાંથી ઉખેડી ન શકાય એવું ) છે તેનો નિરોધ કરવો તે હું વાયુને રોકવાજેવો અત્યન્ત કઠણ માનું છું.

## आर्या.

મન સ્વભાવ અતિ માઠો, પરધન પર કામિની તરફ જાયે;
ભક્તિ વિરાગ જ્ઞાને ગાંડે, તે જન સદા સુખી થાયે.

ન હોય અને ન ઇચ્છેલું પણ મન ઉત્પન્ન કરે છે. હર્ષ, શોક, પાપ, પુણ્ય, સ્વર્ગ, નરક, બંધ અને મોક્ષ એ આદિ અનંત વિકારો મનના છે.

મન જીતે સબ જગકો જીત્યા, હારે બાજી હારીજી;
એસે મનકો વશ કર રાખે, વાપે જાઉં વારીજી.

**દ્રષ્ટાંતઃ**–શ્રીરામચંદ્રજી, શ્રીજાનકીજી અને લક્ષ્મણજી પિતુ વચન પાલનાર્થે વનમાં વિચરતા હતા. પ્રસંગોપાત્ શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણનું બ્રહ્મચર્ય તપાસવા વિચાર કર્યો. પર્ણકુટિ તજી શ્રીરામ જગન્માતા જાનકીજીને લક્ષ્મણને સોંપી ગંગા કીનારે સંધ્યાદિ નિત્ય કર્મ કરવાને માટે ગયા.

પશ્ચાત્ પરબ્રહ્મ ( શ્રીરામે ) નિજાધીન રહેલી જે માયા તેને હુકમ કર્યો એટલે માયાએ માયા ( સીતા ) ના ઉદરમાં ભયદાતા દુઃખ મુકયું. જાનકીજી ગભરાઇ અશ્રુપાત કરી પૃથ્વિ ઉપર પડયાં અને આક્રંદ કરવા લાગ્યાં. ત્યારે " માતાજી મારા ખોળામાં મુસ્તક મુકી જરા નિદ્રાવશ થાઓ, હમણાં શ્રીરઘુનાથ આવશે અને આપના દુઃખને દુર કરશે " એમ લક્ષ્મણજીએ કહ્યું.

લક્ષ્મણજીના કહેવા મુજબ જાનકીજી સહજ નિદ્રાવશ થયાં એટલે શ્રીરામે, શુકવેષ લઇ પરિક્ષક બની વૃક્ષારૂઢ થઇ પ્રશ્નારંભ કર્યો.

**શુકઉવાચ.**

**पुष्पं द्रष्ट्वा फलं द्रष्ट्वा, द्रष्ट्वा स्त्रीणांच यौवनं ।**
**त्रीणि रत्नानि द्रष्ट्वैव, कस्य नो चलते मनः ॥ १० ॥**

**અર્થ**:-પુષ્પ, ફળ અને સ્ત્રીનું યૌવન, આ ત્રણ રત્નોને જોઇને કોનું મન નિશ્ચલ રહે છે ?

લક્ષ્મણે ઉત્તર આપ્યો:-

**पितायस्य शुचिर्भूतो, माता यस्य पातिव्रता ।**
**उभाभ्यां यश्च संभूतस्तस्य नो चलते मनः ॥ ११ ॥**

**અર્થ**:-જેના પિતા શુચિર્ભૂત અને માતા પવિત્ર છે, એવાં માતાપિતાથી જે ઉત્પન્ન થયેલો છે તેનું મન નિશ્ચલ રહે છે.

**पक्ष्युवाच**

**अग्निकुंड समानारी, घृत कुंभ समोनरः ।**
**जानु स्थिता परस्त्रीचेत् कस्यनो चलते मनः ॥ १२ ॥**

**અર્થ**:-અગ્નિના કુંડ પ્રમાણે સ્ત્રી અને પુરુષ ઘૃતના ઘડાજેવો છે, પુરુષની જંઘા ઉપર પરસ્ત્રી હોય તો કોનું મન નિશ્ચલ રહે છે ?

લક્ષ્મણે જવાબ આપ્યો:-

**मनोधावति सर्वत्र. मदोन्मत्त गजेंद्रवत् ।**
**ज्ञानांकुशे समुत्पन्ने तस्य नोचलते मनः ॥ १३ ॥**

**અર્થ**:-મન મદોન્મત્ત હાથીના સરખું સર્વત્ર સ્થાનમાં દોડે છે. પરંતુ જ્ઞાનાંકુશ જેના હ્રદયમાં ઉદ્ભવે છે તેનું મન નિશ્ચલતાને પામે

છે. આ પ્રકારે લક્ષ્મણનું ભાષણ સાંભળી શ્રીરામચંદ્રજી સંશયમુક્ત થઇ પોતાનું સત્ય સ્વરૂપ પ્રગટ કરી લક્ષ્મણ પ્રતિ કહે છે.

**हे लक्ष्मण सत्यवादिन्. सुमित्रायाश्चनंदन ।**
**इक्ष्वाकोश्च कुलोत्पन्न, ब्रह्मचारिन्नमो नमः ॥ १४ ॥**

**અર્થ**:—હે લક્ષ્મણ! તું સત્યવાદી, સુમિત્રાનો પુત્ર અને ઇક્ષ્વાકુ રાજાના કુળમાં જન્મ લીધો છે તે તને ધન્ય છે. હે બ્રહ્મચારી! તને વારંવાર નમસ્કાર છે. આ પ્રમાણે કહી શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ત્યારે લક્ષ્મણજી બોલ્યા મહારાજ! આપ વિપરીત કેમ કરો છો?

શ્રીરઘુનાથ કહે છે ભાઇ! આ નમન તને કર્યું નથી, તારા અડગ બ્રહ્મચર્યને અને મનોજયને કર્યું છે.

સજ્જનો! મનજ સર્વનું કારણ છે.

## ત્રીતાલ પદ.

હે મન રટ તું રાધે શ્યામ ( ૨ )
તજી ખટપટ ઝટ શઠ હઠ દૂર કરે;
કૃષ્ણ કૃષ્ણ રટિ ભવસાગર તર. રટતું૦
માયા કાયામાં ઠગાયા તે વવાયા જાણ જન;
જુઠી જાળે લપટાઇ ખોયું, ખરે તન ધન. રટતું૦
જનની જનક ભ્રાત ભગનિ કરીને દૂર;
રેવા હરિ ભજ્યા વિણ, જાણજે જનમ ધૂળ. રટતું૦

કારણ યદ્ દૃષ્ટં તન્નષ્ટં ॥ જે દેખાય છે તે સર્વ નાશવંત છે. માટે તે મિથ્યા વસ્તુઓનો મોહ છોડી હરિ શરણ થા. આ અમુલ્ય વખત જાય છે તે પાછો મળવાનો નથી.

ધન ધામ ને ધરણી તણી, મનમાં કરો છો કામના;
ગુણ કોઇ દી ગાયા ન, અંતરમાં સ્હેલા રામના.
માયા તણા મદથી મદી, શું ફાંકડા થઇને ફરો;
ગઇ પલ ન પાછી સાંપડે, એનો કાળ નિશ્ચય ખરો.

बालस्तावत्क्रीडा सक्त, स्तरुण स्तावत्तरुणीरक्तः ।
व्रद्धस्तावच्चिंता मग्नः, परे ब्रह्मणि कोपिन लग्नः ॥१८॥
॥ श्री शंकराचार्य ॥

## હરિગીત.

રાત્રી રહે છે રમતમાં, બાળક રહે છે જ્યાં સુધી,
તરૂણી વિષે તાકી રહે છે, તરૂણ રહે છે ત્યાં સુધી;
ઘડપણ વિષે ઘેરાય પણ, ચિંતા સદૈવ કર્યા કરે,
પણ કોઇ પણ ભગવાન, પરમ બ્રહ્મને ધન મન રે.

## હરિગીત.

બાલકપણું રમતે ગયું ને, તરૂણતા તરૂણી વિષે,
વૃદ્ધત્વ આવ્યું આગળે, આવે ન તે અંતર વિષે;

સારૂં થયું જાગ્યા હજુ તો, શ્રેષ્ઠ પંથે પરવરો,
ગઇ પલ ન પાછી સાંપડે, એ કાળનો નિશ્ચય ખરો.

માટે મનરૂપી વિકરાળ વ્યાઘ્રને દ્રઢ નિશ્ચયની સાંકળથી બાંધી સત્સંગરૂપી પિંજરામાં પુરો એટલે હિંસાદિ દૂષણોથી મુકત થતાં તરતજ શ્રીહરિ–ચૈતન્ય ઝાંખી થશે.

किं कर्म यत्प्रीति करं मुरारेः, ।
क्वास्था न कार्या सततं भवाब्धौ ।
अहर्निशं किं परि चिंतनीयम्, ।
संसार मिथ्यात्व शिवात्म तत्त्वम् ॥ १६ ॥

**અર્થ**:–કર્મ શું કહેવાય? મુરારિ ભગવાનને જે પ્રીતિ ઉપજાવે તે. નિરંતર આસ્થા ક્યાં ન કરવી? સંસાર રૂપી સમુદ્રમાં. નિરંતર શું ચિંતવ્યા કરવું? સંસારનું મિથ્યાપણું અને શિવરૂપ આત્મ તત્ત્વ.

एषपे सर्व धर्माणां, धर्मोऽधिक तमोमतः ।
यद्भक्त्या पुंडरीकाक्षं, स्तवैरर्चेन्नरः सदा ॥ १७ ॥

**અર્થ**:–મનુષ્યે ભક્તિવડે કમળજેવાં નેત્રોવાળા પરમાત્માની સદા સ્તુતિ કરીને તેમના ગુણો ગાવા. જેથી એ પરમ કૃપાળુ પરમાત્મા ભકતજનોના રક્ષણાર્થે આવી ધર્મ સ્થાપન કરી અધર્મનું છેદન કરે છે.

**यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ १८ ॥**
**भगवद् गीता. अ० ४-७ ॥**

**અર્થ**:—હે ભરતવંશમાં જન્મ પામેલા અર્જુન! નિશ્ચય જ્યારે જ્યારે શુભપ્રવૃત્તિરૂપ ( કર્મકાંડ ) તથા નિવૃત્તિરૂપ ( જ્ઞાનકાંડ ) એવા વૈદિક ધર્મની હાનિ થાય છે, ને વેદે નિષિદ્ધ કરેલા અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું મારી માયાવડે મારા શરીરને જાણે ઉત્પન્ન થતું હોય એમ લોકોને દેખાડું છું.

**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ।**
**धर्म संस्थापनार्थाय, संभवामि युगे युगे ॥ १९ ॥**
**भगवद् गीता अ० ४-८ ॥**

**અર્થ**:—વેદે પ્રતિપાદન કરેલા માર્ગમાં પ્રાણાંત નિશ્ચયથી સ્થિર રહેનારા સત્પુરુષોનું સારી રીતે રક્ષણ કરવા માટે, તથા મન વાણી ને શરીરવડે પાપ કર્મ કરનારા દુષ્ટ પુરુષોનો નાશ કરવા માટે, અને વેદે પ્રતિપાદન કરેલા ધર્મનું સારી રીતે રક્ષણ કરવા માટે, હું યુગ યુગને વિષે આ પૃથ્વિપર અવતાર ધરૂં છું.

નિશ્ચયવાળા અને વેદે પ્રતિપાદન કરેલા ધર્મપ્રમાણે ભક્તિ ( ઉપાસના ) કરનાર ભક્તોને માટે એ વ્યાપક—પર બ્રહ્મ પરમાત્મા

સાકાર થઇ મનુષ્યાકારે ભૂતળ ઉપર પણ આવે છે. અહા ! કેટલી બધી દયાળુ વૃત્તિ ? માટે હે જનો ! સર્વ ઉપાધી તજીને મનને તે દયા નિધીના ચરણમાં જોડો.

### પદ.

મન સ્મરી લે શ્રીકૃષ્ણ મુરારિ. ( ૨ )

કવિ શ્રીકૃષ્ણ જન્માખ્યાન નિરૂપણ કરે છે.

॥ શ્રી કનૈયા લાલકી જય, મોર મુગટવાલેકે જય,
નમઃ પાર્વતીપત્તે–હર હર મહાદેવ ॥



# अथ कृष्ण जन्म चरित्र.

## ॥ आर्या ॥

તારક ભયહારક એ, ભક્ત કાજ વારે વારે આવે;
શાસ્ત્ર પુરાણે વાતો પામર, જનને હરિ રસ ના ભાવે.

એ દિનદયાળ પ્રભુ આપણો સર્વનો પાળક પિતા છે, આધાર છે, રક્ષક છે અને આદિ, મધ્ય તથા અંતનો બેલી છે. તેના વિશ્વાસ ઉપર રહેનારાઓને સંકટ મુક્ત કરવાને તે હુમેશ કટિબદ્ધ છે. વિશ્વાસે વળગી રહેનારાઓને માટે તેણે શું શું કર્યું છે તે દત્ત ચિત્ત શ્રવણ કરો.

### પદ.

ભાર વધ્યો ભૂતળ પર જ્યારે, દુષ્ટ અનીતિ કર્તારે;
ગૌબ્રાહ્મણને દુઃખ અતિશય, ધર્મ તજી વિચરતારે.
રંક બાપડા પિડાય, મળે નહિં કોને ન્યાય;
યજ્ઞયાગ નવ થાય, ભક્તિ ભાવે ન કરાય;
અસુર મતિ વધિ પડયા અવનિમાં, જ્ઞાન ધ્યાનની વાત રહી;
જગતપતિ પાસે દુઃખ કહેવાને, પૃથ્વિ ગૌ રૂપેજ ગઇ.

भूमि र्दस नृप व्याज, दैसानीक शतायुतैः ।
आक्रांता भूरि भारेण, ब्रह्माणं शरणं ययौ ॥ २० ॥
॥ श्रीमद्भागवत ॥

**અર્થ**:—અભિમાની રાજા જેની સેનાના ભારથી કે જેમનો સ્વભાવ સદા દૈત્યોના જેવો છે તેથી દુઃખી થયેલી પૃથ્વી ગાયનું રૂપ લઇ બ્રહ્માજી પાસે ગઇ.

## અભંગ.

પૃથ્વી ગઇ બ્રહ્માની પાસે, નયને નીર ન માય;
દેવ પૂંજા યજ્ઞ યાગ ને, કીર્તન કેશવનું નવ થાય.

પૃથ્વીની અતિ દિનવાણી શ્રવણ કરી બ્રહ્માદિક દેવોએ કહ્યું—અમારો સર્વનો ભયહારક અને અધિષ્ઠાતા ક્ષીરસાગરમાં છે, અમો પણ તારી વ્હાર કરી તારી સાથે આવીએ છીએ. તું ક્ષીરસાગર તરફ ચાલ. બ્રહ્માદિ દેવોના મતને માન્ય આપી પૃથ્વીએ તે સર્વની સાથે ક્ષીરસાગર તરફ પ્રયાણ કર્યું.

## आर्या.

દુગ્ધો દધી તટ આવી ચિદાનંદને ચિત્ત વિષે ધારી;
સુર સુરપતિ બ્રહ્માએ, દિન વાણીએ અરજી ઉચ્ચારી૦

## લાવણી.

ધાવ રમાપતિ અરજ ઉરમાં ધારી;
ગૌબ્રાહ્મણને પીડાય દેવ દુઃખ ભારી.
અતિ પ્રબળ અસૂરો દીયે ત્રાસ તન કારી;
રજની દિન ધ્યાન ન થાય બીક મન માંહી.
કંસાદિક દે અતિ કષ્ટ ભ્રષ્ટ અવિચારી;
તમ વિના ત્રિભુવનનાથ શકે કો તારી.

**गिरंसमाधौ गगने समीरितां, निशम्यवेधास्त्रिदशानुवाचह।**
**गां पौरुषींमे शृणुतामराः, पुनर्विधीयतामाशुतथैव माचिरम् ॥**
**श्रीमद्भागवत द. पू० अ० १-२१ ॥**

**અર્થ**:—સમાધીમાંજ બ્રહ્માજીને આકાશવાણી થઇ, તે સાંભળી બ્રહ્માજી દેવતાઓ પ્રત્યે કહેવા લાગ્યા. મને શ્રીનારાયણની આજ્ઞા થઇ છે, તે સાંભળો અને સર્વ ઝટપટ તે પ્રમાણે કરો.

સમાધીમાં બ્રહ્માને આકાશવાણીથી ઉત્તર મળ્યો.

## आर्या.

જન્મે જાદવ કુળમાં, દેવ સકળ એમ સુખકર વાણિ થઇ;
દેવકી ઉદરે આવી, ગૌબ્રાહ્મણનાં કાર્ય કરીશ સહી.

બ્રહ્મદેવ મારફત મળેલા ઉત્તરથી દેવ સર્વ સંતોષ પામી સ્વસ્થાને સિધાર્યા.

## દીંડી.

ઉગ્રસેન નારી રૂપ ગુણવાળી, પુત્રી પ્રગટિ તેને દેવકી રૂપાળી. ઉગ્ર૦
અતિ પ્રેમે વસુદેવને વરાવી, કંસ ઉર વિષે આ વાત સર્વ ભાવી. ઉગ્ર૦

મથુરાં નરેંદ્ર ઉગ્રસેનને દેવકી નામે એક સુંદર કન્યા હતી. તેને ઉમર લાયક થતાં વાસુદેવ સાથે અતિ ધામધુમથી પરણાવી વરાવી. આ પ્રસંગે કંસ પોતાની બહેનના ઉપરના અતિ પ્રેમને ખાતર જાતે રથ હાંકવાને બેઠો હતો; શણગાર વસ્ત્રથી સજાયલી દેવકી અને વસુદેવને મુકવા જતાં એક કૌતક થયું.

**उग्रसेन सुतःकंसः, स्वसुः प्रियचिकीर्षया ।**
**रश्मीन् हयानां जग्राहरौक्मैरथ शतै र्वृतः ॥ २२ ॥**
**श्रीमद् भागवत द. पु० अ० १–३० ॥**

**અર્થ**:–ઉગ્રસેનનો પુત્ર કંસ પોતાની બહેન દેવકીને પ્રસન્ન કરવાને માટે ઘોડાઓની રાસ ઝાલીને પોતેજ રથ હાંકવાને બેઠો હતો, તે સમયે બીજા સુવર્ણના સેંકડો રથ તેની સાથે હતા.

## आर्या.

સારથી થઈ રથ હાંકે, બહેન બનેવીને મુકવા જાયે;
આકાશવાણી થઈ ત્યાં, ક્રોધાગ્નિ નવ હૃદય વિષે માયે.

કંસ આનંદ પૂર્વક રથ હાંકતો હતો તે સમયે આકાશવાણી થઇ.

**पथि प्रग्रहिणं कंसमाभाष्याहाऽशरीर वाक् ।**
**अस्यास्त्वामष्टमोगर्भो, हंतायां वहसेऽबुध ॥ २३ ॥**
**श्री. भा. द. पु. अ. १–३४ ॥**

**અર્થ**:–જાન જ્યારે મથુરાં નગ્રથી નીકળી અને કંસ જ્યારે ઘોડાઓની રાસ હાથમા ઝાલી રથ હાંકતો હતો તે સમયે આકાશ વાણી થઇ. અરે મુર્ખ ! જેને તુ હર્ષ સહ પહોંચાડવાને જાય છે તેજ દેવકીના આઠમા ગર્ભમાં તને મારનાર ઉત્પન્ન થશે.

દેવકી અને વસુદેવ ઉપર કંસનો જે પ્રેમ હતો તેને તોડવાને અને દિલગીર થઇ રહેલા દેવતાઓના મનને શાંત કરવાને માટે આ આકાશવાણી થઇ હતી.

## મરાઠી સાખી.

દેવકી અષ્ટમ ગર્ભ જરૂર તે, કંસ પ્રાણ તુજ લેશે;
સાવધ થા દુર્બુદ્ધિ અંતે, પસ્તાવો દિલ રહેશે.

આકાશવાણીથી ત્રાસ પામેલા કંસે ઝટ મ્યાનમાંથી ખડ્ગ બહાર કાઢી દેવકીને મારવાની ઇચ્છા કરી અને વસુદેવ તથા દેવકી તરફ તિરસ્કાર દ્રષ્ટિ કરી.

## आर्या.

પ્રાણ લઉં હું મ્હારા. કાળજ મારો પ્રગટે તુજ થકી;
તું રહેતાં ભય રહે છે, માટે છેદું શત્રુ મૂળ નકી.

तंजुगुप्सित कर्माणं, नृशंसं निरपत्रपम् ।
वसुदेवो महाभाग, उवाच परिमांत्वयन् ॥ २४ ॥
श्री. भा. द. पु. अ. १–३६ ॥

**અર્થ**:–કંસનાં વચનો સાંભળી તે નિંદિત કર્મ કરનાર નિર્લજ્જ કંસના પ્રતિ મોટા ઐશ્વર્યવાળા વસુદેવજી સ્તુતિ અને યુક્તિથી કરૂણા ભર્યાં વચનોથી શાંત કરી બોલ્યા, હે કંસ! તું મોટો શૂરવીર, યોદ્ધાઓમાં પ્રશંસનીય, ગુણજ્ઞ અને ભોજ વંશની કીર્તિને વધારનાર છે. હે કંસ! આ સમય વિવાહ ઉત્સાહનો છે, વળી આ સાધ્વી અબળા છે, સ્ત્રી જાતી છે, અને મ્હારી પ્યારી બહેન છે. માટે આ દીનને મારવારૂપ અધર્મ ન કર. સ્ત્રીઓને મારવામાં

શાસ્ત્રમાં મહા પાપ લખ્યું છે, અને બળવાન પુરુષો સ્ત્રીઓ ઉપર હાથ કરતા નથી.

**मृत्युर्जन्मवतां वीर, देहेन सहजायते ।**
**अद्यवाऽब्द शतां तेवा, मृत्युर्वै प्राणिनां ध्रुवः॥ २९ ॥**
**श्री. भा. द. पु. अ. १-३८ ॥**

**અર્થ**:–હે કંસ ! જો તું મર્ણના ભયથી આ બિચારીને મારતો હોય તો તે ત્હારી ભૂલ છે. કારણ મર્ણ કોઇ પ્રકારે મટે તેમ નથી. મર્ણ જન્મધારીઓને સાથેજ લાગેલું છે. જે દિવસે મનુષ્ય જન્મે છે, તે દિવસે મર્ણ પણ સાથેજ જન્મે છે. તું જો વિષેશ જીવવા માટે આને મારતો હોય તો આજ અથવા સો વર્ષ પછી પણ દેહધારીનું મર્ણ નિઃસંદેહ થવાનુંજ છે.

યતિ શુદ્ધ શ્રીપત વૈરાગી યોગી,
કવિ શૂર દાતા ગુણી ને વિયોગી;
**અરે** ! સર્વનો નેટ છે નાશ જાણો,
નથી મૃત્યુને મન કો રંક રાણો.

હે કંસ ! આ બિચારી નિર્બળ તારે શરણે આવેલી છે તેનો વધ ન કર, કારણ તારો રાજાનો આ ધર્મ નથી.

**कृपणा नाथ वृद्धानां, यदश्रु परिमार्जति ।**
**हर्ष संजन यन्नृणां स राज्ञो धर्म उच्यते ॥ २६ ॥**
**॥ महाभारत-शांतिपर्व ॥**

**અર્થ**:—દીન, અનાથ અને વૃદ્ધ એઓનાં દુઃખથી ઝરતાં અશ્રુને નિવારણ કરવાં તથા તેવા મનુષ્યોના હૃદયમાં હર્ષને ઉપજાવવો એ રાજાનો ધર્મ કહેવાય છે.

**नह्यस्यास्ते भयं सौम्य, यद्विमाऽऽहाश शरीर वाक् ।**
**पुत्रान् समर्पयिष्येऽस्या यतस्ते भय मुत्थितम् ॥ २७ ॥**
**श्री. भा. द. पु. अ. १-५४ ॥**

**અર્થ**:—વસુદેવ કહે છે હે સૌમ્ય! જે ભય તમને આકાશવાણિએ ઉત્પન્ન કર્યો છે, તે ભય તમને જરા પણ નથી. કારણ દેવકીથી તે ભય નથી પરંતુ તેના પુત્રોથી છે. તે તમારો ભય દૂર કરતાં હું કહું છું કે જે બાળકો ઉત્પન્ન થશે તે તરતજ તમારા શરણમાં અર્પણ કરી દઇશું.

## હરિગીત.

વસુદેવ કહે છે કંસને, જે ભય તને દુઃખકાર છે,
નુજ ભગિની નિર્બળ, દીન, અબળા શું તને કરનાર છે;
જો બાળ તારો કાળ કરશે, ભય તને પ્રગટ્યો હશે,
અર્પિએ બાળક જન્મતાંમાં, કહે પછી દુઃખ કયમ થશે.

## ગઝલ.

અર્પિયે બાળ સહુ તમને, જીવન દાન ઘો અમને.
ભગિની આ તમારીએ, ગુનો શું કર્યો બિચારીએ;
હણો નિરદોષ આ તનને, વિચારો કંઇ અરે મનમાં. અરપિ૦

એક દિનનું બાળ ને, કરી શકે નહિ કાળ;
સત્ય ધર્મથી સોંપીએ, જન્મે કે તત્કાળ.
કાળાગૃહમાં પુર્યા જઇને, જીવન દાન તો દઇને. અરપિ•

કંસને વસુદેવના ઉપદેશની લેશ પણ અસર ન થઇ અને ક્રોધાવેશમાં આવેલા કંસે તરતજ વસુદેવ અને દેવકીને કોઇની પણ વાત ન માનતાં કારાગૃહમાં કેદ કર્યાં.

देवकीं वसुदेवंच, निगृह्य निगडै गृहे ।
जातं जात महन् पुत्रं, तयोरज न शंकया ॥ २८ ॥
श्री. भा. द. पु. अ. १–६६ ॥

**અર્થ**:–દેવકી અને વસુદેવને બંધીખાનામાં નાખી પગ અને હાથમાં બેડી પહેરાવી અને જે જે બાળકો થાય તે દરેકને વિષ્ણુ છે એમ ધારી મારવા લાગ્યો.

ભયથી ભ્રમિત થયેલા કંસે ચો તરફ વિકાળ અસુરોના પહેરા મુક્યા અને વસુદેવ તથા દેવકીને માટે ખાવા પીવાની યોગ્ય ગોઠવણ કરી પછી નિડરપણે રાજ્ય કારભાર કરવા લાગ્યો. વસુદેવ અને દેવકી આ દુ:ખદ સમયે ધૈર્ય રાખી શ્રીહરિ ગુણ ગાઇ દિન ગુજારવા લાગ્યાં.

कीर्तिमंतं प्रथमजं, कंसायानक दुंदुभिः ।
अर्पया मास कृच्छ्रेण, सोऽनृतादति विह्वलः ॥ २९ ॥
श्री. भा. द. पु. अ. १–५७ ॥

**અર્થ**:–પ્રથમ કીર્તિમાન પુત્ર થયો તેને વસુદેવજી મહા કષ્ટથી કંસ પાસે લઇ ગયા. કારણ અસત્યથી વસુદેવજી અત્યંત ડરતા હતા.

**सत्यंज्ञानमनन्तं ब्रह्म ॥**

**॥ तैत्तिरीयोपनिषद् ॥**

**અર્થ**:–સત્ય જ્ઞાન અનન્ત બ્રહ્મ છે.

**सत्यमेव जयते नानृतं ॥**
**सत्येन पन्था विततो देवयानः ॥ ३० ॥**

**॥ मुण्डकोपनिषद् ॥**

**અર્થ**:–સત્યજ જય પામે છે, અનૃત નહિ, સત્યથીજ દેવયાન માર્ગ વિસ્તાર પામી રહ્યો છે.

દોહરા.

સત્ય સાચવે તેહને, ખળજન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજ શિર અસ્વાર.

**सत्यंवद् । धर्मंचर । सत्यान्नप्रमदितव्यं ।**
**धर्मान्न प्रमदितव्यम् ॥ ३१ ॥**

**तैत्तिरीयोपनिषद् ॥**

**અર્થ**:–સત્ય બોલ, ધર્મપાલન કર, સત્યથી પ્રમાદ ન કરવો, ધર્મથી પ્રમાદ ન કરવો, વિગેરે ઉપનિષદ્વચનોને પાળનારનેજ ધન્ય છે. તેનેજ શ્રીહરિની કૃપા મળે છે. અને તેજ શ્રીહરિનાં પ્રત્યક્ષ દર્શન કરી સહવાસમાં આવી પરમપદ પ્રાપ્ત કરી શકે છે.

ધર્મપાલનાર્થે અશ્રુપાત કરતાં વસુદેવ અને દેવકીએ તરતના જન્મેલા પોતાને પ્રાણથી પ્રિય કદળીગર્ભસમ વ્હાલા બાળકને કંસના સન્મુખ લાવી મુકયો અને નિરાશાથી મનમાં હરિસ્મરણ કરતાં ઉભાં રહ્યાં.

## લાવણી ચલતી.

પ્રથમ પુત્ર કંસને સમર્પ્યો, રૂપ મનોહર ભાળી;
દયા દુષ્ટના હૃદયે પ્રગટી, શકયો ન તેને મારી.
નિજ ભગિની કર બાળ સોંપીને, ગયો પોતાને ધામ;
નારદ વાત વિચારી આવ્યા, કરવા સુરનાં કામ.

પોતાની બહેન ઉપરનો પ્રેમ, બાળક ઉપરની દયા, અને મર્ણનો ભય એમ ત્રણ તરફથી વિચાર વમળમાં પડેલા કંસને નારદજીનો ભેટો થયો. કંસે બનેલી સર્વ બીના નારદજી સન્મુખ કહી સલાહ માગી. દેવકાર્ય કરનાર, ભક્તરાજ નારદે યુક્તિ પુર્વક કહ્યું.

## અભંગ

જો પુછે તું સલાહ મારી. કહું છું તુજ હિત ધારી;
શત્રુના બંધુએ સર્વે, જરૂર નાખ તું મારી.
ગૂઢ ગિરા આકાશ તણીનો, ભેદ ન કોઇ પામે;
કયો માનવો ગર્ભ અષ્ટમો, ગણુ દક્ષણ કે વામે.
મર્ગેથી કર શરૂજ ગણવું, કયાં આવે છે અષ્ટ;
લેવું દેવું કંઇ ન અમારે, તુજ પર એતો કષ્ટ.

एतत्कंसाय भगवान् शशंसाभ्ये त्यनारदः ।
भूमेर्माराग माणानां दैत्यानां च वधोद्यमम् ॥ ३२ ॥
श्रॉ. भा. द. पु. अ. १–४६ ॥

**અર્થ**:–પૃથ્વી ઉપર જે દૈત્ય લોકોનો ભાર વધી પડયો છે તેને ટાળવાને શ્રી ભગવાને અવતાર લેવાને આ ઉપાય કર્યો છે, તે તું જાણી લેજે.

પશ્ચાત્ નારદજીએ જમીન ઉપર આઠ લીટા કરી વચમાંથી અને બંને છેડાઓ ઉપરથી ગણી બતાવી કહ્યું. જો આમાં આઠમો કયો થાય છે ભાઇ! દેવતાઓના પ્રપંચને તું જાણતો નથી. કહી નારદ અંતરીક્ષ થઇ ગયા. એટલે ક્રોધવશ થયેલો કંસ સિંહ જેમ શિકાર ઉપર તુટી પડે છે તેમ કારાગૃહમાં જઇ દેવકીના ખોળામાંથી બાળકને ઉપાડી મારવા લાગ્યો.

## મરાઠી સાખી.

ચરણ ગૃહી શીલા પર પટકી, પાપી લેતો પ્રાણ;
ખટ બાળક એમ હણતાં અંતે, પ્રગટયું પાપ પ્રમાણ.

કુટીલ કંસે મર્ણના ભયથી છ બાળકનો સંહાર કર્યો, અને પાપનો ભંડાર ભર્યો, જેથી ક્ષીરાબ્ધિ–સમુદ્રમાં વિશ્વના ઇશ વિચાર કરવા લાગ્યા.

## आर्या.

ધરણી ધરથી વદીયા, વિશ્વપતિ તવ સુખદાયક વાણી;
દેવકી ઉદરે જાવો. આવીશ હું પણ દેવ દુઃખ જાણી.

વિશ્વંભરનાં વચનો શ્રવણ કરી ધરણીધર બોલ્યા.

## आर्या.

ધરણીધર તવ બોલ્યા, નથી સૃષ્ટિમાં લેવો અવતાર;
પૂર્વે સૌમિત્રાસુત થાતાં, કષ્ટ તણો વહ્યો ભાર.

ધરણીધરનાં વચનો શ્રવણ કરી મંદ હાસ્ય કરી શ્રીહરિ બોલ્યા.

### પદ.

વદે વિશ્વના રાય, અરે હાં વદે વિશ્વના રાય.
લક્ષ્મીરૂપે ત્રેતાયુગમાં, સેવા હુકમ સદાય;
પાળ્યા પ્રીતથી શુભ રીતિથી અરપું ફળ તેનાંય. અરેહાં૦
જેષ્ઠ શ્રેષ્ઠ તમને સ્થાપી હું, રહીશ હુકમની માંય;
રમવા જમવાને વૈભવ ભોગવવા બાકી ન કાંય. અરેહાં૦

**सातमो वैष्णवं धाम, यमनंतं प्रचक्षते ।**
**गर्भो बभूव देवक्या, हर्ष शोक विवर्धः ॥ १ ॥**
**श्री. भा. द. पु. अ. २–५ ॥**

**અર્થ**:–પછી સપ્તમ ગર્ભ વિષ્ણુ ભગવાનની કળા શેષજી દેવકીને ગર્ભે સ્થિત થયા. આ ગર્ભ દેવકીને હર્ષ અને શોક વધા

રનાર થયો. કારણ અનંત ભગવાનનો અવતાર થશે એથી હર્ષ વધે છે, અને અન્ય બાળકો સમાન ક્રૂર કંસ આ બાળકનો પણ વધ કરશે એથી શોક વધે છે.

દેવકીના ગર્ભમાં અનંત–શેષજી ભગવાન આવતાંજ દેવકીનાં નેત્રો લાલ થઇ ગયાં, ચહેરો તેજવાળો થયો, અને ભયંકર દેખાવા લાગ્યો. આવી વિપરીત સ્થિતિમાં વસુદેવજી સન્મુખ દેવકીજી વદવા લાગ્યાં.

## હરિગીત.

તલવાર, બંદુક, બરછી, મુશળ દો મને હથિઆર કો,
એક પલકમાં હણું ખલકમાંથી, અસુરને આ વાર તો;
અતિ ધર્મનો જે ધ્વંસ કંસ. કરી રહ્યો મસ્તાન થઇ,
પૂર એ પાપીને હું, ચકચૂર કરી નાખું સહી.

દેવકીના મુખમાંથી નીકળતાં આ ક્રોધ યુક્ત વચનોથી વસુદેવજી થરથર કંપવા લાગ્યા, અને આવાં અયોગ્ય વચનો બોલતાં દેવકીને અટકાવવા લાગ્યા તથા શોકાતુર થઇ શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યા.

વસુદેવનો શોક જાણી શ્રીહરિએ માયાને બોલાવી આજ્ઞા કરી.

**अथाहमंश भागेन देवक्याः पुत्रता शुभे ।**
**प्राप्स्यामित्वं यशोदायां, नंद पत्न्यां भविष्यसि ॥१४॥**

**श्री. भा. द. पु. अ. २–९ ॥**

**અર્થ**:—હે મંગલ રૂપિણી! તું દેવકીના ગર્ભને ખેંચીશ, એટલે હું પૂર્ણ રૂપથી દેવકીને પુત્ર ભાવથી પ્રાપ્ત થઇશ. અને તું નંદરાયનાં પત્નિ યશોદાને ઉદરે કન્યા રૂપે ઉત્પન્ન થજે.

## ચોપાઇ.

રોહિણી ઉદરે ધરી આવો, નાથ નિરાધાર જાણી બચાવો;
સાત માસનો ગર્ભ તે વારે, મુકયો રોહિણી ઉદર વિષે ત્યારે.
રહી રોહિણી મન ગભરાઇ, પતિ વિણ વિભુ દુઃખમાં ડુબાઇ;
ગિરા ગંભીર પડી તવ કાન, વસુદેવનો ગર્ભ એ માન.
દળવા કુળ અસુર અપાર, ધરણીધરનો આ અવતાર.

ત્રાસથી કંપતી રોહિણી આકાશ વાણીથી શાંતિ પામી અને અલ્પ સમયમાં આખા ગામમાં આ વાત ફેલાઇ ગઇ કે દેવકીને સાત માસનો ગર્ભ ગળી ગયો. સજ્જન મંડળીમાં શોક અને અસુરમાં હર્ષની વૃદ્ધિ થઇ, અને અલ્પ સમય વ્યતિત થયા પછી દેવકીને અષ્ટમગર્ભ પ્રાપ્તિ થઇ.

## અભંગ.

યજ્ઞ પતિ પ્રભુ બ્રહ્મ સનાતન, ઉદરે આવ્યા જ્યારે;
વધ્યું તેજ અતિ દેવકી કેરું, વિચિત્ર વાણી ઉચારે.
ચાણૂરને મુષ્ટિક સંહારૂ, કંસ તણા લઉં પ્રાણ;
વસુદેવ કંપે અતિ મન તવ, પુષ્પ વૃષ્ટિ થઇ જાણ૦

# आर्या.

નભ મંડળમાં આવ્યા, દેવ વિમાનો લઈ સર્વ ત્યારે;
પુષ્પ વૃષ્ટિ અતિ કરતા, અરજ સુણી હરિ આવો ઝટ વ્હારે.

नतेऽभवस्येश भवस्य कारणं ।
विनाविनोदं वत तर्कया महे ॥ ३९ ॥
श्री. भा. द. पु. अ–२ ॥

અર્થઃ–બ્રહ્માદિ દેવતાઓ પ્રાર્થના કરે છે. હે દેવ! આપ જે જન્મ રહિત છો તે આપનું જન્મ લેવાનું કારણ ક્રીડા અને વિનોદ સિવાય અમારી નજરમાં બીજું કંઇજ આવતું નથી.

## કવિત.

ફેર દેવકીસેં સબૈ દેવ અસ બોલે,
વૈન આદિ પુરુષ વિશ્વાત્મા ધામ હે અશોકકો;
જગતકો નિવાસ સો નિવાસ તેરી કુક્ષિમેં,
ત્રાસ નાશ વેકો સબ દેવનકે થોકકો.
જનની જગત માત ધૈર્ય ધરો ધૈર્ય ધરો,
કંસ કાલ આગયો કામ નહિં શોકકો;
યદુવંસ પાલક ઔર દુષ્ટ કુલ ઘાલક સો,
વ્હૈ હે તુમ બાલક જો માલીક ત્રીલોકકો.

દેવતાઓની પ્રાર્થના તથા પુષ્પ વૃષ્ટિથી પ્રસન્ન થયેલા પ્રભુ ભક્ત કાજ કરવાને અને દુષ્ટ દળને દળવાને પ્રગટ થયા.

निशीथेतमउद्भूते जायमाने जनार्दने ।
देवक्यां देव रूपिण्यां विष्णुः सर्व गुहाशयः ॥ ३६ ॥
श्री. भा. द. पु. अ. ३-८॥

**અર્થ**:—એ પ્રકારે ભાદ્ર કૃષ્ણાષ્ટમી બુધવારને રોહિણી નક્ષત્રે અર્ધ રાત્રી સમયે દેવરૂપિણી દેવકીની કુખે, સર્વાન્તર્યામિ ભક્ત ભાવન શ્રીભગવાન્ સાક્ષાત્ પોતાના રૂપથી પ્રગટ થયા.

## લાવણી ચલતી.

મધ્યનિશા થાતાં હરિ પ્રગટ્યા, સુંદર રૂપ વિશાળ;
વેદ હસ્ત આયુદ્ધ સહિતે, મોર મુગટ વનમાળ.

तमद्भूतं बालकमंबुजे क्षणं,
चतुर्भुजं शंखगदार्युदायुधम् ।
श्रीवत्स लक्ष्मंगल शोभि कौस्तुभं,
पीतांबरं सांद्र पयोद सौभगम् ॥ ३७ ॥
श्री. भा. द पु. अ. ३-९ ॥

**અર્થ**:—કમળ સમાન નેત્રવાળા, ચાર ભુજાવાળા, શંખ, ચક્ર, ગદા, આયુધ સહિત શ્રીવત્સ ચિન્હ અને ગળે શોભાવાળો કૌસ્તુભ મણિ તથા પીતાંબર ધારણ કરેલા, સઘન શ્યામ મેઘના સમાન શોભી રહ્યા છે.

આ પરમ તેજ નિહાળી વસુદેવ દેવકી શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યાં.

## મરાઠી સાખી.

દુઃખસાગરમાં ડુબેલાં પર દયા કરી દિનાનાથ;
હિણભાગીને દીધાં દર્શન, કૃપા કરો જગતાત.

વસુદેવ અને દેવકીની ગદગદ કંઠની આ પ્રાર્થના સાંભળી શ્રીહરિ કૃપામય દૃષ્ટિથી બોલ્યા. તમે પૂર્વ ઘણાં તપ કર્યાં છે અને તપની સમાપ્તિ સમયે મારા જેવો પુત્ર માગ્યો છે, અને તે વખતે તમને આપેલું વરદાન અત્યાર સુધી મેં પ્રેમપૂર્વક પાળ્યું છે.

अदृष्ट्वाऽन्यतमंलोके शीलौ दार्य गुणैः समम् ।
अहसुतो वाममवं पृश्निगर्भ इतिश्रुतः ॥ ३८ ॥
श्री. भा. द. पु. अ. ३-४९ ॥

**અર્થ**:—જ્યારે મેં શીલ ઉદારતા એ ગુણોયુક્ત મારા સમાન બીજો પુરુષ ન જોયો ત્યારે પ્રશ્નિગર્ભ નામથી વિખ્યાત થઇ હુંજ આપનો પુત્ર થયો હતો.

## ધનાશ્રી.

ભાગ્ય તણો નહીં પાર, તમારા ભાગ્ય તણો નહીં પાર;
પ્રથમ જન્મમાં પ્રશ્નિ સુતપા, ભામિની ને ભરથાર. તમારા૦
દ્વાદશ સહસ્ત્ર વર્ષ તપ કરીને, પુત્ર પામ્યાં તે વાર. તમારા૦
દ્વિતીય જન્મ કશ્યપ અદિતિ, હું વામન નિરધાર. તમારા૦
ત્રતિય જન્મ વસુદેવ દેવકી, હું કૃષ્ણુ તમારો બાળ૦ તમારા૦

પૂર્વ કથા શ્રવણ કરતાં કરતાં હર્ષ ઘેલાં થઇ ગયેલાં વસુદેવ અને દેવકી પ્રભુના ચર્ણમાં પડયાં અને પ્રાર્થના કરી કરગરવા લાગ્યાં. વ્હાલા પ્રાણજીવન! કંસની અદ્‌ભુત શક્તિ સામે કેવી રીતે ટકી શકાશે? માતાપિતાનો શોક સમાવવાને બહાને અને અનેક કાર્ય કરવાને માટે પ્રભુ તેમને નિર્ભય થવાનો માર્ગ બતાવવા લાગ્યા.

**यदि कंसाद् बिभेषित्वं, तर्हिमां गोकुलंनय ।**
**मन्मायामानयाशुत्वं, यशोदागर्भ संभवाम् ॥ ३९ ॥**

**श्री. भा. द. पु. अ. ३-४६ ॥**

**અર્થ**:—જો તમને કંસનો એવો ભય હોય કે મારા આ પુત્રને પણ એ દુષ્ટ મારી નાખશે, તો તમે મને ગોકુળમાં નંદરાયજીને ઘેર મુકી આવો અને યશોદાથી પ્રગટ થયેલી મારી યોગમાયા છે, તેને હાલ તરત અત્રે લઇ આવો.

## आर्या.

નંદ ગૃહે ધરી મુજને, કન્યા ત્યાંથી હરિ પિતા લાવો;
અસુર હણીશ હું નિશ્ચે, સત્ય વચન સુણી હવે ન મુંઝાવો.

માતા અને પિતાને શાંતિમય વચનો કહેતાં કહેતાં દિન દયાળ શ્રીહરિ સદ્ય બાળકરૂપ બની ગયા. તે સમયે વસુદેવ દેવકીએ પ્રેમ સહિત તે દિવ્ય મૂર્તિ બાલમુકુન્દ ભગવાનને લઇ હૃદય સાથે આલિંગન આપ્યું કે તરતજ બંધન મુક્ત થઇ ગયાં, અને વસુદેવજી

અંતર્યામિ શ્રીહરિની આજ્ઞા પ્રમાણે તે દિવ્ય સ્વરૂપ–મનોહર કાંતિ–બાલમુકુન્દ ભગવાનને લઇ ગોકુલ તરફ રવાના થયા.

## દોહા.

વસુદેવ દેવ લઇ બ્હાર જાય, મુક્ત બંધનો ન રક્ષક જગાય.
ગયો અંધકાર ને થયો પ્રકાશ, ઇંદુ કૃષ્ણાશ્રિત કહાવે એથી ખાસ. વસુ૦
કરે શેષ શીર છત્ર રૂપ છાયા, વસુદેવ મન માંહી ગભરાયા. વસુ૦
વહે યમુના દૂધ તિર નિર ભાળી, વસુદેવ કહે દૈવ ગતિ ન્યારિ વસુ૦
હરિને રાખે દૂર જળથી વ્હાલ આણી, વધે યમનાનું નિર સમય જાણી. વસુ૦
ચર્ણ સ્પર્શ જળ વિષે હરિએ કીધો, માર્ગ સદ્ય તે પ્રવાહમાંથી લીધો. વસુ૦

શ્રીહરિની ઇચ્છાથી વસુદેવજી શ્રી બાલમુકુન્દને લઇને ગોકુલમાં ગયા તો ત્યાં પણ સર્વ નિંદ્રાને વશ થઇ પડયાં હતાં.

## आर्या.

માયાનો જ્યાં વાસો, નિદ્રાવશ તે જન સહુ થાયે;
પણ મોહન મળતાં તો, નિત મંગળને દુઃખ સદા જાયે.

*　　*　　*　　*

વસુદેવજી આવ્યા, દ્વારપાળ સહુ શ્વાન સમા લાગે;
હરિ કૃપા તો એવી, બોલે ચાલે ના જરીએ જાગે.

વસુદેવજી શ્રીહરિને યશોદાજી પાસે મુકી માયાને લઇ પુનઃ કારાગ્રહમાં આવ્યા કે તરતજ માયાબેડી પાછી જેમની તેમ પડી

ગઇ. કારણ માયા બંધનમાંજ નાંખે છે. કંસને ખબર પડી કે બાળક જન્મ થયો છે એટલે તે ભગિની પુત્ર હણવાને કૃતાંત કાળ સમાન દોડી આવ્યો અને નિર્દોષ કેળના ગર્ભ જેવી દિવ્ય કાંતિવાન બાળાને ઉપાડી લઇ પટકવા તત્પર થયો.

## અભંગ.

ઝડપી લાંધી ભગિની પુત્રીને, શિલા ઉપર ઝટ પટકીરે;
વેરી તારો ગોકુળમાં છે, વચન કહી ગઇ છટકીરે.

*　　*　　*　　*

કંસ થયો નિરાશ ત્રાસ આ, હૃદય રહ્યો છે ખટકીરે;
કાળ કરાળ દઇને કાળ શું, મને નાખશે ઝટકીરે.

માયાનાં ભયંકર વચનો સાંભળી કંસ થર થર કંપવા લાગ્યો અને સંકલ્પ વિકલ્પના ચગડોળે ચડી અધર્માચરણમાં પ્રવૃત્ત થયો.

શું મારો વેરી ગોકુલમાં ઉત્પન્ન થયો હશે ? તે મારો કાળ કરશે ? મારી સત્તા આગળ તે જય પ્રાપ્ત કરશે ? શું મારી આ સર્વ સંપત્તિનો ભોકતા કોઇ બીજો થશે ? ના ! ના !! તેવું નહીંજ બને. બસ ગોકુળમાં છ માસની ઉમ્મરનાં જેટલાં બાળક હોય તે તમામનો વધ કરાવું. જ્યારે શત્રુનો ઉગતોજ નાશ કરવામાં આવશે ત્યારે પછી કોનો ડર છે ?

## ભયરવી ગઝલ.

નંદરાણી બાળ જોઇ, હર્ષ પામ્યાં મનમાં;
ગઇ વધાઇ ઘેર સૌ, સુભગિ ગોકુળ જનમાં. નંદ૦
નંદ ઘર આનંદ ભયો, જય કનૈયા લાલકી;
ભીડ ભારે થઇ ગઇ છે, ગોપ ગોપી બાલની. નંદ૦

હર્ષમાં ઘેલી થયેલી ગોપીઓ નંદ દ્વારે વધાઇ દેવાને આવે છે, મંગળગાન કરે છે, અને મિષ્ટ મધુર સ્વરથી શ્રીહરિને પારણામાં પોઢાડી ગીત ગાય છે. આ અલૌકિક શોભા જોવાને સ્વર્ગના દેવો પણ આતુરતાથી નભમાં પુષ્પવિમાનારૂઢ થઇ આવ્યા હતા. અહો ! ધન્ય છે નંદ, યશોદા, અને ગોકુલવાસી જનોને કે જેમણે આ અલૌકિક મહોત્સવને દ્રષ્ટિએ નિહાળ્યો છે.

## પારણું. (સોનાના મારેરે)

પારણીએ પોઢો પ્રીતમ પ્યારા, ( ૨ )
સાધનતણારે ચાર પાયા બનવ્યા;
સુભક્તિના મોભમાં કીના ખડા. તમે પા૦
માયા મશરૂતણી ઝોળી બનાવી,
રૂડા જ્ઞાન વિરાગ ઘુઘરૂ વાળા. તમે પા૦
કામ ક્રોધ કંસ અસુર હણનારા,
આશા પૂતનાના પ્રાણને હણનારા. તમે પા૦
દાસ રેવાને હૃદય વસો વ્હાલા,
સદ્બુદ્ધિ ભક્તિ જ્ઞાનને દેનારા. તમે પા૦

નંદરાયે આ મહોત્સવ સમયે અનેક પ્રકારથી બ્રાહ્મણોને દાનથી સંતોષ કર્યા હતા, પશ્ચાત જાત કર્મ સંસ્કાર કરી પુત્ર લક્ષણ શ્રવણાર્થે બેઠા.

## સોરઠ–ત્રીતાલ.

યશોદા પુત્ર તમારો પંતિ જગતનો છે સહીરે;
વાત શાસ્ત્રે કહીરે. યશોદા૦
જગ સુખદાયક એ ભગવાન, તદપિ મારો ગાડીવાન;
લક્ષ્મીપતિ તદપિ ચોરે, દૂધને દહીરે. યશોદા૦
રાજાનો એ રાજા કહાવે, દ્વારપાળ કરશે જઇ ભાવે;
ગોપતિ પણ ગોવાળ, રહેશે એ થઇરે. યશોદા૦
ગો ભૂસુર રક્ષા કરનારો, એંઠી પત્રાળી લેનારો;
રેવા રંક પાળક, દુઃખ ટાળક એ હરિરે. યશોદા૦

**अहो भाग्य महो भाग्य नंद गोप व्रजौकसां ।**
**यन्मित्र परमानंदं पूर्ण ब्रह्म सनातनम् ॥ ४० ॥**
**॥ श्री भागवते ॥**

**અર્થ**–વૃજવાસીઓ, નંદ, અને ગોપનાં ભાગ્યને ધન્ય છે, કારણ પૂર્ણ સનાતન બ્રહ્મ એવા શ્રીહરિ કૃષ્ણ તે જેમના મિત્ર થયા છે.

પોતાને અહો ભાગ્ય માનતાં નંદ, યશોદા, ગોપ, અને ગોપીઓ શ્રીહરિનાં લક્ષણ સાંભળી અત્યંત પ્રસન્ન થયાં અને સર્વ એક સાથે બોલી ઉઠયાં.

નંદ ઘર આનંદ ભયો,
જય કનૈયા લાલકી;
નંદ ઘર આનંદ ભયો,
જય કનૈયા લાલકી.

અહો! ભક્ત વત્સલ ભગવાન, દિનદયાળ જેને સર્વ લોકો, શાસ્ત્રો, અને પુરાણો જુદી જુદી રીતે ગાય છે અને વેદ પણ જેને **નેતિ નેતિ** કહીનેજ અટકે છે.

**सैषानन्दस्य मीमांसा भवति ॥**

**तैत्तिरीयोपनिषत् ॥**

**અર્થ**:—આ આનંદની મીમાંસા છે. (જેનાથી આનંદનું માપ લેઈ શકાય તેવી વસ્તુ બ્રહ્મ છે; એ આનંદનું પરાકાષ્ટાનું સ્વરૂપ છે, એટલે એનાથી બધા આનંદ નીચે છે, ને તેથીજ તે સર્વનું માપ છે; આનંદ માત્ર તેના આનંદનો છાંટો છે.)

જે સ્થળે એક બિંદુ માત્ર આનંદ હોય છે ત્યાંનો દેખાવ કંઈ મનહર થઈ રહે છે તો આતો સંપૂર્ણ—પૂર્ણાનંદની પધરામણી પછી શી કમીના રહે ?

ધર્મની હાની—પડતી—નાશ થવાની સ્થિતિને જાણી ધર્મને તારવાના નાવરૂપ કે સેતુરૂપ પોતે પ્રભુએ આવી જન મંડળને કૃતાર્થ કર્યાં છે.

अथ य आत्मा स सेतुर्विधृतिरेषां
लोका नाम सम्भेदाय ॥ ४१ ॥

छान्दोग्योपनिषत् ॥

**અર્થ**:—જે આત્મા છે તે સેતુ છે, આ લોક માત્રનો આધાર છે, નહિ તો તેમનો ભંગ થઇ જાત.

## उपसंहार.

### પદ.

એ છે નિરાકાર સાકાર, એનો કોઇ નથી પામ્યા પાર;
ઋષિયો હાર્યા મુનિઓ હાર્યા. હાર્યા સંત મહંત;
વેદ પુરાણો પાર ન પામ્યા, એવો ઇશ અનંત......એ છે૦

તદપિ એ શ્રીહરિ ભક્ત કાર્યોથી સાકાર થઈ ધર્મ સ્થાપન કરવાને જગમાં પધાર્યા, કંસ જેવા બળિષ્ટ યોદ્ધાની ચાતુર્યતા એના આગળ નિષ્ફળ ગઇ, અને ઇંદ્ર, ચંદ્ર, બ્રહ્મા વિગેરે દેવો પ્રેમપૂર્વક જેની પ્રાર્થના કરી રહ્યા છે. તો હે સજ્જનો! આ મહા સમર્થ ધણીને તજી અવર ઉપાધીમાં પડવાની શી જરૂર છે. અને જે અલ્પ બુદ્ધિ જન્મ પામી એ વિશ્વંભરનો આસરો છોડી અન્ય તરફ ભટકે છે તે ચોખા તજી કુસકા ખાવા જેવુંજ કરે છે.

### કવિત.

હસ્તિ અલના ચલહી, હંસ બેપાર ન કરહી;
સિંહ ન સાચે માંસ, અજગર ભૂખે ન મરહી.

જલમેં રહેવે જીવ, ભેદ ભેદક ના જાનહી;
હરિ પહુચાવે ત્યાંહી, ઇતના મત સુખ માનહી.
લખ ચોરાસી ચરાચર, ઉદર ભરન સબકો કરે;
તુલસી એક વિશ્વાસ વિના, મુરખ નર ભટકત ફીરે.

વસુદેવ, દેવકીનો ધર્મ તથા વચન ઉપર દૃઢ વિશ્વાસ હતો. અને તેથીજ બે કાષ્ટના ઘર્ષણથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ ધર્મ અને અધર્મના ઘર્ષણથી શ્રીહરિ કૃષ્ણચંદ્રનું આવાગમન થયું. તદુપરાંત ગોકુલના ગોપ અને ગોપીઓનો જે દૃઢ વિશ્વાસ તેમને પણ તેજ પ્રમાણે મહા આનંદ પ્રાપ્તિ કરાવી.

## કવિત.

જો પરમેશ્વર સાચ નિરંજન,
જા કહેતે સબ લોક ધની હૈ;
ભૂસર ભૂપર બિર ઔર કિન્નર,
ધ્યાન ધરે જાકોં સિદ્ધ મુનિ હૈ.
ચાર બિચાર કરે નિસ બાસર,
છે આઠરાકોબી અંત ન પૈયે:
ઓ હર હરનિકિ છોકરિયા,
ચમચા ભર છાંચકુ નાચત થૈયે.

અહો! સકલ સૃષ્ટિના અધિપતિ શ્રીહરિ ગોપીઓના પ્રેમને વશ થઇને કેવાં આશ્ચર્યજનક ચરિત્રો કરી રહ્યા છે. યોગિઓના

ધ્યાનમાં ન આવે, જ્ઞાનિઓના જ્ઞાનમાં ન આવે, અને વાદીઓના વાદમાં ન આવે તે પ્રભુ ગોપીઓના દ્વાર પાસે આવી દીન વદનથી માખણ માગી રહ્યા છે. વાહ શી પ્રભુની પ્રભુતા!

**श्रेयः श्रुति भक्तिमुदस्यते विभो,**
**क्लिश्यंति ये केवल बोधलब्धये ।**
**तेषामसौ क्लेशच एव शिष्यते,**
**नान्यद्यथा स्थूल तुषा वधातिनाम् ॥ ४२ ॥**
**॥ श्री· भागवते ॥**

**અર્થ**:–હે વિભો પરમેશ્વર ! કલ્યાણદાયક જે ત્હારી ભક્તિ તેને છોડી કેવળ પરોક્ષ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાને માટે જે કલેશ પામે છે તેમને છેવટે કલેશજ અવશિષ્ટ રહે છે. બીજું કંઇજ પ્રાપ્ત થતું નથી. સ્થૂલ તુષ એટલે ડાંગરનાં છોડાંને ખાંડનારને શ્રમ વિના બીજું ફળ મળતું નથી તે પ્રમાણે ભક્તિ વિના સર્વ સાધન વ્યર્થજ છે.

અધુના જન સમાજે સત્ય માર્ગ ત્યજી વ્યવહાર પ્રપંચ અને આરંભમાં અમૃત સમાન પ્રિય લાગતા વિષયો તરફ પ્રવૃત્તિ કરી છે. પરંતુ પરિણામે તે સુખકર નથી. પરંતુ આરંભમાં જે કષ્ટ સાધ્ય છે તેજ અંતે સુખકર છે.

**यत्तदग्रे विषमिव, परिणामे ऽमृतोपमम् ।**
**तत्सुखं सात्विकं प्रोक्तमात्म, बुद्धि प्रसादजम् ॥ ४३ ॥**
**श्री. भ. गी. अ. १८–३७ ॥**

**અર્થ**:—જે સમાધિ અને ભક્તિ આદિ સુખ અતિ પ્રયત્નવડે સાધ્ય હોવાથી આરંભમાં વિષની પેઠે દ્વેષ ઉપજાવનારૂં છે, અને જ્ઞાન વૈરાગ્યના પરિપાકમાં અમૃતની પેઠે અત્યંત પ્રીતિ ઉપજાવનારૂં છે અને જે ભકિત અને સમાધિ સુખ આત્માને વિષય કરનારી બુદ્ધિના રજોગુણ તથા તમોગુણના દોષોથી રહિત સ્થિતિથી ઉત્પન્ન થાય છે તે સુખને જ્ઞાતા જનોએ સાત્વિક સુખ કહ્યું છે.

**દ્રષ્ટાંત**—એક વ્યસનવશ થયેલો પુરુષ કે જેને ગાંજાનું વ્યસન હતું તેને તે વ્યસનજ સુખરૂપ અને અમૃતમય લાગતું હતું. અધુના ઘણા લોકો બીડી, ભાંગ, ગાંજો, તમાકુ ખાવી, સુંઘવી વિગેરે અનેક જાતનાં વ્યસનોને આધિન થયેલા જોવામાં આવે છે. તેવા વ્યસનમાં અંધ થઇ ગયેલા, વ્યસનથી જેમની બુદ્ધિ હરાઇ ગઇ છે એવા, તથા વ્યસને જેમને ગુલામ બનાવી દીધા છે એવાઓને કવચિત કોઇ વ્યસન મુકત ઉપદેશક વ્યસન છોડવાને ઉપદેશ આપે તો તેનો ઉત્તર તેઓએ ઘડીજ રાખ્યો હોય છે.

કોઇએ ખાધી કોઇએ સુંઘી કોઇએ લીધો ન્યાસ;
તમાકુની નિંદા કરે તેનું જાય સત્યાનાશ.

* * * *

જીસને ન પી ગાંજેકી કલી;
ઉસ લડકે સેં લડકી ભલી.

વાહરે ભારતનાં સંતાનો વાહ! શું શોચનિય તમારી સ્થિતિ. અસ્તુ!

પેલો પુરુષ કે જેને ગાંજાનું વ્યસન હતું તેને કાર્ય પ્રસંગે પ્રાત:કાળમાં ચાર વાગે ગામ જવાનું હતું. રાત્રીએ સ્ત્રીને સુચના આપ્યા પ્રમાણે તેણે દૂધની દશમી વિગેરે તૈયાર રાખ્યું હતું પરંતુ તે બીચારી ગાંજાની ચલમ બનાવવાની ભુલી ગઇ હતી. ગૃહસ્થે દંત ધાવનાદિ કરી પોટલું લીધું અને કહ્યું ચલમ લાવ, સ્ત્રી કહે ક્ષમા કરજો હું ભુલી ગઇ છું. ગૃહસ્થને ઘણું દુઃખ થયું પરંતુ ગામ જતાં કલેશ ન કરવો ધારી આઠ દશ કળી ગાંજાની કાચીજ ચાવી ગયો; બે ગાઉ આવ્યો ત્યારે એક ગામને પાદરે પોટલું મુકી ભાતુ ખાવા વિચાર કર્યો અને ગાંજો બનાવી પીવા ધાર્યું. કારણ નિશા આવ્યા વિના તેને ચાલવામાં ઠીક પડતું નહોતું. દોરી લોટો લઇ પાસે કુવો હતો ત્યાં પાણી કાઢવાને ગયો કે જ્યાં ગામની ઘણી સ્ત્રીઓ પાણી કાઢતી હતી. આ પ્રસંગે આ ગંજેરીભાઇને અચાનક નીશાની લ્હેર આવી એટલે આનંદાવેશમાં નિશાને કહેવા લાગ્યો.

“ કયું બે રંડી મોડી આઇ. ”

આ પ્રસંગે ગામના કોઇ ગૃહસ્થની સ્ત્રી પાણી ભરવાને આવતી હતી તેણે સાંભળતાં તે સમજી મને ગાળો દે છે એમ ધારી આ ભજલે રામનો પુષ્કળ પ્રસાદ આપ્યો. માથું ફુટી ગયું, લોહી વહેવા લાગ્યું અને મોંઢામાં ધુળ પેશી ગઇ. જેટલી સ્ત્રીઓ આવે. તેટલી હાથમાંના ઘડા અને ચુડાના ઝપાટા મારતીજ આવે. છેવટે એક સુજ્ઞ સ્ત્રી આવી અને સર્વને અટકાવી બોલી ભાઇ તમે એવું તે શું અઘ-

ટીત કાર્ય કર્યું છે કે આ સ્ત્રીઓ તમને નિર્દયપણાથી મારી રહી છે?

ગંજેરી બોલ્યો–બ્હેન....બા....મેં એને કહ્યું નથી હું તો મારા મનથી બોલતો હતો કે–

" કયું બે રંડી મોડી આઇ " તે સુજ્ઞ સ્ત્રી આ ભેદ સમજી ગઇ અને બોલી ઉઠી.

" પીટે તુંને કયું કચ્ચી ખાઇ. "

ગંજેરી બોલ્યો–તુંને કયું કર જાના માઇ.

સ્ત્રી બોલી–મેરે ઘરમેં તેરા ભાઇ.

## ભજન.

કૃષ્ણારામા રામા રામારે, રામ રાયા રાઘોબારે–કૃષ્ણા.

હે સજ્જનો! માયા, પ્રપંચ અને જગની જુઠી કીર્તિના ફંદમાં ફસાઇ ન રહેશો, કારણ તેની નિશા માર ખવડાવે છે માટે.

મન સ્મરી લે શ્રી કૃષ્ણ મોરારિ;

॥ કનૈયા લાલકી જય, રણછોડરાયકી જય, નમઃ પાર્વતીપતે
હર હર મહાદેવ ॥

હેંચિદાન દેગા દેવા, તુઝા વિસરન વ્હાવા,
ગુણ ગાઇન આવડી, હેચિ માઝી સર્વ જોડી,
ન લગે મુક્તિ ધન સંપદા, સત સંગ દેઇ સદા.

તુકા મ્હણે ગર્ભ વાસીં, સુખેં ધાલાવેં આમ્હાંસી,
કૃષ્ણા રામ રામા રામા, રામ રાયા રાઘોબારે. (૨)

## મંગળાર્તિ.

જયદેવ જયદેવ જય પાંડુ રંગા, હરિ જય પાંડુ રંગા;
રખુમાઈ વલ્લભા, રાઇચા વલ્લભા, પાયે જીવ લગા. જય૦
યુગે અઠ્ઠાવીશે ઇટ વરિ ઉભા,
વામાંગે રખુમાઇ દીશે દિવ શોભા:
પુંડલિકા ભેટી પરબ્રહ્મ ચાલકો,
ચર્ણુ વાહિ ભીમા ઉદ્ધરી જાગા. જય૦
તુલસી માળા ગળા કર ઠેવુની કટિવરી:
કાસી પીતાંબર કસ્તુરી લીલ્લાટી,
દેવા સુરવર નિત્યે એતિ ભેટી,
ગરૂડે હનુમાન પુઢે ઉભે રેતી. જય૦
આરત્યાચે ઉની કુળવંત્યા તેસી,
ચંદ્રભાગા મધ્યે સોડુ નિયા દેતી;
ધ્વજા પતાકા ઘેઊની વિષ્ણુ ના ચેતિ,
પુંઢરીયા મહિમા વર્ણુવા કેતી. જય૦
ધન્ય પુષ્પાવતી ભીમાસંગમા,
દર્શન વેળા માત ભવ તાપ શ્યામા;
ધન્ય વેળુનાથ ઉભા પરિબ્રહ્મા,
ધન્ય પુંડળિક ભક્ત નિર્મળા. જય૦

ઓવાર નવણે નક્ષત્ર વાળા,
સોવર્ણાશી ગળે વનમાળા ઘાલી;
રાઇ રખુમાબાઇ યાસ કળા,
ઓવાળુ શ્રી રાધા વિઠ્ઠલ સાંવરા. જય૦

અષાઢિ કાર્તકી સાધુજન એતી,
ભક્તજન એતી;
ચંદ્રભાગા મધી સ્નાન જે કરતી,
દર્શન વેળા માત તયા હો મુક્તિ,
કેશવાશી નામદેવ ભાવે ઓ વાળતી. જય૦

कायेनवाचा मनसेंद्रियैर्वा,
बुध्यात्मना वानुसृत स्वभावात् ।
करोमि यद्यत्सकलं परस्मै,
नारायणायेति समर्पयेत्तत् ॥

  

त्वमेव माता च पिता त्वमेव,
त्वमेव बंधुश्च सखात्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव,
त्वमेव सर्वं ममदेव देव ॥

सर्वेऽत्र सुखिनःसन्तु,
सर्वेसन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु,
माकाश्चि दुःख माप्नुयात् ॥

॥ जीवन्मुक्तिविवेक ॥

अच्युतं केशवं रामनारायणं,
कृष्ण दामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपीका वल्लभं,
जानकी नायकं रामचंद्रं भजेत् ॥

હરે રામ હરે રામ રામ રામ હરે હરે.

# इति भजनम्.

પુંડલીક વરદ, હરિ વિઠ્ઠલ ॥ જાનકી જીવન સ્મરણ જય જયરામ ॥ સબ સંતનકી જય ॥ બાલ ગોપાલકી જય ॥ સદ્ગુરુ મહારાજકી જય ॥ પાર્વતીપતે હરહર મહાદેવ ॥ श्री ब्रह्मार्पणमस्तु ॥

## समाप्त.

# श्रीरुक्मणी हरण.

## पूर्वरंग निरुपण.



**श्रीमन्महागणाधिपतये नमः ॥ इत्यादि नमनं ॥**

### ભજન ધુન.

સચ્ચા સચ્ચા હો નામ તેરા હરિ વિઠ્ઠલા. જાનકી જીવન સ્મરણ,

જય જય રામ, કનૈયાલાલકી જય, નમઃ પાર્વતીપતે; હર હર મહાદેવ.

### ध्रुवपद.

શ્રીરણછોડરાયકી જય, નમઃ પાર્વતીપતે, હર હર મહાદેવ.

### પદ.

જુઠી જગતની જાળી એ જીવડા જુઠી જગતની જાળી.
ખેતીવાળા તે તો ખેતી કરે છે ને, વણજ કરે છે વ્હેપારી;
નાના વિધનાં કર્મ કરે છે, તે પણ શેરના અહારી. જીવડા૦
ચોર ફરે છે ને ચોરી કરે છે, નથી જોતા તે રાત અંધારી;
શીર કપાયાનો ભય નથી રાખતા, તે પણ શેરના અહારી. જીવડા૦
છત્રપતિ મોટા સુબા કહેવાતા જે, પડે નગારાં ગેડી;
ખમા ખમા જેને સૌ કોઇ કહેતું, તે પણ શેરના અહારી. જીવડા૦

પેટને માટે સમશેર બજાવે ને; ફંદ કરે બહુ ભારી;
નર ફીટીને નારી બને છે, તે પણ પૈસના આહારી. જીવડા૦

॥ શ્રીરામ કૃષ્ણ દેવકી જય, નમઃ પાર્વતીપતે, હર હર મહાદેવ ॥

આદૌ કીર્તનાર ભે ગુર્જર સદ્કવિ આ સંસારમાં લપટાઇ દુઃખ અને કલેશ પામતા જીવોને સદુપદેશ કરે છે.

**પદ.**

જુઠી જગતની જાળીરે જીવડા જુઠી૦ ॥

હે ભાઇ! આ સંસાર કે જેને તું સત્ય માની રહ્યો છે, તે સત્ય નથી, પણ મિથ્યા છે. જેમ રજ્જુમાં સર્પ અને સીપમાં રૂપાની ભ્રાન્તિ થાય છે, તેમ તને આ મિથ્યામાં સત્યની ભ્રાન્તિજ માત્ર થઇ છે.

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थ कोटिभिः ॥**
**ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥ १ ॥**

**प्रास्ताविक.**

**અર્થ**:—કોટિ ગ્રંથોમાં કહ્યું છે, તે શ્લોકાર્ધમાં કહું છું કે બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, અને જીવ બ્રહ્મજ છે અન્ય નથી.

અનાદિ કાળના અજ્ઞાનથી અને અધુના અધમ લોકોની સંગતમાં રહી મનુષ્ય મહા દુઃખને ભોગવે છે.

**દ્વિહાર.**

લાલચમાં લપટાય તે, બંધનમાં બંધાય;
ખાવાની લાલચ વડે, કાળ જેમ પકડાય.

**मांस लुब्धोयथा मत्स्यो, लोह शंकुं न पश्यति ।**
**सुख लुब्ध स्तथा देही यम बंधं न पश्यति ॥ २ ॥**

**અર્થ**:–જેવી રીતે માછલું માંસ ખાવામાં લોભાઇ ગયેલુ હોવાથી લોઢાનો કાંટો દેખતું નથી, તેવી રીતે સુખમાં લોભાઇ ગયેલો માણુસ યમના પાશને દેખતો નથી. મિથ્યા જગત્‌ના મિથ્યા અને મોહક પદાર્થોના ઉપર આસક્તિ કરે છે, અને પછી એ સ્વપ્નવત્‌ દ્રષ્ટિગોચર થતા વૈભવો ક્ષણભંગુર–નાશવંત હોવાથી નષ્ટ થઇ જાય છે ત્યારે કલ્પાંત કરે છે–પોક મુકી રડે છે.

**દ્રષ્ટાંત**–એક નિરધન કંગાલ માણુસ આખા દિવસની મહેનતથી કંટાળી પોતાની ઝુંપડીમાં એક તુટેલી ખાટલી ઉપર નિદ્રાદેવીને વશ થયો હતો. પાછલી રાત્રીએ તેને એક સ્વપ્ન ઉત્પન્ન થયું કે પોતાને ત્યાં પચીસ ત્રીસ ગુમાસ્તાઓ નામું લખી રહ્યા છે, ઘોડાગાડીઓ, સાઇકલો, અને બીજાં અનેક વાહનોની પ્રવૃત્તિ થઇ રહી છે, મનોહર નવોઢા સુંદરિયો કટાક્ષ અને હાસ્ય વિનોદથી વાર્તાલાપ કરી રહી છે. પોતાના પાંચ પુત્રો પણ સેવાને માટે સન્મુખ ઉભા છે, આ અલૌકિક શોભા અને આનંદ નિહાળતાં તે નિર્ધનને કેટલો હર્ષ થયો હશે ? તેનો વિચાર આપજ કરો.

" નિર્ધન સ્વપ્નામાં દેખેરે ધન,
વંઝા દેખે સ્વપ્નામાંરે તંન. "

એવામાં કોઇ અમુલ્ય વસ્ત્રને માટે બે છોકરા પરસ્પર લડવા

લાગ્યા, એટલે આ સ્વપ્નામાં બનેલા ગૃહસ્થે પોતાની ઓઢેલી સો થીંગડાંની ચાદર નાખી કહ્યું લે આ સાલ, જેવી તેણે ચાદર નાખી તેવી તે પાસે રહેલા દીપકના ઉપર પડી કે તરત તે સળગી ઉઠી એટલે ઝુંપડી પણ સળગી જ્વાળા નિકળવા લાગી, એટલે લોકો એકત્ર થઇ ગયા, ઝુંપડી તોડી પાડી, અને પેલા નિર્ધન પણ સ્વપ્નામાં બનેલા ગૃહસ્થને અર્ધદગ્ધ સ્થિતિમાં બહાર ખેંચી કહાડયા.

લોકો કહેવા લાગ્યા અરેરે! આ બિચારા ગરિબની ઝુંપડી બળી ગઇ હવે શું થશે? તે સ્વપ્નામાં ગૃહસ્થ બનેલો કંગાલ કહેવા લાગ્યો, ઝુંપડી બળી ગઇ તેની મને ચિન્તા નથી પરંતુ મારૂં ઘર મિલકત, ધન, સ્ત્રીઓ અને પુત્ર વિગેરે બળી ગયું તેની મને મોટી ફિકર પડી છે. આ સાંભળી સર્વ લોકોએ તેને હસી કહાડયો અને તે બિચારો ઘર વિનાનો થઇ પડયો. થોડી વારે શુદ્ધિ આવ્યા પછી સ્વપ્નાના વૈભવોને માટે તિરસ્કાર લાવી પશ્ચાતાપ કરવા લાગ્યો.

જેમ સ્વપ્નાનું સુખ ભોગવતાં કષ્ટ પ્રાપ્તિ થઇ તેમજ આ જગતનું સુખ પણ ખોટું સ્વપ્નવત્ અને દુઃખદાતા છે.

## आर्या.

અતિ ઉપાધિ વાળા, ધીર વીર નૃપ ગયા જગત ત્યાગી;
દ્રષ્ટાંતો લઇ દિલમાં, પ્રીતે થા તું હરિપદ અનુરાગી.

**मांधाता च महीपतिः कृतयुगालंकार भुतो गतः,**
**सेतुर्येन महोदधौ विरचितः कासौ दशास्यांतकः ।**

**अन्ये चापि युधिष्टिर प्रभृतयो याता दिवं भूपते,**
**नैकेनापि समंगता वसुमति नूनं त्वया यास्यति ॥ ३ ॥**
**॥ भोजप्रबन्ध ॥**

**અર્થ**:—સત્યયુગના આભુષણરૂપ માંધાતા રાજા નષ્ટ થઇ ગયા, અને જેણે સમુદ્ર ઉપર પૂલ બાંધી રાવણનો નાશ કર્યો હતો તે રામ પણ ગયા. અને અન્ય પણ યુધિષ્ઠિરાદિ રાજા સ્વર્ગમાં પહોંચી ગયા છે. આ પૃથ્વી કોઇની પણ સાથે ગઇ નથી તો શું હજુ તમને તેના ઉપર મોહ છે?

**૫૬.**

જુઠી જગતની જાગી ઓ જીવડા જુઠી૦

કોઇ વ્હેપારમાંજ મચ્યા છે તો કોઇ રાત દિવસ ખેતી કરવામાંજ ગુંથાયા છે; કોઇએ ચોરી કરીને વૈભવો મેળવવા કમર કસી છે, તો કોઈ લશ્કરમાં લડવા ચડીને પણ તેવી આશાઓમાં તણાયા છે; કોઇ પુરુષ છતાં પ્રેમદાનો પોષાક પ્હેરી વૈભવો મેળવવા લાગ્યા છે તો કોઇ અનેક પ્રપંચોથી વૈભવોને પ્રાપ્ત કરવા કટિબદ્ધ થયા છે.

**દોહરો**

આવ્યો પણ જાણ્યો નહીં,
મનખા દેહનો મર્મ;
શેર સોટને કારણે,
કોટિક બાંધ્યાં કર્મ

*　　*　　*　　*

કોહીનૂર કુંભારને,
　મળિયો મારગ માંહી;
ફૂસકા સાટે વેચિયો,
　ફરી નર તનું મળશે નાહી.

એક અબુધ કુંભારને કોહીનુર હીરો મળ્યો તે હીરાની કિંમતથી અજ્ઞાત હોવાથી તેણે તેને કુશકાને બદલે વેચ્યો. તેવીજ રીતે અબુધ બિચારા વિચારશૂન્ય લોકો નર જન્મરૂપ હીરાની કીંમત જાણતા નથી અને તેથીજ તેને માયા પ્રપંચ કુશકામાંજ ગુમાવે છે.

## કવિત.

ધૂલી જૈસો ધન જાકે, સૂલી તો સંસાર સુખ;
મૂલી જૈસો ભાગ દેખો, અંત કસી યારી હે.
પાપ જૈસી પ્રભુતાઇ, સાપ જૈસો સન્માન;
બડાઇ બિંછુન જૈસી, નાગનીસી નારી હે.
અગ્નિ જૈસો ઈંદ્રલોક, વિઘ્ન જૈસો વિધિલોક;
કીર્તિ કલંક જૈસી, સિદ્ધિસી ઠગારી હે.
વાસના ન કોઇ બાકી, એસી મતિ સદા જાકી;
સુંદર કહત તાકો, બંદના હમારી હે.

આશાના પાશથી બંધાયેલો નરપશુ અનેકવાર સદુપદેશને શ્રવણ કરે છે તો પણ મુકત થઇ શકતો નથી. કારણ શ્રવણ, મનન,

નિદિધ્યાસ અને નિશ્ચય યુક્ત અનુભવ કરતો નથી એટલે જાણતો છતો અંધ થઇ કુપને વિષે પડે છે. મહાત્મા કબીર પણ કહે છે.

" કહત કબીરા સુનો મેરે ભૈયા,
આપ મુવે ફિર ડુબ ગઇ દુનિયા. "

આ ગૂઢ ગિરાનો વિચાર કરતાં સ્પષ્ટ સમજાશે કે આપણે મર્ણ શરણ થયા એટલે આ બધું જગતજ નથી. અર્થાત્ જીવતાં સુધીજ જગત્ છે બે નેત્ર બંધ થઇ જતાં પછી શેષ કંઇજ રહેવાનું નથી.

चेतोहरा युवतयः सुहृदोऽनु कूलाः ।
सद्बांधवाः प्रणय गर्भ गिरश्च भृत्याः ॥
वल्गंति दंति निवहा स्तरला स्तुरंगाः ॥
संमीलने नयन योर्नहि किंचिदस्ति ॥ ४ ॥

**અર્થ**:-મારે ચિત્તને હરણ કરનારી સ્ત્રીયો છે, મિત્ર અનુકૂલ છે, બાંધવ શ્રેષ્ઠ છે, નાકે નમ્રવાણી વદનાર છે, હસ્તી શબ્દ કરે છે, અને ઘોડાઓ ઘણા ચંચળ છે. ( આવો વિચાર કરનાર મોહાંધને મહાત્માએ ઉત્તર આપ્યો છે ભાઇ ! ) નેત્ર મીંચાઇ ગયાં અર્થાત્ મૃત્યુ આવ્યું એટલે ત્હારૂં કંઇજ નથી. માટે મિથ્યા પદાર્થોનો મોહ અને સ્વાર્થિ સંબંધીઓના સ્વાર્થિ સ્નેહને વિચારી તૃષ્ણા ત્યજી ત્રિભુવનપતિ શ્રીહરિનું ધ્યાન ધર.

**दूरं दूरमितो गत्वा समेत्यच पुनः पुनः ।**
**भ्रमत्याशु दिगन्तेषु तृष्णोन्मत्ता तुरङ्गमी ॥ ९ ॥**
**॥ योगवासिष्ठे ॥**

**અર્થઃ**—તૃષ્ણા રૂપી ઉન્મત્ત ઘોડી પાસેથી દૂર દૂર જાય છે, વળી દોડતી દોડતી પાછી આવે છે, ને એમ દિગન્તો પર્યંત ત્વરાથી ભમ્યાંજ કરે છે.

તૃષ્ણા છે વૈતરણી નદી,
કામ ક્રોધની ભેખડ બની;
જીવ મુસાફર તણાયો જાય;
મોહ મત્સ્ય તેને ગળી જાય.

તૃષ્ણા હવામાં કિલ્લા બંધાવે છે, મોટા મહારાણાઓને રડાવે છે, પંડિતોને પાપ કરાવે છે, ભક્તોને ભીખ મંગાવે છે, ખબરદારને ખુશામત કરાવે છે, યોગિઓને અવળે માર્ગે ચડાવે છે અને બ્રહ્મા, વિષ્ણુ ઇંદ્રાદિકનાં પણ માન મુકાવે છે તથા માર ખવરાવે છે.

**દૃષ્ટાંત**—શ્રીમદ્ ભાગવતની કથા કરનાર એક પુરાણી મહારાજ નિર્ધન સ્થિતિ ભોગવતા હતા. તેઓ જ્યાં જ્યાં કથા કરવાને માટે જતા હતા ત્યાંથી પ્રારબ્ધવશાત્ તેમને દ્રવ્ય પ્રાપ્તિ વિશેષ થતી નહીં. તેમનાં પત્નિ ગુણીયલ, ચતુર અને સંગિતમાં નિપૂણ હતાં એટલુંજ નહી પરંતુ પતિવ્રતા ધર્મમાં એકકો હતાં.

એક સમયે પુરાણીજી ભાદ્રમાસમાં કોઈ બીજે ગામ કથા

નિમિત્તે ગયા હતા, તેમનાં પત્નિ મધ્યાહ્ન પશ્ચાત્ પોતાના ગૃહમાં સર્વ કાર્યથી નિવૃત્ત થતાં ત્યારે બીન વગાડતાં હતાં. કેટલાએક દિવસ આમ ચાલતાં મહેલ્લાની અન્ય દ્વેષી સ્રીઓએ તે સાધવી સતિને માટે ગમે તેમ બોલવા માંડયું. જેથી તે સદ્ગુણી બાઇએ બીન વગાડવું બંધ કર્યું, પરંતુ તેને તેના વિના ચેન પડતું નહિ; તેથી તે પોતાના ગામથી એક બે માઇલ દૂર નદી કિનારે સુંદર અરણ્યમાં જઇ ત્યાં બીન વગાડવા લાગી.

દરરોજ સાંજના સાડાચાર વાગે જઇ દોઢ કલાક પર્યંત અનેક રાગ રાગણીઓને તાન, મૂર્છનાના આલાપ સહ ગાન કરી બજાવતી અને છ વાગે બીન વગાડવું બંધ કરી સ્વગૃહે ચાલી આવતી. આ પ્રમાણે થવાથી પાસેની ઝાડીમાં વસતાં મૃગ કે શબ્દ એ જેમનો વિષય છે તેમની ટોળીઓ ક્રમે ક્રમે આવવા લાગી, અને આ દેવીની ચોતરફ બેસી નાદ શ્રવણ કરવા લાગી, બીન વાગતું બંધ થતાં સર્વ મૃગ ત્વરાથી સ્વસ્થાને ગમન કરતાં. ધીમે ધીમે સંગિત પ્રોફે-સર આ દેવી સરસ્વતીનો વિશ્વાસ પશુઓ પૂર્ણ રીતે કરવા લાગ્યાં અને શ્રોતૃ મંડળીની વૃદ્ધિ થતાં ચારસો પાંચસો મૃગની હાજરી પ્રતિદિન થવા લાગી, અને આનંદ સમાચાર મૃગોએ પોતાના અધિપતી મૃગરાજને કહ્યા કે જે આ સર્વ મૃગનો માલિક હતો.

મૃગરાજ પણ નાદ શ્રવણાર્થે પધાર્યા અને આ સુંદરીની સંગિત નિપૂણુતા જોઇ પ્રસન્ન થયા. અને દેવીની કદર કરી તેને કંઇક આપ-

વાની ઇચ્છા જણાવી. બીજા સર્વ મૃગ માલિકની મરજીને મળતા થયા અને પ્રતિદિન તેને એક કસ્તુરીનો ડુંટો (જેમાં કસ્તુરી થાય છે તે ) આપવાને ઠરાવ કર્યો.

અહો ! પશુ પણ કદર કર્યા વિના રહેતાં નથી, અધુના મનુષ્યો તે પશુ કરતાં પણ અધમ સ્થિતિએ પહોંચ્યાં છે કે જેઓ કદર કરી શકતાં નથી.

કદરદાન તે જે કદરને ધરે,
વિના એ કદર તે દયા શું કરે;
ભલે લાખ દુઃખો બતાવો પ્રભુ,
સદા એ કદરથી બચાવો વિભુ.

સંગિત સમાપ્તિ સહ તે મૃગરાજ પોતાની પાસેથી એક ડુંટો મુકી, આ મહા દેવીના ચરણ સમિપે નમન કરી ચાલવા માંડતાં અને તેમની પાછળ સમગ્ર મૃગમંડળ પલાયન કરી જતું. એટલે આ સાધ્વી કસ્તુરીનો ડુંટો કે જે વિના માગે પ્રેમ સહ મળ્યો છે તે લઇ સ્વગૃહે પ્રયાણ કરતી. બીજે દિવસે તે ડુંટાને બજારમાં વેચતાં તેના પચીસ ત્રીસ રૂપીઆ ઉપજતા, તે દ્રવ્યને લઇ ગૃહ સાહિત્યમાં જે કંઇ ખામી હોય તે બજારમાંથી દ્રવ્ય આપી લાવતી, અને પ્રભુ તથા પતિની ભક્તિ કરતાં દિવસ નિર્ગમન કરતી હતી.

પશ્ચાત્ ભાદ્ર માસની સમાપ્તિ થઇ એટલે પુરાણી મહારાજ કથા સમાપ્ત કરી આવ્યા, આ સમયે પણ તેમને પ્રારબ્ધવશાત્

આખા બાવીસ રૂપીયાજ મળ્યા હતા, અને તેથી તેમનું જ્ઞાન, સંતોષ, વૈરાગ્ય, ક્ષમા, શાંતિ, વિગેરે કે જે પોતે ભાગવત વાંચી લોકોને રાખવાને વારંવાર કહેતા હતા તેમાંનું કંઇ પણ તેમનામાં રહ્યું નહોતું. અર્થાત્ તેઓ હવે વિચારશૂન્ય થઇ ગયા હતા. અને તેમ થવાથી કામ, ક્રોધ, લોભ વિગેરે શત્રુઓએ તેમના ઉપર ચઢાઇ કરી હતી.

ગૃહમાં પ્રવેશ કરતાં તો તેમણે કંઇ નવુંજ જોયું. લક્ષ્મીનો વાસ થવાથી સર્વ સુખનાં સાધનો, ગાદી, તકીયા, હીંચોળાખાટ, પલંગ, ચાંદી સોનાનાં પાત્રો, હાંડી, તકતા, ઝુમરો વિગેરે રાજ-મહાલયને શોભાવે તેવાં તમામ સાધનોએ ઘરમાં મુકામ કર્યો હતો. પતિને આવતા જોઇ સુવર્ણ થાળમાં પૂજાનું સાહિત્ય લઇ આ પતિવૃતા દ્વાર સુધી સામી ગઇ અને પૂજન કરી પ્રીતિપૂર્વક ગૃહમાં લઇ ગઇ અને મિષ્ટ મધુર વચનોથી પલંગ પર બિરાજવાને વિનંતી કરી.

આ બધો ઠાઠ જોઇ મુંઝાઇ ગયેલા પુરાણી મહારાજને આ વાત ગમી નહીં, અને ક્રોધાવેશમાં તે બોલી ઉઠયા. હે સ્ત્રી! મને તારો આ પ્રપંચથી પ્રાપ્ત કરેલો ઠાઠ પ્રિયકર નથી માટે હું ત્હારો ત્યાગ કરીશ. કુલટા! કહે તું આ બધું કયાંથી લાવી? હવે તું મ્હારે કામનીજ નથી.

શાંત વદનથી સુંદરીએ જવાબ દીધો, પ્રાણેશ! હું નિર્દોષ છું, મેં અધર્મથી આ સાધનો મેળવ્યાં નથી, અધીરા ન થતાં આપ

સાંજે સાડાચાર વાગે મારી સાથે આવજો, જે માર્ગેથી મને આ સાધનો–દ્રવ્ય મળ્યું છે તેની આપ તપાસ કરજો અને આપને એમ લાગે કે મેં કુમાર્ગ ગ્રહણ કર્યો છે તો તેજ ક્ષણે આપની ધ્યાનમાં આવે તે શિક્ષા મને કરજો.

ક્રોધને વશ થયેલા પુરાણી બાવા સહજ શાંત થયા અને બોલ્યા સાડાચાર વાગે ક્યાં લઇ જવા માગે છે? અને ખરી હકીકત શું છે? તે સત્વર કહી દે? નહિ તો આજે હું તારાં હાડકાં ભાંગી નાખીશ.

ભલે પ્રાણેશ આપને યોગ્ય લાગે તેમ કરજો, પણ મારી વાત પૂર્ણ રીતે સાંભળો તો ખરા.

ઝટ કહે, વિલંબ ન કર, મારે તારૂં ડહાપણ જોવાની જરૂર નથી.

હુકમ થતાં બરાબર સાધ્વીએ પોતાને મૃગથી મળતી મદદની સંપૂર્ણ હકીકત કહી. એક ચિત્તથી સાંભળી રહેલા પુરાણી મહારાજના ધ્યાનમાં આ વાત ઉતરી નહીં, તદપિ તેની આ વાત સાચી છે કે ખોટી તે જોયા પછીથી શિક્ષા કરવી એમ નક્કી કર્યું. અને પોતાને આ વખતે દ્રવ્ય વિગેરે બરાબર નથી મળ્યું તેના રોદડા રડવા લાગ્યા. સ્ત્રીએ ધીરજ આપી કહ્યું, નાથ આટલું બધું દ્રવ્ય છે હવે આપને શોક કરવાનું કંઇજ કારણ નથી, છતાં પુરાણી મહારાજનું મન માન્યું નહીં.

નિત્યના નિયમ પ્રમાણે સ્ત્રીએ બીન લઇ સ્વામિને સાથે લીધા અને તેમને અરણ્યમાંના એક વટ વૃક્ષ ઉપર ગુપ્ત રાખ્યા, કારણ અજાણ્યા માણસથી પશુઓ આવે નહીં.

બીન પ્રારંભ થયો. ક્ષણ વારમાં નિત્ય નિયમ મુજબ શ્રોતૃ મંડળી એક ચિત્ત નાદમાં લીન થઇ ગઇ, અને સમાપ્તિસમયે મૃગ-રાજે કસ્તુરીનો ડુંટો આપ્યો અને સર્વ ચાલ્યા ગયા. આ સર્વ બીના જોઇ પુરાણી મહારાજ તો દીંગજ થઇ ગયા. વાહરે વાહ! ધન્ય છે તને! ક્ષમા કરજે મેં તને અપ શબ્દો કહ્યા છે તે, વિગેરે મધુર વચનોથી સ્ત્રીને પ્રસન્ન કરતા સ્વગૃહે આવ્યા. રાત્રીએ નિશ્ચય કર્યો કે કાલે પણ હું આવીશ, સ્ત્રીએ તે વાત કબુલ કરી એટલે બીજે દિવસે એક નાનું ધનુષ્ય અને બાણ લઇ આવ્યા તેને ગુપ્ત રાખી પછી સ્ત્રીની સાથે ગયા. વટ વૃક્ષારૂઢ થયા, અને વિચાર કર્યો કે આ મૃગ બધાંના કરતાં જબરો રૂષ્ટ પુષ્ટ છે માટે એના પેટમાં ઘણા ડુંટા હશે તેથી એને મારી નાખું તો એકદમ ધનવાન થઇ જવાય એમ લોભવશ થઇ પુરાણી મહારાજે જ્યાં બરાબર શબ્દ વિષય શ્રવણમાં સર્વ મૃગ લીન થયાં કે તરતજ બાણ માર્યું અને મૃગરાજ ઘાયલ થઇ પડયો. સર્વ મૃગ નાશી ગયા. મૃગરાજ પડતાંવત્ સ્ત્રીના હાથમાંથી પણ બીન પડી ગયું અને તે બેભાન થઇ જમીન ઉપર પડી.

થોડી વારે મૃગરાજ તથા સ્ત્રી બંને શુદ્ધિમાં આવ્યાં ત્યારે સ્ત્રી કલ્પાંત કરવા લાગી. અરેરે! ભાઇ તમારા જેવા કદરદાન, વિશ્વાસુ, અને પ્રેમી શ્રોતાને કોઇ પારધીએ વિના કારણે આ દુઃખ આપ્યું છે, હવે શું કરૂં ?

મૃગરાજ કહેવા લાગ્યો, દેવી શોક ન કરો; અમને મારનાર

કોઇજ નથી પરંતુ અમને જે રસ પ્રિય છે તેને ખાતરજ આ સમયે મેં મારો પ્રાણ બક્ષીસ કર્યો છે.

પાન ખરે ત્યાં પાઉં ન ધરીયે,
વસાંયે પરવ્રત શીશ;
વિણાયંત્ર કે કારણે,
જાન કર્યો બક્ષીસ.

દેવી ! હવે મારો પ્રાણ જવાની તૈયારીમાં છે માટે તમે બીન બજાવો કે મરતાં મરતાં પણ હું એ રસને પીતો જાઉં.

બીન બજા કે કયા કરૂં,
ટુટ ગયે સબ તાર;
સુનને વાલે સબ ચલે,
મેં બી ચાલન હાર.

દેવીએ બીન બજાવવાની શરૂઆત કરી, મૃગ તે શ્રવણ કરતાં કરતાં મરણને શરણ થવા લાગ્યો, અને તેથી સ્રીને લાગ્યું કે આવો પવિત્ર, કદરદાન અને ઉદાર શ્રોતા ગયા પછી અમારી કદર કોણ કરશે ?

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેનાં નેત્રો અશ્રુથી ભરાઇ ગયાં અને બીન વગાડી શકાયું નહિ. મૃગરાજ તેના મનની વાત જાણી ગયો અને અંતસમયે પણ તેણે તે બાઇને દિલાસારૂપ દોલત આપી પોતાના પ્રાણને દેહથી જુદો કર્યો.

**હવે મારા મર્યા બાદ તમારે નીચે પ્રમાણે વર્તવું.**

**શિંગ બેચકે ધન કરો,**
**માંસ બેચક ખાઓ;**
**ચર્મકા આસન બનાકે,**
**બેઠે બીન બજાઓ.**

અહો! પશુ પણ કદરદાન અને દાતારપણાના ઉત્તમ ગુણોને ધારણ કરી જગમાં અમરકીર્તી પ્રાપ્ત કરે છે. ધન્ય છે! જ્યારે અમારે ત્યાં ભારત વર્ષમાં કોઇ કોઇ સ્થળે તેથી ઉલટા ગુણોનાજ મનુષ્યો જોવામાં આવે છે. ધિક્કાર છે તેવા પાષાણોને પછી ભલે તે વિદ્વાન હોય, કે શૂરવીર હોય પરંતુ તેમની તે મોટાઇ વ્યર્થ છે.

**युध्यन्ते पक्षि पशवः पठन्ति शुक सारिकाः ॥**
**दातुं शक्नोति यो वित्तं स शूरः स च पण्डितः ॥ ६ ॥**

**અર્થ**:—પક્ષી અને પશુ પણ યુદ્ધ કરે છે, અને શુક તથા સારિકા ( મેના ) પણ ભણે છે તેથી તેમની મોટાઇ નથી પરંતુ જે દાન આપવાને શક્તિવાન્ છે તે પુરુષજ, ખરો શૂરવીર અને ખરો પંડિત છે.

**कर्ण स्त्वचं शिबिर्मांसं, जीवं जीमूत वाहनः ।**
**ददौ दधीचिरस्थीनि नास्त्यदेयं महात्मनाम् ॥ ७ ॥**

**અર્થ**:—કર્ણ રાજાએ ત્વચાનું દાન કર્યું હતું, શિબિ રાજાએ માંસ આપ્યું હતું, જીમુતવાહને પોતાનો જીવ આપ્યો હતો, અને

દધીચિ ઋષિએ અસ્થિ આપ્યાં હતાં, તેથી મહાત્મા પુરુષો (દાતાર) ને શું અદેય ( ન આપી શકાય તેવું ) છે.

તૃષ્ણા—કૃપણતાને વશ થયેલા પુરુષો ભલે તે નામથી સાધુ કહેવાતા હોય કે સંસારી કહેવાતા હોય, ભક્ત કહેવાતા હોય કે અભક્ત કહેવાતા હોય, તદપિ તેમનો વેષ અને જીવન વૃથાજ છે. અધુના સર્વ કોઇ વર્ણ—આશ્રમ વાળાઓ ઉપદેશકો વિગેરે માત્ર વાક્યાતુર્યતામાંજ કુશળ હોય છે. અરેરે ! કલિ શું ત્હારો કેર ! !

**धर्मः प्रव्रजिता स्तपः प्रचलितं सत्यंचदूरे गतं,**
**पृथ्वी मन्दफला नराः कपटिनश्चित्तंच शाठ्योर्जितम् ।**
**राजानोऽर्थपरा नरक्षण पराः पुत्राः पितुर्द्वेषिणः,**
**साधुः सीदति दुर्जनः प्रभवति प्राप्ते कलौ दुर्युगे ॥ ८ ॥**

**અર્થ**:—આ ખરાબ કળિયુગ પ્રાપ્ત થયો; એટલે ધર્મ નાશ થયો, તપ ચળાયમાન થયું, સત્ય દૂર ગયું, પૃથ્વી સૂક્ષ્મ ફળવાળી થઇ ગઇ, પુરુષો કપટી થઇ ગયા, ચિત્ત લુચ્ચાઇથી યુક્ત થયાં, રાજાઓ દ્રવ્ય સંપાદન કરવામાં તત્પર રહેતાં પ્રજાનું રક્ષણ કરનાર ન રહ્યા, પુત્ર પિતા સામે દ્વેષ કરનાર થયા, સાધુ પુરૂષો નાશ પામ્યા, અને દુર્જન માણસો સમર્થ થયાં છે.

**कृत युग त्रेता द्वापरहुँ पूजा मख अरु योग ।**
**जोगति होइ सोकलिहरिहि नामते पावहि लोग ॥ ९ ॥**

**॥ प्र॰ तुलसीदास ॥**

**અર્થ**:—સત્યુગમાં ધ્યાન કરવાથી, ત્રેતામાં યજ્ઞ કરવાથી, અને દ્વાપરમાં પુંજા કરવાથી જે ગતિ થાય છે તે ગતિને કળિ-યુગમાં લોકો કેવળ હરિ નામ લેવાથીજ પામે છે.

**कृते यद्धयायतो विष्णुं, त्रेतायां यजतो मखैः ।**
**द्वापरे परिचर्यायाम्, कलौतद्धरि कीर्तनात् ॥ १० ॥**

**॥ भागवत. ए. स्कंध्रे ॥**

**અર્થ**:—સત્યુગમાં વિષ્ણુનું ધ્યાન કરવાથી, ત્રેતામાં યજ્ઞ કરવાથી, અને દ્વાપરમાં પુંજા કરવાથી જે ફળ મળતું હતું તે ફળ કળિયુગમાં ફક્ત હરિભજન ( હરિકીર્તન ) કરવાથી મળે છે. તસ્માત્ હે સજ્જનો ! પ્રમાદ તજી શ્રીહરિના ચરણ કમળમાં ચિત્ત જોડો.

**પદ.**

કયોં ગફલતમેં પડા, દીવાના કયોં ગફલતમેં પડા;
હરિસે કોઇ નહીં બડા, દીવાના કયોં ગફલતમેં પડા. કયોં૦
હનુમાનને સેવા કીની, લે દ્રોણાગિરી ઉડા. કયોં૦
ગોપીચંદને જોગ કમાયા, મહાલ મુલુક સબ છુડા. કયોં૦
કહત કબીરા સુનો ભાઇ સાધો, હરિચરન ચિત્ત જડા. કયોં૦

માટે હે ભાઇ ! જંજાળ—ઉપાધીને દૂર કરી શ્રી હરિની ભક્તિ કે જે પરમ સુખકર છે તે તરફ મનને વાળી દે.

**एष निष्कंटकः पंथा, यत्र संपूज्यते हरिः ।**
**धावन्नि मीलय वा नेत्रे न स्खलेन्न पतेदिह ॥ ११ ॥**

**॥ श्री० भागवत ॥**

**અર્થ:**—આ ભક્તિ માર્ગ કંટકાદિ ઉપદ્રવ વિરહિત છે, કેવળ ભગવાનની પૂજા કરવામાં આવે અને આ માર્ગમાં નેત્ર મીચી દોડવામાં આવે તોપણ પડવા આખડવાનો બિલકુલ ભય નથી. તસ્માત્ આ માર્ગ ઇતર માર્ગ કરતાં કેવળ નિર્ભય છે.

અનેક સજ્જનો આ માર્ગ પર આરૂઢ થઇને પ્રભુચરણને પામી ગયા છે માટેજ—

**પદ.**

જુઠી જગતની જાળી એ ઉ્વડા જુઠી૦

જુઠી જાળ તજી સત્યના બેલી તરફ જાજો, તેમના વિશ્વાસપર રહેતાં કોઇ નિરાશ થયું નથી.



# अथ रुक्मिणी हरण.



**राजासीद्भीष्मको नाम, विदर्भाधि पतिर्महान्।**
**तस्य पंचा भवन् पुत्राः, कन्येका च वरानना ॥ १२ ॥**
**श्री० भागवत–द. उ अ. ५२–२१ ॥**

**અર્થ**:–વિદર્ભ દેશ પાલક ભિષ્મક નામે મહા યશસ્વી રાજા હતો, તેને પાંચ પુત્ર અને એક પરમ સ્વરૂપવાન કન્યા હતી.

**रुक्म्यग्रजो रुक्मरथो, रुक्मबाहु रनंतरः ।**
**रुक्मकेशो रुक्ममाली, रुक्मिण्येषां स्वसा सती ॥१३॥**
**श्री० भागवत–द. उ. अ. ५२–३२॥**

**અર્થ**:–સૌથી મોટો પુત્ર રૂકમી, રૂકમરથ, રૂકમબાહુ, રૂકમકેશ, અને સૌથી ન્હાનો રૂકમમાલી, એ પાંચ પુત્ર અને એ પાંચેની બહેન પરમ શુશીલા પતિવૃતા રૂકિમણી ઉત્પન્ન થઇ હતી.

## आर्या.

પાંચ પુત્ર એક પુત્રી, ભગવતી દેવી મનુ રૂપ ધરી;
ભીષ્મક ગૃહ શોભાવ્યું, રૂકમી સૌથી શ્રેષ્ઠ બળિષ્ટ જરી૦

**सोपश्रुत्य मुकुंदस्य रूपवीर्य गुणश्रियः ।**
**गृहा गतैर्गीय माना स्तंमेने सदृशं पतिं ॥ १४ ॥**
**श्री. भा. द. उ. अ. ५२ ॥**

**અર્થ**:—ઘેર આવેલા દેવર્ષી નારદજીના મુખથી શ્રીકૃષ્ણચંદ્રના ગુણાનુવાદ સાંભળી રૂક્મિણીએ પોતાના સમાન જાણીને વિવાહ કરવાને મનમાં પ્રતિજ્ઞા કરી લીધી.

અચાનક આવી નારદજીએ રૂક્મિણી સન્મુખ કૃષ્ણરૂપ ગુણ વર્ણન કરી રૂક્મિણીના મનને મોહિત કરી નાખ્યું હતું. મોહવશ છતાં રૂક્મિણીએ પૂછ્યું, મહારાજ શ્રીકૃષ્ણ કોના જેવા છે?

દેવર્ષી નારદજીએ યુક્તિ પ્રયુક્તિથી ઉત્તર આપવામાં અને વદેલી વાતને સિદ્ધ કરવામાં જરા પણ કચ્ચાસ રાખી નહીં.

રૂક્મિણી! આ જગત્‌માં શ્રીકૃષ્ણના સમાન અવર કોઇ પણ પુરુષ નથી. કૃષ્ણની ઉપમાને માટે કૃષ્ણજ બસ છે.

**गगनं गगनं तुल्यं समुद्रो समुद्रोपमम् ।**
**राम रावणयोर्युद्धम् राम रावणयोर्युधम् ॥ १९ ॥**

**અર્થ**:—ગગનની ઉપમાને માટે ગગનજ બસ છે, સમુદ્રની ઉપમાને માટે સમુદ્રનીજ જરૂર છે, અને રામ રાવણના યુદ્ધની ઉપમાને માટે રામ રાવણનું યુદ્ધજ યોગ્ય છે. તેમ હે રૂક્મિણી! શ્રીકૃષ્ણચંદ્રની ઉપમાને માટે તે પરમ દિવ્ય મનોહર મૂર્તિજ યોગ્ય છે.

આ પૃથ્વી ઉપર જ્યારે શ્રીકૃષ્ણચંદ્ર પ્રગટ થયા ત્યારે અનેક કૌતકો થયાં હતાં તેમનું સુંદર રૂપ અને ગુણ જોઇને બીજા દેવાદિક ભયના માર્યા આમ તેમ નાઠા અને હું તો બ્રહ્મચારીજ રહ્યો.

## ભાવાનુ ચલતી.

ભય પામી શિવ ગયા સ્મશાને, લઇ પાર્વતિ નારી;
સહસ્ર નયનથી ઇંદ્ર બિચારો, જોઇ રહ્યા ઇંદ્રાણી.

* * * *

અષ્ટ નયન બ્રહ્મા નિહાળે, સાવિત્રી નિશીદિન;
અન્ય જન સહુ ઇર્ષા કરતા, કાયર થઇને ખિન્ન.

* * * *

ચેતી ચતુરા પરણ્યો નવ હું, રહ્યો સદા બ્રહ્મચારી;
પૂર્ણ પૂણ્યનો ઉદય થયેથી, મળશે દેવમુરારી.

મહર્ષિનાં વચનો સાંભળી રૂક્મિણીએ પુનઃ નિશ્ચયને દ્રઢ કર્યો. અને માનસિક લગ્ન શ્રી કૃષ્ણચંદ્રથી કરી દીધું.

## અભંગ.

કીધો નિશ્ચય કૃષ્ણચંદ્રને, વરવા મનની સાથ;
પ્રાણ તમે હું પ્રિયા તમારી, થઇ ચુકી યદુનાથ.

રૂક્મિણીનાં માતા, પીતા, અને રૂક્મિ સિવાયના બીજા ચારે ભાઇઓ કૃષ્ણ સાથે રૂક્મિણીને આપવાને ખુશી હતા પરંતુ રૂક્મિ શ્રીકૃષ્ણની વિરૂદ્ધ હતો; તેણે કહ્યું કોઇ દિવસ એવું બનશે નહીં.

## આર્યા.

ગોવાળામાં રહેતો, છાશ મ્હીં ચોરી ચોરી ખાતો;
વિષયિ નિર્બળ કહાવે, જરાસંધના બયથી એ નાઠો.

ગૃહમાં સર્વના સન્મુખ રૂક્મિયાનું બોલવું થયું. તેના હુકમમાં સર્વ હતાં તેથી કોઇ બોલી શકયું નહી. એટલે રૂકિમણીને અનહદ દુઃખ ઉત્પન્ન થયું. તદપિ તેણે પોતાનો નિશ્ચય તો છોડયોજ નહીં. ગમે તેમ થાય, ભલે દેહાન્ત થાય પરંતુ વરૂ તો શ્રીકૃષ્ણનેજ વરૂ.

## મરાઠી સાખી.

પત્ર લખી પંડ્યાને આપ્યો, કૃપાસિંધુને કહેજો;
પ્રાણ તજીશ હું શરણાંગત છું, ખબર હમારી લેજો

એક પ્રેમ પત્રિકા લખી રૂકિમણીએ સુદેવ નામના બ્રાહ્મણને દ્વારામતિ તરફ રવાના કર્યો.

**द्वारकां ससम भ प्रतिहारैः प्रवेशितः ॥**
**अपश्य दाद्यं पुरुष मासीनं कांचनासने ॥ १६ ॥**
**श्री. भा. द. उ. अ. ५२–२७ ॥**

**અર્થ**:–બ્રાહ્મણ જ્યારે દ્વારામતિમાં પહોંચ્યો, ત્યારે તેજ સમયે દ્વારપાલોએ તેને ( ભૂદેવને ) અંદર શ્રીકૃષ્ણ પાસે પહોંચાડયો. જ્યાં બ્રાહ્મણે સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા આદિ પુરુષ ભગવાન નારાયણનાં દર્શન કર્યાં.

## પદ.

**( ગિરધારીરે એ રાગ. )**

દ્વારકાંમાંરે આવી અરજ ગુજારી,
જ્યાં બેઠા છે દેવ મુરારિ.

કરિ તમ પરરે મોહી ભીષ્મ કુમારી,
કૃપા કરજો કુંજવિહારી. દ્વારકાં૦

## ઝુલ.

ઝટપટ જુગજીવન જાઓરે,
કરી હરણ ને કન્યા લાવોરે;
અવસર ફરી નહીં મળે આવોરે,
કરે દુર્જન દુનિયાં દાવોરે;
( આ ) પત્ર વાંચીનેરે કરશો ઝટ તૈયારી;
નહીં તો જાશે લાજ તમારી.

બ્રહ્મદેવનાં વચન શ્રવણ કરતાં શ્રીહરિએ રૂક્મિણીને માટે સત્વર યોગ્ય બંદોબસ્ત કરી નાખ્યો. બ્રહ્મદેવ પાસેથી પત્ર લઇ હૃદય સાથે ચાંપ્યો અને પ્રસન્ન થયેલા પ્રભુએ ભુદેવને સત્કાર-પૂર્વક સુવર્ણના સિંહાસન ઉપર બેસાડયા અને કુશળ પુછવા લાગ્યા.

મહારાજ આપનો ગૃહકાર્ય વ્યવહારથી ઠીક ચાલે છે ને ?

ભુદેવે કહ્યું, કૃપાનિધિ ! સંતોષામૃતના પાનથી સર્વ સારૂં છે.

॥ श्रीकृष्णउवाच ॥

विमान् स्वलाभ संतुष्टा न्साधून् भूत सुहृत्तमान् ॥
निरहंकारिणः शांताम्नमस्ये शिरसाऽसकृत् ॥ १७ ॥
श्री. भा, द. उ. अ. ५२-३३ ॥

અર્થ:–જે બ્રાહ્મણ વિના પ્રયત્ને મળી વસ્તુમાં સંતોષ રાખે છે, પોતાના ધર્મમાં કાયમ છે, અને સમસ્ત જીવોની રક્ષા કરે છે, શાંત સ્વભાવ છે, અને અહંકાર રહિત છે, તેને હું પણ વારંવાર નમસ્કાર કરૂં છું. વિગેરે વિનય વાણીથી બ્રહ્મદેવને પ્રસન્ન કર્યા.

પશ્ચાત્ શ્રીહરિએ પત્રિકા વાંચવા માંડી.

## આંખ વીના અંધારૂં રે એ રાગ.

વ્હાલા વ્હેલા આવોરે, બાળાને બચાવોરે,
અંતર્યામિ અબળાની વ્હારે આવો. વ્હાલા૦
નથી કોઇ બેલી મ્હારૂં, માતા પિતા કે પ્યારૂ;
જુલ્મીની જાળથી છોડાવોરે. વ્હાલા૦
આપ વિના વિઠ્ઠલ વરજી, કરૂં હવે કોને અરજી;
સામળીયા શોકને સમાવોરે. વ્હાલા૦

પ્રાણેશ ! આપના આધાર ઉપર રહેતાં અદ્યાપિ પર્યંત કોઇની લાજ ગઇ નથી, તો હે કૃપાસિંધુ અવશ્ય આવી અનેક દુર્જનોના કરમાંથી છોડાવી મને આપના ચરણ કમળમાં રાખશો એવી મારી શુદ્ધાંત:કરણની પ્રાર્થના છે તે સ્વિકારશો.

લી. આપની, દર્શનાતુર દાસીના સવિનય પ્રણામ.

આપ કહેશો કે હું તને શી રીતે અને કયાં મળીશ ?

**अंतः पुरांतर चरीमनिहत्य बंधुंस्त्वामुद्वहे ।**
**कथमिति प्रवदाम्युपायम् ॥**

**पूर्वेद्युरस्ति महती कुलदेवियात्रा यस्यां ।**
**बहिर्नववधू गिरिजामुपेयात् ॥ १८ ॥**

**॥ श्री० भागवते ॥**

**અર્થ**:–હે કૃષ્ણ! તમે એમ કહેશો કે તું અંતઃપુરમાં રહેનારી, તારા બંધુઓ વિગેરેથી રક્ષાયલી, તે તને હું શી રીતે વરૂં, તો તેનો ઉપાય અમારા કુળમાં એવો ચાલ છે કે જે કન્યાનાં લગ્ન હોય તે લગ્નને આગલે દિવસે શ્રી અંબિકાનાં દર્શન કરવાને જાય તે પ્રમાણે હું નગ્ર બહાર અંબિકાના દેવળ પાસે આવીશ, આ સમયનો લાભ લઇ આપે મારૂં હરણ કરવું.

## મરાઠી સાખી.

વાંચી પત્રિકા રથ મંગાવી, બ્રાહ્મણુનેય મનાવી;
યદુપતિએ શુભ સમય જોઇને, ઝટપટ કરી તૈયારી.

શ્રીપતિ સુદેવ બ્રાહ્મણને લઇ કુંદનપુર આવી પહોંચ્યા. નગ્ર બહાર અરણ્યની ઘોર ઝાડીમાં રથ રાખી સુદેવને નગ્રમાં રૂક્મિણીને સમાચાર કહેવાને ત્વરાથી વિદાય કર્યા.

## आर्या.

ચંદેલી નૃપ આવ્યો, દમઘોષ નિજ પુત્ર શિશુ લઇને;
જરાસંધ, શાલ્વાદિક, દંતવક્ર સૌ આવ્યા એક થઇને.

**तत्र शाल्वो जरासंघो दंतवक्रो विदूरथः ॥**
**आजग्मु श्चैद्य पक्षीयाः पौंड्रकाद्याः सहस्रशः ॥ १९ ॥**
**श्री. भा. अ. ५३-१७ ॥**

**અર્થ**:-ત્યાં શાલ્વ, જરાસંઘ, દંતવક્ર, વિદૂરથ અને પૌંડ્રક આદિ સહસ્ર રાજાઓ શિશુપાળના તરફના આવ્યા હતા. શ્રીકૃષ્ણ અને બળરામજી સાથે શત્રુભાવ રાખનારા આ સર્વ રાજાઓ શિશુપાળનો પક્ષ કરી યુદ્ધ પ્રસંગ આવી પડે તેને માટે સૈન્ય સહ આવ્યા હતા.

## અભંગ

જાણી વાત બળરામે ત્યારે, ઝટ થયા તૈયાર;
શત્રુ જુથમાં કૃષ્ણ એકલા, યુદ્ધ થશે નિરધાર.

દ્વારકામાં બળરામજીને કૃષ્ણ રૂકિમણી હરણાર્થે ગયા છે એવી ખબર મળતાં કૃષ્ણ કુમકે તેમણે પણ તૈયારી કરી.

## आर्या.

ત્રિભુવન પતિ નથી આવ્યા, રૂકિમણીને મન મહા દુઃખ થાય;
કમળાપતિને કાજે, રૂકિમણી હૃદયે વિકલ્પ નવ માય.

**भीष्म कन्या वरारोहा कांक्ष त्यागमनं हरेः ॥**
**मत्या पत्तिमपश्यंती द्विजस्याचिंतयत्तदा ॥ २० ॥**

**અર્થ**:—આ તરફ લગનની ધામધુમ ચાલી હતી, જ્યારે રૂક્મિ-ણીના ડોળા પ્રભુ તરફ લાગ્યા હતા. અરેરે! સુદેવ મહારાજ પણ ન આવ્યા અને પ્રાણનાથ પણ ન આવ્યા.

## આશાવરી.

મને નાથ વિસારીરે ( ૨ )
શરણાંગતના સ્હાયક સાચા શ્રી ગિરિધારીરે......મને નાથ૦
પત્ર પઠાવીને નાથ, જોતી રહી છું વાટ;
ભયહર, નાગર, નટવર, સુખકર,
લેજો ઉગારીરે..............................મને નાથ૦

શોક સાગરમાં ડુબી કલ્પાંત કરતી રૂક્મિણીને તેના શુદ્ધ પ્રેમને વશ થયેલા પ્રભુએ સમાચાર રૂપ દોર નાખી બહાર કાઢી. સુદેવને સહર્ષ આવતો જોઇ રૂક્મિણી સન્મુખ ગઇ અને અધીરા હૃદયથી બોલી. કહો મારા નાથ આવ્યા ?"

રૂક્મિણી નિર્ભય થા, શ્રીકૃષ્ણ આવ્યા છે, અને તેમની પાછળ બળરામજી પણ સૈન્ય સહ આવે છે એમ મેં સાંભળ્યું છે. સુદે-વનાં આ વચનો શ્રવણ કરતાં રૂક્મિણીના હર્ષનો પાર રહ્યો નહીં સુદેવને શું આપવું તેનો વિચાર કરી રૂક્મિણીએ કહ્યું.

**तमागतं समाज्ञाय, वैदर्भी हृष्ट मानसा ।**
**नपश्यंती ब्रह्मणाय, प्रियमन्यन्न नामसा ॥ २१ ॥**
**श्री. भा. अ. ५३-२१ ॥**

અર્થ:—શ્રીકૃષ્ણચંદ્રને આવ્યાના સમાચાર જાણી હર્ષઘેલી રાજા ભિષ્મકની કુમારી રૂકિમણી વિચાર કરવા લાગી કે આ બ્રાહ્મણને સર્વસ્વ આપી દઉં તો પણ થોડું છે. પરંતુ બ્રાહ્મણને આપવા લાયક કોઇ વસ્તુ ન જોઇ ત્યારે કેવળ પ્રણામ કરીને ઘણો ધન્યવાદ આપ્યો.

રૂકિમણી સાક્ષાત્ લક્ષ્મી અને તે બ્રાહ્મણને કંઇ ન આપી શક્યાં એનું શું કારણ ?

## મરાઠી સાખી.

લક્ષ્મી તણો અવતાર રૂકિમણી, તેથી દાન ન દીધું;
નિજ ગૃહ છેદક છતાં દયાથી, ક્ષમા સર્વે કીધું.

**पीतोऽगस्त्येन तात श्चरण तलहतो वल्लभोऽन्येन रोषा,**
**द्दावाल्याद्वि प्रवर्यैः स्ववदन विवरे धारिता वैरिणीमे ।**
**गेहं मे छेदयान्ति प्रतिदिवस मुमा कान्त पूजानिमित्तं,**
**तस्मात्खिन्ना सदाहं द्विजकुल सदनं नाथनित्यं त्यजामि ॥२२॥**

અર્થ:—અગસ્ત્ય મુનિ મારા પિતાનું પાન કરી ગયા, ભૃગુ ઋષિએ કોપથી મારા પતિને પગની પાટુ મારી, બીજા બ્રાહ્મણો બાળપણથી મારી વૈરિણી સરસ્વતીને નિત્યે પોતાના મુખ રૂપી વિવરમાં રાખ્યા કરે છે, અને પ્રતિ દિવસ શંકરની પૂજાને માટે મારા ઘર ( કમળ ) ને છેદે છે તેથી હે નાથ! ખેદ પામીને નિત્ગે બ્રાહ્મણના કુળનો હું સદા ત્યાગ કરૂં છું.

ભીષ્મક રાજાને ખબર થઇ કે શ્રીકૃષ્ણ પધાર્યા છે ત્યારે તેમની પાસે જઇ પ્રેમપૂર્વક મધુપર્ક, ઉત્તમ વસ્ત્રો અને નાના પ્રકારનાં નજરાણાં મુકી વિધિવત્ પૂજા કરી.

## હીંડી.

દેવપૂજાને સિધારે જ્યારે બાળા;
રણતુર વાગે દુંદુભી નગારાં.
વિકટ સૈન્ય મધ્ય રૂક્મિણીને ઘેરી;
જરાસંધ શાલ્વ યોદ્ધ ફરે ફેરી.
દાસ દાસીયો અનેક સાથ ચાલે;
જમ્બર જુથ્થ કૃષ્ણ કપટ સૌને સાલે.

नमस्ये त्वांविकेऽभिक्ष्णं स्वसंतान युतां शिवाम् ॥
भूयात् पतिर्मे भगवान् कृष्णस्तदनुं मोदताम् ॥ २३ ॥
श्री. भा. द. उ. अ. ५३-४६ ॥

**અર્થ**:—શ્રી અંબિકા દેવીની પૂજા કરી રહ્યા પછી રૂક્મિણીએ મનમાં કહ્યું કે હે અમ્બિકા પાર્વતી ! તમારા સન્તાન સમેત મંગલ રૂપિણી હું તમને વારંવાર પ્રણામ કરીને એજ વર માગું છું કે શ્રી કૃષ્ણચંદ્ર મારા પતિ થાઓ. આ પ્રમાણે મસ્તક નમાવી રૂક્મિણી પ્રાર્થના કરી બહાર નીકળી. તે સમયે દેવીએ પ્રસન્ન થઇ કુસુમમાળા રૂક્મિણીના કંઠમાં નાખી અને તથાસ્તુ કહી રૂક્મિણીના આનંદમાં વૃદ્ધિ કરી. બહાર સર્વ રાજાઓ સૈન્ય સહ રૂક્મિણીની રક્ષા કરવામાં કટિબદ્ધ હતા.

## અભંગ.

માયા બળ વ્યાપ્યું અતિશય, થઇ ગયું અંધકાર;
ભયથી ત્રાસે ન્હાસે સર્વે, વર્ત્યો હાહાકાર.

*   *   *   *

રૂકિમણી રથ પાસે જાતાં, કરગૃહી કીરતાર;
શ્રૃગાલ વૃંદ શીકાર લીએ એમ, ચાલ્યા દિન દયાળ.

વાયુનું મોટું તોફાન થયું અને તેમાં સર્વ રાજાઓ સૈન્યસહ બેભાન જેવા બની ગયા. આ સમયનો લાભ લઇ રૂકિમણી શ્રીકૃષ્ણના રથમાં ચઢી ગઇ. શ્રીકૃષ્ણે રથ ફેરવી દ્વારકાં તરફ ખેડયો એટલે રૂકિમયો ધનુષ્ય બાણ લઇ રથની પાછળ ધાયો અને બીજા રાજાઓ સાથે બલરામજી યુદ્ધ કરી રહ્યા છે.

## आर्या.

સમજાવ્યો નહીં સમજ્યો, ત્યારે બંધન રથ સાથે કીધો;
સેનાને સંહારી, દુષ્ટ દમીને મૂચ્છહીન કીધો;

બળરામજીએ સર્વ રાજાઓનો પરાજય કર્યો અને કૃષ્ણના રથને આવી મળ્યા.

મુછ વિનાનો રૂકિમયો રથની પાછળ ઘસડાય છે એ જોઇ બળરામને દયા આવી અને શ્રીકૃષ્ણને કહી છુટો કરાવ્યો. સર્વ સૈન્ય, સંપત્તિ, બળ અને કીર્તિનો નાશ થવાથી રૂકિમયો પોતાના નગ્રમાં

ન જતાં ભોજકટ નામે નગ્ર વસાવી ત્યાંજ રહ્યો.

ભીમક રાજા તથા બીજી મંડળી શ્રીકૃષ્ણને આવી પ્રેમસહ મળ્યા.

## आर्या.

દ્વારામતિમાં આવી, વિધિ સહ લગ્ન કર્યું હરિએ જ્યારે;
નિશ્ચય પર પ્રભુ મળાયા, જયજયકાર થયો જગમાં ત્યારે.

રૂકિમણીની શુદ્ધ સત્વ ભાવનાને વશ થઇ પ્રભુએ રૂકિમણીના સામા જઇ તેનું કાર્ય કર્યું. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પ્રેમી હૃદયના ભક્તોને માટે તે દરેક કામ કરવાને તૈયારજ છે. માટે હે શ્રાતૃગણ! અવર ઉપાધીને દૂર કરી તે પ્રભુ ચરણમાં વૃત્તિને રોકો. કારણ–

## उपसंहार.

यत्र योगेश्वरः कृष्णो, यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर ध्रुवा नीतिर्मतिर्मम ॥ २४ ॥

भगवद् गीता अ. १८–७८ ॥

**અર્થ**:–જે પક્ષમાં યોગેશ્વર સિદ્ધિઓના સ્વામી શ્રીકૃષ્ણ છે, તથા જે પક્ષમાં ધનુષ્ધારી અર્જુન ( નિશ્ચય ) છે તે પક્ષમાં રાજ્ય-લક્ષ્મી, વિજય, ભૂતિ ( ઉત્તરોત્તર ઐશ્વર્યનો વધારો ) ને નીતિ અવશ્ય પ્રાપ્ત થશે એમ મારો નિશ્ચય છે.

## દ્વિકાર.

અગાધ ભવ સીંધુ તરન, ઔર ન કોઉ ઉપાય;
પ્રેમ નાવ કે આશ્રરે, પ્રેમી સો તર જાય.

**अपार संसार समुद्र मध्ये,**
**निमज्जतो मे शरणं किमस्ति ।**
**गुरो कृपालो कृपया वदैत ।**
**द्विश्वेश पादांबुजदीर्घ नौका ॥ २८ ॥**

**॥ मणीरत्नमाळा ॥**

**અર્થ**:-શિષ્ય પુછે છે કે-હે કૃપાળુ ગુરુ! આ પાર ન આવે એવા સંસાર રૂપી સમુદ્રમાં બુડતો હું તેને શરણુ શું છે? અર્થાત સંસાર સમુદ્રથી પાર ઉતારે એવું શું છે?

ગુરુ ઉત્તર આપે છે કે-વિશ્વેશના ચરણુ કમળરૂપ જે મોટું વહાણુ છે તે તારૂં શરણુ છે, અર્થાત્ તે તને સંસાર સમુદ્રથી પાર ઉતારનાર છે. માટે તેથી વિરૂદ્ધ જે વિષય પ્રપંચ તેને વિષ સમાન ગણી તજી દે, નહીં તો ગાઢ બંધનને વશ થઇ જન્મોજન્મ મહા દુઃખ ભોગવવું પડશે.

**बद्धोहि को यो विषयानुरागी,**
**को वा विमुक्तो विषये विरक्तः ।**

**को वाऽस्ति घोरो नरकः स्वदेह,**
**स्तृष्णा क्षयः स्वर्ग पदं किमास्ति ॥ २६ ॥**

॥ मणिरत्नमाळ ॥

**અર્થ**:-બંધાયલો કોણ કહેવાય?

વિષયોને વિષે જે પ્રીતિ વાળો છે તે.

વિમુક્ત કોણ કહેવાય?

વિષયોથી જે વેગળો રહે તે.

ઘોર નરક કયું કહેવાય?

પોતાનો દેહ છે તેજ ઘોર નરક છે.

સ્વર્ગ પદ કયું કહેવાય?

તૃષ્ણાનો ક્ષય તેજ સ્વર્ગ પદ.

## લાવણી ચલતી.

મદન મોહનને તજી માયાને, મુરખ વળગી રહે છે;
સ્વપ્ન વિષે સહુ જાગ્રતમાં નહીં, યમ સોટા શીર લે છે.

મદન, મોહન, નાટાર, નટવર, નંદકીશોરને તજી મુરખાઓજ માયાને વળગી રહે છે કે જે પરિણામે યમદંડ દેવડાવે છે.

**દૃષ્ટાંત**-એક નિર્ધન શૂદ્રને પોતાની જીર્ણ ઝુંપડીમાં રાત્રીએ સ્વપ્ન આવ્યું.

स्वप्नावस्था केति चेत् ॥

**અર્થ**:—સ્વપ્નાવસ્થા એટલે શું ?

जाग्रदवस्थायां यत् दृष्टं यच्छ्रुतं
तज्जनित वासनया निद्रा समये
यः प्रपंचः प्रतीयते सा स्वप्नावस्था ॥ गद्य ॥

॥ तत्त्वबोध ॥

**અર્થ**:—જાગ્રત્ અવસ્થામાં જે દીઠું હોય, અથવા સાંભળ્યું હોય, તેમાં ઉત્પન્ન થયેલી જે વાસનાનો આત્મામાં સંસ્કાર તેથી નિદ્રા સમયે જે પ્રપંચ ( જગત્ ) પ્રતિત થાય છે તે ( સમય )ને સ્વપ્નાવસ્થા કહે છે. તદવત્ સ્વપ્નમાં તેણે એક મોટો ધનનો ભંડાર દીઠો, ચારે તરફ કોઇ માણુસ છે નહીં એમ ધારી પેલા નિર્ધન શૂદ્રે પોતાની ઓઢેલી પીછોડી કાઢી અને હીરા માણેક મોતી સોના મહોરોનું મોટું પોટલું બાંધ્યું, અને પછી ઝટપટ માથે લઇ ઘેર ન્હાસી જવા વિચાર કર્યો કારણુ કોઇ સરકારી માણુસ આવી પડશે તો આ બધું ધન તે લોકો સરકારમાં લઇ જશે. પરંતુ વજન ઘણું હોવાથી ગાંસડી ઉંચકાતી નથી. તદપિ લોભવશાત્ અત્યંત બળ કરી ઉપાડવા લાગ્યો તત્સમયે તેનું મળ દ્વાર વિકાસતાં પહેરેલું ધોતીયું બગડયું.

એટલામાં બહારથી કોઇએ દ્વાર ઠોકી બુમ પાડી એટલે સ્વપ્ન અદ્રશ્ય થઇ ગયું અને પોતે પથારીમાંજ છે એ ભાન થયું. ત્યારે તેને ધન ભંડાર, બાંધેલી ગાંસડી અને તે વનમાર્ગ એમાંનું કંઇ પણ તેના જોવામાં આવ્યું નહીં પરંતુ પહેરેલું ધોતીયું બગડેલું માલુમ પડયું એટલે નિરાશ થઇ તરત ધોતીયું બદલી તલાવ ઉપર ધોવાને જવું પડયું.

કૃષ્ણા રામા રામા રામારે, રામ રામા રાધેઆરે.

સીતાકાંત સ્મરણું, જય જય રામ, નમઃ પાર્વતિપતે,
હર હર મહાદેવ ॥

તદ્દવત્ જાગ્રત અવસ્થામાં દેખાતું પ્રપંચ અંતે નથી પરંતુ યમદંડ તો અવશ્ય છેજ. માટે સજ્જન અને પ્રભુના ઉપર વિશ્વાસ રાખનારા ભકત લોકોએ તો અવશ્ય જગપ્રપંચ (જાળ) થી ડરતાજ રહેવું. એટલા માટેજ કીર્તનારંભે સદ્દકવિએ કહ્યું છે કે–

પદ.

જુઠી જગતની જાળીરે જીવડા જુઠી જગતની જાળી.

જાનકી જીવન સ્મરણ, જય જય રામ, શ્રી દ્વારકાંનાથકી જય.
નમઃ પાર્વતિપતે–હર હર મહાદેવ ॥

હેંચી જ્ઞાન દેગા દેવા, તુઝા વિસરન વ્હાવા ॥

## મંગળારતિ.

### कायेन वाचा ॥ इत्यादि ॥

॥ હરે રામ હરે રામ, રામ રામ હરેહરે ॥

## इतिभजनम्.

પુંડલીક વરદ, હરિ વિઠ્ઠલ ॥ જાનકી જીવન સ્મરણ ॥ સબ સંતનકી જય ॥ બાલ ગોપાલકી જય ॥ સદ્‌ગુરુ મહારાજકી જય ॥ પાર્વતિપતે–હર હર મહાદેવ ॥ ॥ श्रीब्रह्मार्पणमस्तु ॥

## समाप्त.



# गोरोबा चरित्र.

## पूर्वरंग निरुपण.



॥ श्रीगणेशायनमः ॥ श्रीमन्महागणाधिपतये नमोनमः ॥

कृष्णंकमळ० ॥ गुरुर्ब्रह्मा० ॥ मूकंकरोति० ॥ इत्यादि नमनम् ॥

### ભજન ધુન.

॥ જે જે વિઠોબા રખુમાઇ, મહારાજ વિઠોબા રખુમાઇ ॥

॥ પુંડરિક વરદે ॥ સીતાકાન્ત સ્મરણ ॥ નમઃ પાર્વતિપતયે ॥

॥ જય જય રામ કૃષ્ણ હરિ, જય જય રામ કૃષ્ણ હરિ ॥

### ध्रुवपद.

નમઃ પાર્વતીપતયે—હર હર મહાદેવ હર.

### પદ.

હરિજન મોટારે મોટા, બાકીના છે સૌ છોટા. હરિ૦
સૌથી મોટી પૃથ્વી જાણો, તેથી મોટો સાગર;
તેથી મોટા અગસ્ત કહીએ, જેણે પીધો રત્નાગર. હરિ૦
ઘટ સુતથી બ્રહ્માંડ છે મોટું, એ બેઠો કેઇ ઠેકાણે;

તે બ્રહ્માંડ વૈરાટ રોમપર કોટાનકોટિ વખાણે. હરિ૦
એવા મોટા હરિના જનને, ભક્તે હૃદયમાં રાખ્યા;
તે માટે જન હરિના મોટા, વેદ પુરાણે ભાખ્યા. હરિ૦

॥ સીતાકાન્ત સ્મરણં ॥ નમઃ પાર્વતીપતયે ॥

આદૌ કીર્તન પ્રારંભે આ મોહમય સંસાર (મુશાફરખાના) માં ગાફેલ થઇ પડી રહેલા અજ્ઞ જીવો પ્રતિ સદ્ કવિ ઉપદેશ કરે છે. હે ભાઇ! ત્હારૂં આ ગાફેલપણું તને અંતે માર ખવાડનાર છે, માટે જાગ્રત થા અને સત્યમાર્ગ શોધી લે.

પદ.

મુશાફર બાંધ લે સામાન, તું દિન ચારકા મીજબાન ॥

નથી મોત કેરી દવાઇ જગે, નથી મોત સાથે ઠગાઇ જગે;
જનમ પામિયા તે મરણ કાજ છે, જરૂર એક દિન જમતણું રાજ છે.

પ્રાણીઓના જન્મની સાથેજ મરણ પણ જન્મે છે, માટે આ ક્ષણિક અને કાળ ગ્રસ્ત જીવનનું સાફલ્ય કરી લે. કારણ સર્વ ક્ષણિક અને ચંચળ છે.

चलंचित्तं चलंवित्तं चले जीवित यौवने ।
चलाचलमिदं सर्वं कीर्तिं यस्य स जीवति ॥ १ ॥

અર્થ:—ધન ચંચળ છે, ચિત્ત ચંચળ છે, જીવિત ચંચળ છે,

યૌવન ચંચળ છે અને આ સર્વ બધું ચલાચળ છે, તેથી જેની કીર્તિ સારી છે તેજ જીવે છે.

## લાવણી ચલતી.

વહી જાએ જીવન સરીતા સમ, કરી લે સારાં કામ ( ૨ )
માયા, મમતા, મોહ તજીને, ભજને શ્રીભગવાન.

यावत्स्वस्थोह्ययं देहो यावन्मृत्युश्चदूरतः ।
तावदात्माहितं कुर्यात्प्राणांते किं करिष्यति ॥ २ ॥

**અર્થ**:—જ્યાં સુધી દેહ નિરોગી છે, અને જ્યાં સુધી મૃત્યુ દૂર છે, ત્યાં સુધીમાં પોતાનું કલ્યાણ કરી લેવું.

વિવિધ પ્રપંચનો ત્યાગ કરી કલ્યાણનો માર્ગ ગ્રહણ કરી લે. હે પામર ! જીવતર તો સ્પેશિયલ ટ્રેનની પેઠે દોડીજ રહ્યું છે તેનો પુરાવો એ છે કે જન્મ પશ્ચાત્ ક્રમે ક્રમે અવસ્થાઓ બદલાતીજ જાય છે તો પણ તું ન સમજ્યો.

ખેલત ખોયા બાલપન, યુવા ગુમાન અચેત;
અબ પાછતાયે હોત કયા, શિરપર આયે સફેત.

બાલ્યાવસ્થા રમતમાં ગઇ, અને યુવાવસ્થા યુવતીના સાથમાં ગઇ. હવે વૃદ્ધાવસ્થા આવી તોપણ તને કલ્યાણનો વિચાર સુઝતો નથી.

૫૯.

ધડપણ કેણે મોકલ્યું.
જાણે જોબન રહેશે સૌ કાળ. ધડપણ૦

गात्रं संकुचितं गतिर्विगलिता-
भ्रष्टाच दन्तावलिः,
दृष्टिर्नश्यति वर्धते बधिरता-
वक्रंच लालायते ।
वाक्यं नाद्रियते च बान्धव जनैः-
भार्या न शुश्रूषते,
हाकष्टं पुरुषस्य जीर्ण वयसः-
पुत्रोऽप्यमित्रायते ॥ ३ ॥

**અર્થ**:–વૃદ્ધાવસ્થાવાળા પુરૂષનું ગાત્ર સંકોચ પામે છે, ગતિ સ્ખલિત થઇ જાય છે, દૃષ્ટિ નાશ પામે છે, બધિરતા ( બેરાપણું ) વધે છે, મુખમાંથી લાળ પડે છે, બાંધવ જનો તેનાં વાક્યનો અનાદર કરે છે, અને સ્ત્રી સેવા કરતી નથી. એટલુંજ નહિ પણ દીલગીરી છે કે તેને પુત્ર પણ શત્રુ થઇ પડે છે.

વૃદ્ધવસ્થામાં પળીઆં આવે છે તેનું શું કારણ છે?

वीक्ष्यते पलित श्रेणि नैव वृद्धस्य मूर्धनि ।
मृषैव नीतं जन्मेति किंतु भस्म विधिर्न्यधात् ॥ ४ ॥

**અર્થ**:–વૃદ્ધ પુરૂષના મસ્તક ઉપર જે પળીઆંની પંકિત જોવામાં આવે છે, તે પળીઆંની પંકિત નથી પણ "આ જન્મ ફોગટ ગુમાવ્યો" એમ બતાવવાને વિધિએ માથે ભસ્મ નાખી છે.

પછીઆં કર્ણ મુલમાં આવીને વૃદ્ધાવસ્થાવાળા ધર્મ કર્મથી રહીત અને માયામાં ડુબેલા પામર જીવને ઉપદેશ કરી કહે છે.

कृतान्तस्य दूती जराकर्णमूले-
समागत्य वक्तीति लोकाः शृणुध्वम् ।
परस्त्री परद्रव्य वाञ्छां त्यजध्वं-
भजध्वं रमानाथ पादार विन्दम् ॥ ५ ॥

**અર્થ**:—યમરાજાની દૂતી જરાવસ્થા કર્ણના મુલમાં આવીને કહે છે કે હે લોકો! સાંભળો, તમે પરસ્ત્રી અને પરદ્રવ્યની ઇચ્છા છોડી દ્યો અને લક્ષ્મીના પતિ શ્રી વિષ્ણુના ચરણ કમળને ભજો અને મિથ્યા મોટાઇને તજી સદ્ગુણના શણગાર સજો.

**પદ.**

અનુભવીને એટલું આનંદમાં રહેવું રે;
ભજવા પરબ્રહ્મને બીજું કાંઇ ન કહેવું રે. અનુ૦

સુખ દુઃખ સહન કરી શ્રીહરિ ઉપર દ્રઢ વિશ્વાસ રાખશો અને ખોટી મોટાઇ દૂર કરશો તો પ્રભુ પાસેજ છે.

## आर्या.

હું મોટો મન ધારી મુરખ મરતાં મેળવતો ટોટો;
ખોટો ખાશે ખાશે અંતિમ સમયે જમડાનો સોટો.

ભાઇ માત્ર મનમાં ધારી લેવાથી કે મ્હોડે કહેવાથી મોટાઇ મળતી નથી, મહાન્ કષ્ટ સહન કરવા પછીજ તે મળે છે.

મારી કુટી ભરપુર કરી, ખલરાણીએ ભૂકી ભરી મરચાની;
મિશ્રિત ખાર તણું જળ છાંટી, પીડા કરી વેલણથી વણવાની.
અંતર છેદ ધરી ઉંચકી, તરુણીએ વળી તેલ વિષે તપતાની;
તોપણ પિંડ અનુપમ પ્રફુલ્લિત, નિત્ય વિષે જુવો રીત વડાની

મોટા એટલે વડા તે ક્યારે થવાય વડાના જેટલું દુઃખ સહન કરીએ ત્યારે, સંપૂર્ણ દુઃખ સહન કર્યા પછી વડાને જ્યારે તેલમાં તળીને બહાર કાઢવામાં આવે છે ત્યારે તે પ્રફુલ્લિત (ફુલેલું) દેખાય છે એટલુંજ નહીં પરંતુ જે તેને ખાય છે તેને તે પ્રસન્ન કરે છે. ઉપર પ્રમાણે પરોપકાર અને ધૈર્ય ન હોય તો તે વડાઇ (મોટાઇ) ધૂળમાં મળવા જેવીજ છે. અધુના એવા વડા લોકોનાં દર્શન ક્વચિતજ થાય છે. અને તેના બદલામાં વડા (મોટા) તાડ વધતા જાય છે.

विप्रास्मिन्नगरे महान्कथय कस्तालद्रुमाणांगणः ।
कोदाता रजको ददाति वसनं प्रातर्गृहीत्वा निशि ॥
कोदक्षः परवित्त दार हरणे सर्वोंपि दक्षोजनः ।
कस्माज्जीवसि हे सखे विषकृमि न्यायेन जीवाम्यहम् ॥६॥

**અર્થ**:—હે વિપ્ર! આ નગરમાં મ્હોટો પુરૂષ કોણ છે? તાડના ઝાડોનો સમુદાય. દાતા કોણ છે? ધોબી; કેમકે તે સવારમાં વસ્ત્ર લે છે અને રાત્રે પાછાં આપે છે. ચતુર કોણ છે? પરધન અને પરસ્ત્રીનું હરણ કરવામાં સર્વ મનુષ્યો ચતુર છે. ત્યારે એવા નગરમાં

હે મિત્ર! તું કેવી રીતે જીવે છે? ઝેરનો કીડો ઝેરમાં જીવે છે તેમ હું પણ જીવું છું.

## ૫૬. ચાબખા.

જગના મોટા ખોટા જાણવા, સાચા હરિના જન;
સુખ દુઃખ સમતોલ ગણી જેણે હરિ ભજ્યા તેને ધનરે,
ભક્તિ કરીને ઉતરો પાર, જુઠો જાણી આ સંસાર.

*　　*　　*　　*

મિથ્યા મોટાઇ જગની છોડી, સુખ દુઃખ ગણી સમાન;
રેવા રાજને લાજ તજીને, ભજ્યાજ કર ભગવાનરે. ભક્તિ૦

શ્રીહરિના જન, ભકતજ આ જગતમાં મોટા છે, બાકીના સર્વ છોટા છે. માટે તે કૃપાળુ નાથનું સ્મરણ કરવામાં પ્રમાદ ન કરીશ.

પૃથ્વિ સર્વથી મોટી છે, તેનાથી સમુદ્ર મોટો છે, સમુદ્ર કરતાં અગસ્તઋષિ મોટા છે, કારણ તે આખા સમુદ્રને પી ગયા હતા. એવા સમર્થ અગસ્તથી આ બ્રહ્માંડ મોટું છે, અને બ્રહ્માંડથી શ્રીહરિ મોટા છે. કારણ એ વિશ્વંભરના વૈરાટ રૂપના રોમ ઉપર કોટાનકોટી બ્રહ્માંડ છે અને તેનાથી પણ સમર્થ ભકત લોકો છે કે જેમણે સર્વેશ્વર, અપાર અને અગ્રાહ્ય પ્રભુને હૃદય કપાટમાં કેદ કર્યો છે માટેજ.

## પદ.

॥ હરિજન મોટારે મોટા ॥

## અભંગ.

દૂધ વિષે જેમ ઘૃત છુપાયું, તેમ ભક્તિમાં ઇશ;
માયા તજીને મંથન કરતાં, પામે શ્રી જગદીશ.

દૂધમાં ઘૃત છે પણ ખટાશ નાખી દહીં થયા પછી મંથન કર્યા વિના મળતું નથી. તેમ ભક્તિમાં ઇશ્વર છે પણ દ્રઢ નિશ્ચય, શુદ્ધ સાત્વિક પ્રેમ, વૈરાગ અને દિનતાથી મંથન કરીએ તોજ મળે છે. મહા સમર્થ તપોધન (તપ જેમનુ ધન છે તે) ઋષિ મુનિ અને મહાત્માઓ અપાર પ્રયત્નથી પણ જે પ્રભુને સ્વપ્નામાંએ જોઇ શક્તા નથી તે દિનાનાથ પ્રભુ ગોકુલની ગોપીઓના શુદ્ધ પ્રેમને વશ થઇ દહીં, દૂધ અને છાશને માટે નાચે છે. જુઓ આ ભક્તિનો અવર્ણનિય પ્રતાપ.

## કવિત.

જો પરમેશ્વર સાચ નિરંજન, જા કહેતે સબ લોક ધનિહૈ ॥
ભૂસૂર ભૂપર બિર ઔર કિન્નર, ધ્યાન ધરે જાકોં સિદ્ધ મુનિ હૈ.
ચાર બિચાર કરે નિશિ બાસર, છે આઠ રાકોભી અંત ન પૈયે.
ઓ હર હરનીકી છોકરીયાં ચમચાભર છાંચકુ નાચત થૈયે.

શુદ્ધ પ્રેમને વશ થઇ પ્રભુ ભક્તોને માટે અનેકવાર અદ્ભૂત ચરિત્રો કરે છે. પરંતુ એવા પૂર્ણ પ્રેમ વિના આશા વ્યર્થ છે.

પૂરો પ્રેમી અંશ પ્રેમનુંજ અંગ,
સદા જીલતો પ્રીતિ તણા તરંગ;

મળે સાથ કદી લાખમાંથી એક,
ગહન પ્રેમ તારી યોજના અભેદ.

આવા અભેદ પ્રેમને સ્વાદ લીધા વિના ભવસાગર તરવાને ફાંફાં મારવાં વ્યર્થ છે, પ્રેમ એ સ્વર્ગની સીડી છે અને પ્રેમ એ મુક્તિની છીંડી છે તેમાં ડુબેલાએ ફરીને પાછા આવતા નથી માટે વ્યવહાર, ઉપાધી અને પ્રપંચમાંથી મનને રોકીને શ્રીહરિના પ્રેમમાં સ્થિર કરો.

દોડયો જતો હોય દડો દડાણે,
રોકયો ન રોકાય કદી પરાણે;
તેને કદી ઠોકર ઠીક મારો,
તો કેમ તે બંધ પડે બિચારો.

* * * *

તેવી રીતે નીચ પંથે જનારૂં.
સદાય છે અંતર આ તમારૂં;
તેને કદી જો અનુકૂલ થાશો,
તો ખેલમાં આખર ખોટ ખાશો.

કારણ આ સર્વ દ્રષ્ટિગોચર થતા વૈભવો એ માત્ર તમને મોહમાં નાખવાને માટેજ છે. અર્થાત્ તમારા નથી એ વૈભવોએ હજારોને મદાંધ કરી નાખી કાળના કબજામાં સોંપી દીધા છે.

**विद्युच्चलं किं धन यौवनायु-**
**र्दानंपरं किं च सुपात्र दत्तम् ।**

**कंठ गतैरप्यसुभिर्न कार्यं-**
**किंवा विधेयं मलिनं शिवार्चा ॥ ७ ॥**

અર્થ:-વીજળીના જેવું ચંચળ શું શું છે? ધન યૌવન અને આયુષ્ય. ઉત્તમ દાન કયું કહેવાય? સુપાત્રને આપ્યું હોય તે. કંઠે પ્રાણ જાય તો પણ શું ન કરવું? પાપ કર્મ ન કરવું. કંઠે પ્રાણ જાય ત્યાં સુધી પણ શું કરવું? શિવાર્ચન કરવું (હરીનું પૂજન ભજન)

**કવ્વાલી.**

માનવ દેહ મોંઘો આ મળે નહી મૂલ્ મહા દીધે;
અવર જન્મે નહીં શાંતિ મળે મૃગ નીરને પીધે. માનવ૦
સાર શોધિ સંગ્રહ કરે ધીમંતા નર ધીર;
હંસ જેમ હુંશિયારિથી, પિયે ક્ષીર તજિ નીર.
તમે તેવી મતિ ધારી સિધારો મારગે સીધે. માનવ૦

તસ્માત્ નર દેહ છે ત્યાં સુધીમાં ધર્મ સાધી લે, મિથ્યા આ કાયાના કાચા કીલ્લામાં મોહાંધ થઇ પતંગીઆની માફક બળી ન મરીશ. તારો ગર્વ-ગુમાન વ્યર્થ છે.

આ તન રંગ પતંગ સરીખો,
જાતાં વાર ન લાગેજી;
કેટલાક ગયા ધનસંપતિ મેલી,
ત્હારી નજરો આગેજી.

**विषभार सहस्रेण गर्वनो याति वासुकि ।**
**वृश्चिको विंदु मात्रेण ऊर्ध्वं वहति कंटकं ॥ ८ ॥**

**અર્થ**:-વાસુકી નાગમાં અત્યંત વિષ હોય છે પરંતુ તે ગર્વ કરતો નથી પણ વિંછીમાં બિંદુ માત્ર ( આંકડામાં ) વિષ હોય છે એટલામાં તો તે ગર્વથી આંકડો ઉંચોને ઉંચો રાખીને ફરે છે.

## ચલતી લાવણી.

અધુરિયાંજ છલકાય જગતમાં પણ પાછળ પસ્તાય;
પામે પીડા પ્રચંડ જગ જન મધ્યે હાંસી થાય.

માટે ગર્વથી છલકાઇ ન જા અને રસનાથી શ્રીહરિગુણ ગાન કરી હરિનો થઇ જા.

**हे जिव्हे रस सारज्ञे सर्वदा मधुर प्रिये ।**
**नारायणख्यपियूषं पिब जिव्हे निरन्तरम् ॥ ९ ॥**

**અર્થ**:-હે જીભ્હા તું રસની જાણનાર છે, અને તને સદાય મધુર પ્રિય છે, તો હે જીભ! તું નારાયણ રૂપ અમૃતનું હમેશાં પાન કર. બીજી મિથ્યા મધુરતાથી ત્રપ્તિ થશે નહિ, જો ખરી મધુરતા શામાં છે ?

## आर्या.

**दधिमधुरं मधुमधुरं ।**
**द्राक्षा मधुरा सितापि मधुरैव ॥**

**मधुरादपि तन्मधुरं ।**
**मधुरां नाथस्य नाम यद्गीतं ॥ १० ॥**

**અર્થ**:-દહીં મધુર છે, મધ મધુર છે, અને દ્રાક્ષ મધુર છે પરંતુ મધુરમાં મધુર તો એક મથુરાંનાથ શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માનું (ગીત) નામ સ્મરણજ છે. તેથી એ રસનું પાન કરનારજ, સુભાગી, સુખી અને સર્વોત્તમ ગણાય છે.

# आर्या.

હરિપદ ચટકે અટકે, મુખ પટ કટકે,
ઝરીલપા પટકે:
જે ઝટ ખટપટ ઝટકે,
ભવનવ ભટકે જરી ન પાપ ટકે.

**અર્થ**:-જેનું મન શ્રીહરિના ચરણકમળમાં અટકે છે, તે કટકા વસ્ત્રથી પોતાના અંગને ઢાંકી સંતોષ માને છે અને જરીયન વસ્ત્રને પટકી દે છે. તથા ખટપટને કાઢી નાખે છે તેનામાં પાપ ટકતું નથી અને તે ભવમાં ફરી ફરીને ભટકતો નથી.

એવા ઉત્તમોત્તમ ગુણવાળાઓ ધન્યવાદ તથા માનને પાત્ર છે. બીજા મિથ્યા મોટાઇમાં મથી મરે છે.

**पृथ्वी शेष धृता सशंभु कटकः,**
**कैलास कोणे वसन् ।**

**कैलासोपि दशाननेन तुलितः,**
**बध्योप्यसौ वालिना ॥**
**वालीराघव विष्णुना युधिजितो,**
**विष्णु सतां मानसे ।**
**तस्माद्विष्णु परायणातपरतरो,**
**कोन्योस्ति लोक त्रये ॥ ११ ॥**

**અર્થ**:–પૃથ્વી સૌથી મોટી છે પરંતુ તેને શેષનાગે ધારણ કરી છે, માટે પૃથ્વી કરતાં શેષનાગ મોટો ગણાય. શેષનાગને શિવે પોતાના કંઠમાં રાખ્યો છે. શિવ કૈલાસના એક ખુણામાં છે. કૈલાસને દશવદને ( રાવણે ) એક હાથથી ઉપાડયું હતું, રાવણને વાળીએ કેદ કર્યો હતો. વાળીને વિષ્ણુ રઘુનાથે એક બાણથી માર્યો હતો. અને વિષ્ણુ મહાજનોના હૃદયમાં રહે છે, તસ્માત્ સર્વથી મોટા ભકતજનો–હરિજનોજ છે.

## કવિત.

બડબડ બડ શું કરે, રહીશ લડબડતો ઘેલા;
પ્રભુ છે કૃપાનિધાન, ઇશને સમરો પેલા.
ડગલું ભરે જો એક, હરિ હૈયામાં ઘાલી;
કરૂણાનિધી ભગવાન, વીશ ડગ આવે ચાલી.
માન કહ્યું સંશે ન કર, હું જામીન ભગવંતનો;
હરિ સેવે હરિ ના મળે તો, પલ્લો પકડો સંતનો.

ભક્તિ કરતાં કદાપિ દુઃખ આવી પડે તોપણ તું તારા કરેલા નિશ્ચયથી પાછો પડીશ ના. એટલે જરૂર તું આગળ ઉપર અનુપમ ફળને પામીશ.

## દ્વિહાર.

મુખમેં રામ બગલમેં છુરી;
બાતાં બડી ઔર દાનત બુરી.

આવી અનુભવ વગરની ભક્તિથી કદાપિ અમારૂં કલ્યાણ થવાનું નથી. અને તેટલા માટે ધર્મ, ભક્તિ અને જ્ઞાનનું ખરેખરૂં સ્વરૂપ જાણવાની જરૂર છે. તે જાણ્યા વિના ઇસારા જેવું જાણી ગયા પછી શુભ ફળને બદલે હાની પ્રાપ્ત થાય છે.

**દ્રષ્ટાંત**—એક કૃષીકારે પોતાના પાડોશના ખેતરવાળાની જમીન પોતાના ક્ષેત્રમાં દબાવી સામો તેને પુષ્કળ માર માર્યો. પોલીસ પટેલ અને પોલીસ અધિકારી ફોજદારના રૂબરૂમાં બેચાર ડાંગના ઝપાટા મારી દીધા. ફોજદાર સાહેબે તે કૃષીકારને પકડવાને હુકમ આપ્યો એટલે તે જીવ લઇ વાડયો કુદતો નાઠો અને એક વકીલ સાહેબની ઓફીસમાં ભરાઇ ગયો.

વકીલે પુછ્યું કોણ છેરે ? કૃષીકારે કહ્યું, ગુનેગાર છું. મારા પાડોસના ખેતરવાળાનું માથું ફોડી નાખ્યું છે, મારી પાછળ પોલીસ પકડવાને છુટી છે, માટે મને બચાવો, જામીન ઉપર છોડાવો, અને કાયદાની બારીકીથી મને છુટો કરો.

વકીલ સાહેબે પુછયું તારા વિરૂદ્ધ સાક્ષી આપનાર કાણુ છે? કૃષીકારે કહ્યું—સાહેબ આ ગામના પોલીસ પટેલ, ફોજદાર સાહેબ અને ગામના સર્વ સભ્યો મારા વિરૂદ્ધ સાક્ષી આપશે એ નિર્વિવાદ છે. કારણુ તે સર્વના સમક્ષ મેં તેને માર્યો છે. પશ્ચાત્ રૂપીઆ એક હજાર ઠરાવી જામીનપર છોડાવ્યો અને તારીખને દિવસે સવારે વકીલે સમજણુ પાડી જો ભાઇ તારા લાભની વાત આવે તે હા કહેજે અને ગેરલાભની વાત હોય તે ના કહેજે.

ખેડુતે કહ્યું માફ કરજો સાહેબ. લાભ, ગેરલાભની ખબર હોત તો એક ગજ જમીન માટે તમને હજાર રૂપીઆ શા માટે આપી દેત?

વકીલ સાહેબે કહ્યું—જંગલી જેવો છે. જો ત્યારે મારી આંખ સામે જોઇને જમણી આંખ મીંચાય ત્યારે હા કહેજે, અને ડાબી મીંચાય ત્યારે ના કહેજે.

ખેડુત વચમાંજ બોલી ઉઠયો. સાહેબ વખતે તમારી આંખ ઉપર માંખ બેસી જાય અને એકને બદલે બીજી આંખ મીચાઇ ગઇ તો મારૂં ઉંધું મારશો માટે બીજી યુકિત શોધી કહાડો.

વકીલ સાહેબે સહજ વિચાર કરી કહ્યું, જો ભાઇ મારો જમણો ખભો ઉંચો થાય ત્યારે હા કહેજે, અને ડાબો ખભો ઉંચો થાય ત્યારે ના કહેજે.

બાદ કૃષીકાર અને વકીલ કોરટમાં ગયા, પાંજરામાં ઉભો રાખી ગુન્હેગાર ( ખેડુત ) ની જુબાની લેવા માંડી. જો ભાઇ અરજદારને

તેં માર્યો છે ? ખેડુતે વકીલના ખભા સામું જોયું, ડાબો ખભો ઉંચકાયો એટલે કહ્યું ના સાહેબ.

આ લાકડી તારી છે કે ? ડાબો ખભો જોઇ કહ્યું ના સાહેબ.

તકરારને દિવસે તું ગામમા હતો કે ? ડાબો ખભો જોઇ કહ્યું ના સાહેબ.

ત્યારે શું તું પરગામ ગયો હતો ? જમણો ખભો જોઇને કહ્યું હા સાહેબ.

વારંવાર હા અને ના ના ઉત્તરો મળવાથી ન્યાયાધિશ સાહેબને શક ઉત્પન્ન થયો તેથી તેમણે કોરટ તરફથી સવાલ પૂછ્યો.

જો ભાઇ, આ તકરાર થયેલી તે દિવસે તું કયે ગામ, શા માટે, કોને ત્યાં અને કેટલા દિવસથી ગયો હતો. ચાલ ઝટ પ્રતિ ઉત્તર આપી દે.

ખેડુતે વકીલ સાહેબના બંને ખભા તરફ તાકી તાકીને જોયું પરંતુ એમાંથી એકે ખભો ઉંચો થયો નહીં.

સાહેબે તાકીદ આપી કહ્યું જલ્દી કહી દે, શું જોયા કરે છે ?

ખેડુત ગભરાયો અને ઝીણી નજરથી ખભા તપાસવા લાગ્યો.

સાહેબે ગુસ્સે થઇ કહ્યું. જલ્દી બોલ ? વિલંબ કરી કોરટનો ટાઇમ ગુમાવે છે તેથી તને શિક્ષા કરવામાં આવશે.

ખભા જોઇ કંટાળેલો ખેડુત બોલ્યો, બોલીએ છીએ સાહેબ ઉતાવળ નહીં ચાલે, મારા વકીલના બેમાંથી એકે ખભો ઉંચો થતો નથી હું તે શું મારૂં કપાળ બોલું ?

॥ કૃષ્ણા રામા રામા રામારે, રામ રાયા રાધોબારે ॥

॥ સીતાકાંત સ્મરણં, નમઃ પાર્વતીપતયે ॥

આવી ઇસારાવાળી, ભક્તિ, ધર્મ, જ્ઞાન, વૈરાગ અને સાધનોથી અંતે પસ્તાવુંજ પડશે માટે.

પદ.

ભક્તિ કરીને ઉતરો પાર, જુઠો જાણી આ સંસાર,
જગના મોટા ખોટા જાણવા, સાચા હરિના જંન;
સુખ દુઃખ સમતોલ ગણી, જેણે હરિ ભજ્યા તેને ધનરે. ભક્તિ૦

સત્ય, નિશ્ચય અને જ્ઞાનથી ધર્મ કે ભક્તિમાં આરૂઢ થયેલા મહજ્જનો પ્રાણાન્તે પણ ચળિત થતા નથી.

**क्षणचित्तं क्षणंवित्तं क्षणंजीवती मानवः ॥**
**यमस्य करुणा नास्ति धर्मस्य त्वरिता गतिः ॥ १२ ॥**

**અર્થ**:-ચિત્ત, વિત્ત અને જીવન એ સર્વ ક્ષણિક છે, અને યમને કરૂણા-દયા નથી માટે ધર્મને વિષે જલદી ગતિ કર.

ત્યારે જ તારી મોટાઇ, માણસાઇ અને બુદ્ધિબળની કિંમત થશે.

પદ.

હરિજન મોટારે મોટા, બાકીના છે સૌ છોટા......હરિજન.
ગુર્જર સદ્દ કવિ ગોરોબા ચરિત્ર નિરૂપણ કરે છે.

# गोरोबा चरित्र प्रारंभ.



## आर्या.

વિઠ્ઠલ વશ થઈ આવ્યા, ગોરો કુલાલ ભક્ત ખરો ધારી;
કુલાલ વિઠ્ઠલ રૂક્મિણી ગર્દભ ગરૂડ વેષે લાવ્યારી.

પ્રિય સજ્જનો! જેને ગોરોબા કહીએ છીએ તે તો ઢાંકી ગામનો કુંભાર હતો. માટીનાં વાસણ બનાવતાં છતાં મન હસ્તિને તેણે શ્રી વિઠ્ઠલનાથજીના ચરણ કમળમાં કેદ કર્યું હતું.

એક દિવસ ગોરોબા પગવડે માટી ખુંદતો હતો અને મુખથી

## ભજનધુન.

વિઠ્ઠલ રખુમાઇ સાંવરા. વિઠ્ઠલ રખુમાબાઈ સાંવરા.

ની ધુન ચાલી રહી હતી, ગોરોબાની સ્રીને તેના ધણીની આખો દિવસ ભજન કરવાની રીત પસંદ નહોતી તેથી ભજનમાં ભંગ પાડવાની ઇચ્છાથી પોતાના દશ માસના બાળકને પારણામાંથી બહાર કાઢી ચુંટી દઇ રડાવી માટીના ઢગ પાસે મુકી પાણી ભરવાને ચાલી ગઇ.

## અભંગ.

રડતો બાળ ચડગો માટી પર, ક્ષણું ન લાગી વાર;
ચરણ તળે ચગદાઇ ગયો તે, કોણ લીએ સંભાળ.

* * * *

વિઠ્ઠલ નામમાં મસ્ત બનેલો, ગોરો ગોવિંદ ગાય;
અબળા આવી જળ ભરીને, બાળ ન દીઠો ત્યાંય.

ધન્ય છે ગોરાની શુદ્ધપ્રેમ ભક્તિને અને ધિક્કાર છે આળસુ અભાગી નાસ્તિકોને કે જેઓ હરિભજન કરી શકતા નથી.

જપ્યા નહીં જગદીશ, વ્યર્થ અવતારજ લીધો;
જપ્યા નહીં જગદીશ ભૂમીને ભારજ દીધો.
જપ્યા નહીં જગદીશ, પથ્થર જનનીએ જાયો;
જપ્યા નહીં જગદીશ, અવની અમથો અથડાયો.
જન થઇ જગદીશ જપ્યા નહીં,
વાડ પડો માત કુખને;
કહે રેવો વિઠ્ઠલને વિસાર્યો,
ધૂળ પડી એ મુખમેં.

સ્ત્રીના ગયા પછી બાળક રડતું રડતું માટીના ઢગપર ચડયું અને પ્રેમમસ્ત ગોરોબાના ચરણ તળે કચરાઇ ગયું. સ્ત્રીએ આવી જોયું તો બાળકનો ઘાત થયો છે તેથી ગોરોબાને કટુ વચન પ્રહાર અને કલ્પાંત કરવા લાગી.

## સાખી.

બળો ભજન ને ધ્યાન તમારૂં, બળો તમારી કાયા;
નિજ બાળકને કચરી નાખ્યો, ભક્તિમાં શું કમાયા.

ગોરોબાએ નેત્ર ઉઘાડી બાળકનું મરણુ અને સ્રીનું રૂદન જોઇ ઉત્તર આપ્યો.

## સાખી.

વિઠ્ઠલનું ધાર્યું સૌ થાશે, ઘટે ન કરવો શોક;
ઉપાધી પ્રભુએ હરિ લીધી, શીદ હસાવે લોક.

ગોરોબાના ઉપદેશથી સ્રીને શાંતિ મળી નહીં પરંતુ ઉલટું અગ્નિમાં ઘૃત હોમાવા જેવું થયું. છાતી માથું કુટતી, કલ્પાંત કરતી, મોટો પોકાર કરીને સ્રીએ રૂદન આરંભ્યું.

**( વૈદરભી વનમાં વલવલે. )**

શિર પટકે ભૂમિ ઉપરે, તોડી નાખતી કેશ;
ઘોર રૂદન આરંભીને, અતિ ઉપજાવ્યો કલેશ. શિર.
લાડ લડાવી રમાડતી, મારા હૈયાનો હાર;
દયાહિણુતાતે કર્યો વ્હાલાનો સંહાર. શિર.

આ ઉપાધીથી કંટાળી ગોરોબા ઘરમાંથી બહાર જઇ ઓટલા ઉપર શ્રી વિઠ્ઠલ ધ્યાનમાં બેઠો.

## आर्या.

ભકત કાજ કરવાને, વિઠ્ઠલ યોગીરૂપ લઇ આવ્યા;
ગોરોબાને દ્વારે ઉઠી, આસન આપી પધરાવ્યા.

ગોરોબા મહાત્માને માટે ફલાહાર લેવાને બજારમાં ગયો એટલે

શ્રી પંઢરીનાથ યોગીરૂપે ઉઠયા અને ઘરમાં જઇ નારાયણ પ્રસન્ન કહી ઉભા રહ્યા.

રડતાં રડતાં સ્ત્રીએ સાધુને જોયો, એટલે ક્રોધાગ્નિ ઉત્પન્ન થયો અને બોલી, તારા જેવા જોગટાઓની સંગતમાં મારો પતિ ગાંડો થઈ ગયો છે અને છોકરો ગુમાવ્યો છે. મારે ઘેર છોકરો મરી ગયો છે અને કાળો કેર વરતાયો છે ત્યારે તારે મન નારાયણ પ્રસન્ન. કહે તારા નારાયણે પ્રસન્ન થઇને શું ઘોળ્યું છે? ઉભો રહે તને સારી રીતે ભિક્ષા આપું છું કહી દ્વાર પાછળથી સાંબેલું લઇ મારવા જાય છે કે યોગીએ કહ્યું બાઇ તારો છોકરો રડે છે તેને તો લે. તરત સ્ત્રીએ પાછું ફરી જોયું.

## લાવણી ચલતી.

રડતો બાળ નિહાળી માતા, અતિ હર્ષ મન પામી;
ગોરોબા લઇ ફળને આવ્યો, મળે ન દ્વારે સ્વામી.

*　　*　　*　　*

અબળા પાસે ગયો પુછવા, બાળક દીઠો કરમાં;
કાર્ય કર્યું મુજ નાથે આવી, વાત વિચારે મનમાં.

ગોરોબાએ દ્રઢ નિશ્ચય કર્યો કે આજથી તું મને માતા બરોબર છે. કારણ તારા કલેશને માટે મારા ભગવાનને યોગીરૂપે આવવાની જરૂર પડી છતાં તેં તેમનું સન્માન ન કર્યું અને ભિક્ષા આપ્યા વિના કહાડયા માટે તું મને કામની નથી.

## દીંડી.

આવ્યા નાથ યોગી થઇ ભક્તિ કાજ;
રાખી રંક તણી ગઇ હતી લાજ... . આવ્યા.
દાસ માટે ખાસ ધરવું પડયું રૂપ;
કુટિલ કામિનીનાં વચન સહ્યાં ભૂપ......આવ્યા.
નફટ નાર તને માત તુલ્ય ધારૂં;
ભજન પુજન કરી દિન હું ગુજારૂં... ..આવ્યા.

ઘણા દિવસ બાદ સ્ત્રીએ પોતાના પતિને નિશ્ચયમાં દ્રઢ જોયો ત્યારે પોતાની નાની બહેન પરણાવી આપવાનો વિચાર કર્યો.

## आर्या.

બહુ સમજાવી પતિને, નિજ ભગનીને દીધી પરણાવી.;
ઘડીયાં લગ્ન લઇને, જાન જમાડી કન્યા વળાવી.

ગોરોબાએ સ્ત્રી તથા સગાંઓના આગ્રહથી ફરી લગ્ન કર્યું, જાનૈયાઓને જમવા ફરવાની સારી મજા પડી.

कन्यावरयते रूपं, मातावित्तं पिताश्रुतं ।
बांधवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरेजनाः ॥ १३ ॥

**અર્થ**:—કન્યા વરના રૂપને ઇચ્છે છે, માતા ધનને જુવે છે, પિતા ગુણને જુવે છે, ભાઇ કુટુંબીઓ કુળને ઇચ્છેછે અને બીજા જાનવાળાઓ મિષ્ટાન્નનેજ ઇચ્છેછે.

ગોરોબા સર્વગુણુસંપન્ન હતો, જાનૈયાઓને નિત્ય ઉત્તમોત્તમ ભોજન મળ્યાં હતાં.

## आर्या.

લગ્ન કર્યું ગોરાએ, વિદાય કરવા જાન સહુ જાએ;
દૃય અબળા સહ ગોરો, રથમાં બેઠો ગીત મંગળ ગાયે

ગોરાનાં સાસુ આવી ગોરાને શીખામણુ દેવા લાગ્યાં, તમે કંઇ મારા નવા સગા નથી, હું તમારી રીતભાતને જાણુંછું. મોટી કરતાં આ નાની દીકરી મને બહુ વ્હાલી છે તેથી બે બોલ શીખામણુના કહુંછું તે સ્વિકારશો કે?

ગોરાએ કહ્યું ભલે જે ઇચ્છા હોય તે કહો, મારે કબુલ છે.

## સાખી.

વિઠ્ઠલના સમ દઇને બોલ્યાં, ભિન્ન ભાવ નવ ધરજો;
વચન અમારૂં કબુલ કરી. મોટી સમ ન્હાની ગણજો.

ગોરાએ સ્મિત હાસ્ય કરી કહ્યું કબુલ છે! કબુલ છે! તમારી આજ્ઞાનો કદાપિ ભંગ નહીં કરૂં.

## आर्या.

દયા કરી દિનબંધુ, દૂર ઉપાધી કરી દાસ જાણી;
ભાવે ભજન કરાશે, વિષયકુપમાંથી લીધો તાણી.

અહા ! કેવો દૃઢ નિશ્ચય, આ ભક્તિ ઇસારાવાળી નહીં પરંતુ દૃઢ નિશ્ચયવાળી છે. જેણે ઇંદ્રિઓ અને મનને જીતી શ્રીહરિ શરણમાં બાંધ્યું છે તેને સ્વર્ગના અલૌકિક વૈભવો પણ તુચ્છ છે.

**तृणं ब्रह्मविदःस्वर्ग स्तृणं सूरस्य जीवनम् ।**
**जीताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥ १४ ॥**

**અર્થ**:—બ્રહ્મજ્ઞાનવાળાને સ્વર્ગ તૃણ સમાન છે, શૂરવીરને જીવન તૃણ સમાન છે, ઇંદ્રિય નિગ્રહ કરનારને સ્ત્રી તૃણ સમાન છે, અને નિસ્પૃહિ મનુષ્યને આખું જગત તૃણ સમાન છે.

અર્થાત્ હરિભક્તિ કરનારાઓજ મોટા છે બાકીના સૌ છોટાજ છે.

### ૫૬.

### હરિજન મોટારે મોટા.

પરણી ઘેર આવ્યા બાદ બંન્ને સ્ત્રીઓનાં અનેક ચરિત્રો છતાં પણ ગોરોબા પોતાના નિશ્ચયથી ડગ્યો નહીં; ગોરાએ સાસુના વચનનો પૂર્ણ રીતે અમલ કર્યો હતો. મોટીને મા ગણી ગોરાએ નહાનીને બહેન ગણી વ્યવહાર ચલાવ્યો હતો.

કામવશ થયેલી સ્ત્રીઓએ જ્યારે બધાં અસ્ત્ર નિષ્ફળ ગયાં ત્યારે સાહસ કામ કરવાનો નિશ્ચય કર્યો.

**कामातुराणां न भयं न लज्जा ॥**

**અર્થ**:—કામાતુરને ભય કે લાજ હોતી નથી.

**स्त्रीणां द्विगुणमहारो, लज्जाचापि चतुर्गुणाः ।**
**साहसं षड्गुणं चैव कामश्चाष्ट गुणः स्मृताः ॥ १५ ॥**

**અર્થ**:—સ્ત્રીઓમાં પુરૂષથી બમણો અહાર, ચાર ગણી લાજ, છ ગણું સાહસ અને કામ આઠ ગણો હોય છે.

**मधु तिष्टति वाचि योषितां ।**
**हृदि हालाहलमेव केवलं ॥ १६ ॥**

**અર્થ**:—સ્ત્રીઓના વચનોને વિષે મધુ—અમૃત છે પરંતુ હૃદયમાં તો કેવળ હળાહળ ઝેર હોય છે.

## आर्या.

ભર નિદ્રામાં ભાગી, નિજ પતિના કર નિજ હૃદયેજ ધર્યા;
ક્રોધ થકી કર કેરા, કટકા ગોરોબાએ તરત કર્યા.

આજ્ઞાનો ભંગ કરનાર કરના ટુકડા કરી નાખી ગોરોબા હરિસ્મરણમાં મશગુલ થયો.

બંને સ્ત્રીઓ પોતાના કાર્ય માટે પસ્તાવો કરી કલ્પાંત કરવા લાગી. અરેરે! હવે અમારૂં પોષણ કોણ કરશે? અમેજ ભુલ કરી કે સ્વામીની મરજી વિરૂદ્ધ આચરણ કરવાનાં પગલાં ભર્યાં અને તેનું ફળ અમને મળીજ ચુક્યું છે.

## સાખી.

હાથ તજ્યા નાથે હરિજી હવે, ઉદ્યમ નહિ કરાશે;
**સાહસમાં સુખ ગયું સર્વ આ, પેટજ કેમ ભરાશે.**

ગોરાએ કહ્યું મારે ધનની જરૂર નથી, તમે સ્વાર્થી છો, પરંતુ હવે ઈશ્વરસ્મરણ કરો અને જેવી તીવ્ર ઈચ્છા ધનને માટે છે તેવી ઇચ્છા પ્રભુને માટે રાખો તો સહેજે ભવપાર થશો.

**आदरेण यथा स्तौति धनवंतं धनेच्छया ।**
**तथाचेत्परमात्मानं, कोनमुच्यते बंधनात् ॥ १७ ॥**

**અર્થઃ**—ધનની ઇચ્છાથી મનુષ્ય ધનવાનની સ્તુતિ જેવા આદરથી કરે છે તેવી રીતે પ્રભુની સ્તુતિ આદરપૂર્વક કરતો હોય તો બંધનથી કોણ મુક્ત થઇ શકે નહીં ? અર્થાત્ સર્વ કોઇ મુક્ત થાય.

ખરેખર ! થયું પણ તેમજ. વિના માગે, વગર અરજીએ પંઢરીનાથ ભગવાન ગોરાની વ્હાર કરવાને વિપરીત વેષ લઇને કુટુંબ સાથે પધાર્યા.

## आर्या.

કુલાલ વેષ લઇને, ગરૂડ ગર્દભ રૂપ ધરી આવ્યા;
રૂક્મિણી થઇ કુલાલી, ભક્ત કાજ કરવાને મન ભાવ્યા.

શ્રીવિઠ્ઠલનાથ કુંભાર, રુક્મિણી કુંભારણ અને ગરૂડ ગર્દભ વેષ લઇ કોદાળો પાવડો લઇ આ દયાળુ દેવની સ્વારી ગોરાનું ઘર પૂછતાં આવી પડયાં.

જુવો ! સાચો સાથી, સાચાનો બેલી, અને ભક્તોનો ખરો રક્ષક તો એ શ્રીહરિજ છે ત્યારે પ્રપંચનો ત્યાગ શા માટે કરતો નથી ?

## મનહર છંદ.

અરે અપરાધી ખાધી, ખોટ તેં ઉપાધી સાખી;
ઠગવા લોકોને કામ, કીધું જે ઠગાઇનું.
જરૂર આ વાત તારા દીલમાં તું જાણી લેજે;
કહે દલપત ફળ દેખીશ કમાઇનું.
છુપાવી છુપાવી છળ કપટથી કીધું છેક;
લંપટ તેં કામ લાંચ ચોરીને કમાઇનું.
નથી મળ્યો પુછનાર, નર લોકમાં તો પણ;
પરલોકમા તો નથી, રાજ પોપાંબાઇનું.

ફક્ત અન્ન માટે નોકર થઈ રહ્યાં અને ગોરાનું કામકાજ કરી દ્રવ્ય લાવીઆપી નિર્વાહ ચલાવવા લાગ્યા. અહો ધન્ય છે ભક્તવત્સલતાને.

## સાખી.

ચક્ર સુદર્શન, ગદાદંડ, ગ્રહી વિઠ્ઠલ કામજ કરતા;
પદ્મ પાત્રને માયા સૂત્રથી, છેદી દૂરજ ધરતા.

પંઢરીનાથ સુદર્શન ચક્રને ચાક અને ગદાને દંડ બનાવી પદ્મને પાત્ર બનાવી માયાસૂત્રથી છેદી દૂર મુકતા જાય છે. બ્રહ્માનો અધિકાર છીનવી લઈ જાણે શ્રીપંઢરીનાથજ વિવિધ પાત્રોને ઉત્પન્ન કરે છે. એમ શ્રીવિઠ્ઠલનાથે ગોરાના ઘરને પાત્રથી ભરી દીધું હતું. અને પ્રતિ એકાદશીએ ગોરાને ગધેડા ઉપર વાસણ ભરી આપી

પંઢરપુર વેચવાને માટે મોકલી આપવામાં આવતો હતો.

## आर्या.

પંઢરપુરમાં મેળો, આવે અષાઢ માસે ભક્ત અતિ;
પૌર્ણિમા પર નિરખી નામદેવ કહે વિઠ્ઠલનાથ નથી.

નામદેવના કહેવાથી સર્વને આશ્ચર્ય ઉત્પન્ન થયું. લોકોને ખાત્રી કરાવવાને નામદેવે તપાસ કરવા માંડી તો મંદિર બહાર ગોરો કુંભાર પંઢરીનાથનાં બનાવેલાં અલૌકીક પાત્રો સાધુ, બ્રાહ્મણ અને ભક્ત લોકોને મફત આપતો હતો અને તેના બે હાથ ઠુંઠા હતા તેથી નામદેવને શંકા થવાથી ગોરાને પુછવા લાગ્યા.

## અભંગ.

નામદેવ કહે પાત્ર બનાવ્યાં, કોણે કહેને વાત;
કહે ગોરો એ નોકર મારો, પેટ કાજ પંચાત.

* * * *

ધણી ધણિઆણી ને ગર્દભ તે, કરે કાજ સૌ મ્હારૂં;
હાથ ગયા પછી હરિએ આપ્યું, ઉગરવાનું બારૂં.

ગોરાની વાત સાંભળી નામદેવે નક્કી કર્યું કે પેટને માટે વેઠ કરી બીજાનું પોષણ કરે એવો આ જગતમાં કોઇપણ નથી. જરૂર એ કાર્ય શ્રીવિઠ્ઠલનાથનુંજ છે.

## લાવણી ચલતી.

નહિં કુલાલ એ નોકર તારો, ગરૂડ ગર્દભ કહાવે;
રૂકિમણી નિજ પતિ હુકમથી, માટી નિત્યજ લાવે.

ચકિત થયેલા સર્વ ભક્તોને લઈ નામદેવે ગોરોબાના ગૃહ તરફ શ્રીપંઢરીનાથની તપાસ માટે પ્રયાણ કર્યું. માર્ગમાં "જય વિઠ્ઠલ જય વિઠ્ઠલ વિઠ્ઠલ" ની ધુન કરતાં આ મંડળી જતી હતી. તેથી પંઢરીનાથ, રુક્મિણીજી અને ગરૂડ નગ્ર બહાર ખાડામાં માટી ખોદતાં હતાં ત્યાંથી અદૃષ્ય થઈ ગયાં અને હવે ગોરાના ઉપર સંપૂર્ણ કૃપા કરવાના વિચારથી પ્રભુએ સર્વ મંડળીનું આકર્ષણ પોતાની તરફ કર્યું.

## आर्या.

નોકર ઘેર ન ભાળી, પંઢરપુર સહુ મંડળી પાછી ફરી;
નામદેવ ને ગોરો, અનન્ય ભક્ત સૌ વિઠ્ઠલ ધ્યાન ધરી.

ભક્ત મંડળીએ પંઢરપુરમાં આવી શ્રીવિઠ્ઠલ સન્મુખ જય વિઠ્ઠલની જબરી ધુન કરી એટલે દયાધને દયા કરી.

## आर्या.

હસ્ત નવા બે આવ્યા, ગોરો મન આનંદ અતિ પામે;
હરિ ચરણ પડી બોલ્યો, દર્શન દ્યો વિભુ દુઃખ સહુ વામે.

પ્રભુની અદ્‌ભુત કૃપા પ્રસાદીથી પ્રસન્ન થઈ હર્ષ ઘેલો ગોરો પ્રેમ મસ્ત બની નાચવા, કુદવા અને ગાવા લાગ્યો.

### પદ

( **ડાઘ લાગ્યોરે ડુંગરવા અમે** )

વ્હાલા વસમી વેળાના સાથી સત્ય હરિ;
માયા મંદિર અંતે કામ ન આવે કોઇ,

બૂડતો બિચારો જાણી બાંહે ધરી. વ્હાલા.
લાગી તમસાથે તાળી, બીજું સહુ બેઠો બાળી;
દીધા કર પુત્ર આપ્યો સજીવન કરી. વ્હાલા.

પ્રેમાશ્રુથી ઉભરાતી પ્રાર્થના શ્રવણ કરતાંવત પંઢરીનાથે કૃપા કરી ગોરાને દર્શન આપી કહ્યું. ગોરા તારી ભક્તિને ધન્ય છે, હું તારા ઉપર પ્રસન્ન છું માટે વરંબ્રુહી. વરંબ્રુહી. વરંબ્રુહી. વર માગી લે. વર માગી લે.

ગોરાએ કહ્યું પ્રભુ આપની કૃપા અને ભક્તિ વિના અન્ય કોઇ પણ વસ્તુની મને ઇચ્છા નથી.

## દીંડી.

રામાઓ ગઇ રૂકિમણીની પાસે,
હસ્ત જોડી કરગરી કહે ઉદાસે. રામા૦
ભક્ત તણાં દુઃખ દયાળુએ ટાળ્યાં;
અમે રહ્યાં સદા દુઃખમાં મુંઝાયાં. રામા૦
સતિ પતિના વિયોગે દુઃખવાળી,
તજી અમને એ સ્વામી એ દુઃખ ભારી. રામા૦

રુકિમણીજીને કરેલી અરજીથી પ્રસન્ન થઇ પ્રભુએ ગોરાને કહ્યું.

## સાખી.

સાસુથી જો અધિક હોય કદી, મુજપર પ્રીતિ તારી;
હુકમ મારાને માન્ય કરીને, સ્વિકાર આ બે નારી.

પ્રભુઆજ્ઞાને માથે ચડાવી ગોરોબા પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. હે વિભુ! મારે માટે આપે અનેક કષ્ટ સહન કર્યાં છે, મારા ઉપર આપનો ઘણો ઉપકાર અને દયા છે, તથા મારે આ જગત્‌માં આપનાથી અન્ય કોઇ ઇષ્ટ, પ્રિય, સગુ અને સ્નેહી નથી.

अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ॥

**અર્થ**:—મારે અન્ય કોઇનું શરણુ નથી, હું ફક્ત આપનાજ શરણે છું.

## દોહરા.

સગપણ સ્વારથથી થયું, કહો કેટલો કાળ:
જીવતાં સુધીનાં સગાં, વૃદ્ધ તરુણ ને બાળ.

પ્રભુ સર્વ સગાંઓનો સંબંધ સ્વાર્થ વશાત્ જ થયો છે એમ અનુભવીઓ આપની કૃપાથી તથા અનુભવથી જાણે છે.

वृक्षं क्षीण फलं त्यजंति विहगाः,
शुष्कं सरः सारसाः ।
निर्द्रव्य पुरुषं त्यजंति गणिका,
भ्रष्टं नृपं सेवकाः ॥
उल्लाघा भिषजं त्यजंति च तथा ।
दग्धं वनांतं मृगाः ॥
सर्वः कार्य वशाज्जनोहिरमते,
कः कस्यनो वल्लभः ॥ १८ ॥

**અર્થ**:-પક્ષી ફૂલ રહિત વૃક્ષનો ત્યાગ કરે છે, સુકાઇ ગયેલા સરોવરનો પક્ષી ( સારસ ) ત્યાગ કરે છે, વેશ્યા નિર્ધન પુરૂષનો ત્યાગ કરે છે, પદ ભ્રષ્ટ રાજાનો સેવક ( ચાકર ) ત્યાગ કરે છે, રોગ મુક્ત થયેલો પુરૂષ વૈદ્યની ગરજ રાખતો નથી, અને દાવાગ્નિથી દગ્ધ થયેલા અરણ્યનો મૃગ ત્યાગ કરે છે, અર્થાત્ સર્વ લોક એક બીજાના સ્વાર્થ પુરતીજ સગાઇ રાખે છે, કાર્ય પૂર્ણ થયા પછી કોઇ કોઇનો સંબંધ રાખતું નથી, તાત્પર્ય કોઇ કોઇને પ્રિય નથી.

માટે પ્રપંચીઓ તરફની પ્રીતિ કમી કરી ચિત્તને શ્રીહરિ તરફ વાળવાની જરૂર છે.

**ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसःश्रियः ।**
**ज्ञान वैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥ १० ॥**

**અર્થ**:-અષ્ટસિદ્ધિ યુક્ત સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, કીર્તિ, સંપત્તિ જ્ઞાન અને વૈરાગ્ય એ છ ગુણ ઇશ્વરનામાં હોય છે અને તેથી સર્વ કંઇ વસ્તુનો દાતા તે પ્રભુજ છે.

એના તરફ દ્રઢ નિશ્ચયથી ગયેલો કોઇ પાછો ફર્યો નથી.

**દ્રષ્ટાંત**-વિદ્યા, જ્ઞાન અને પ્રપંચહીન એક સાધુ કે જેને ગુરૂએ રાધાકૃષ્ણની બે પ્રતિમાઓ આપી રાજભોગ કર્યા વિના જમવું નહીં એવો સંકલ્પ કરાવ્યો હતો. તથા ગુરૂ વચનને જેણે બરાબર પાલન કર્યું હતું તે પ્રારબ્ધ વશાત્ એક મહા અરણ્યમાં ભુલો પડયો જેથી **પાંચ દિવસ પર્યંત નગ્ર કે વસ્તિનો પત્તો** લાગ્યો નહીં. અરણ્ય પણ

ફળ રહીત કેવળ કંટકથી ભરપુર હતું તેથી રાધાકૃષ્ણ અને મહાત્મા બંને અન્ન વિના દુ:ખી થયા. પંચમ દિવસે મધ્ય નિશાએ એક શહેરના પાદરે મહાત્માની સ્વારી આવી તળાવના કિનારા ઉપર એક વિશાળ વટ વૃક્ષ નીચે મુકામ કર્યો. વડની બીજી બાજુએ ચાર ચોરો વાતો કરતા હતા કે આપણને આજે પુષ્કળ દ્રવ્ય મળે તો કાલે સો બ્રાહ્મણ જમાડવા. ચોર લોકોની વાત સાંભળી મહાત્માએ તેમની પાસે જઇ યાચના કરી. ગૃહસ્થો ? જ્યારે તમે સો બ્રાહ્મણને જમાડવા તૈયાર થયા છો ત્યારે મારા પ્રભુને સામગ્રી નહી આપો ? ચોર સમજ્યા આ કોઇ મૂર્ખો છે. આપણી વાત સાંભળી ગયો હશે હવે એને છુટો રાખવામાં મજા નથી એમ ધારી પ્રાત:કાળે સામગ્રી આપવાનું કબુલ કરી પોતાની સાથે ગામમાં લઇ ગયા.

એક લખપતીના ઘરમાં ખાતર પાડી પેઠા બે ચોર બહાર તપાસમાં ઉભા અને બે અંદર પેઠા તે સાધુને ઘરમાં લઇ ગયા અને એક બાજુએ ચુપચુપ ઉભા રહેવાનું કહી બંન્ને ચોરો દ્રવ્ય હરણકાર્ય કરવામાં ગુંથાયા.

સાધુ એકલો પડયો આમ તેમ તપાસ કરતાં ચુલો લોટ, લાકડાં, ઘી, ખાંડ અને વાસણ વિગેરે સાધન નજરે પડયું. એટલે ચુલો સળગાવી શીરો શેકી નાખ્યો અને થાળીમાં કાડી તુલસી દલ મુકી પડદો કરી ઘંટા વગાડી શંખ ફુંકયો.

ઘરનાં બધાં જાગી ઉઠયાં, બહારના ચોર છ પાંચ ગણી ગયા અને ઘરમાંના બેમાંથી એક પાટડી ઉપર લાંબો થઈ સુઇ ગયો તથા

બીજો ગૃહસ્થના પલંગ તળે પેશી ગયો. પોલીસે આવી મહાત્માને પકડી મારવા લીધા તેમણે કહ્યું મને ઉપરવાળો ( ઇશ્વર ) લાવ્યો છે. પાટડી ઉપરનો ચોર ગુસ્સે થઇ બોલી ઉઠયો, પેલો તારો બાપ પલંગ તળે છે તેનું નામ કેમ દેતો નથી ?

॥ સીતાકાંત સ્મરણં, નમઃ પાર્વતીપતયે ॥

બન્ને ચોર કેદમાં ગયા અને નિશ્ચયવાળો સાધુ હરિભક્તિથી ચોરની સંગતમાં હતો તોપણ બચી ગયો. ગૃહસ્થે તેને મંદિર બંધાવી આપ્યું.

## उपसंहार.

શુદ્ધ ચિત્તથી, દ્રઢતા પૂર્વક ભક્તિમાં આરૂઢ થઇ સર્વ કોઇ પરમ પદને પામ્યા છે એ નિર્વિવાદજ છે.

एष निष्कंटकः पंथा यत्र संपूज्यतेहरिः ।
धावन्निमील्यवा नेत्रे न स्खलेन्न पतेदिह ॥ २० ॥

श्री० भागवते.

**અર્થઃ**—આ ભક્તિમાર્ગ કંટકાદિક ઉપદ્રવ રહિત છે, એમાં ફક્ત ભગવદ્ પૂજા પ્રીતિપૂર્વક કરવામાં આવે અને આ માર્ગમાં આંખો બંધ કરીને દોડે તો આખડે નહીં વા પડે નહીં. તેથી બીજા માર્ગ કરતાં આ માર્ગ નિર્ભય અને સુખપ્રદ છે એ સિદ્ધ છે.

જેને માટે શ્રી વિઠ્ઠલનાથજી કુંભાર, લક્ષ્મીજી કુંભારણ અને ગરૂડ ગર્દભનું રૂપ લઇ માટી ખોદીલાવી પાત્ર બનાવી આપતાં હતાં તે પરમ ભક્તનેજ ધન્ય છે.

અધુના ગોરોબાના જેવી નિશ્ચય, જ્ઞાન વૈરાગ્ય, અને ઇંન્દ્રિય વશાવાળી ભક્તિની જરૂર છે.

## દ્વિહાર.

માલા ફેરત જનમ ગયા,
ગયા ન મનકા ફેર;
કરકા મનકા મેલકે,
મનકા મનકા ફેર.

મનનો ફેર જ્યાં સુધી જાય નહીં, મન વશ થાય નહીં, અને મનના તરંગો જ્યાં સુધી લય ન થાય ત્યાં સુધી પ્રભુ કૃપા હજારો કોશ વેગળે છે.

આપણે સર્વ જે જે ધર્મ, ભક્તિ, અને સાધનો સ્વિકારી રહ્યા છીએ તેનો આ સાથે મુકાબલો કરી જુવો તો માલમ પડશે કે આપણુને હજુ હરિના જન થવાને કેટલી વાર છે ? અને કઇ કઇ વાતોની જરૂર છે ?

ધનવાન, સત્તાવાળા, બુદ્ધિવાળા, અને બીજાં અનેક કાર્યોથી મોટા ગણાતા લોકો ભલે જગમાં મોટાઇ માને પણ અંતે તેઓ છોટાજ છે.

## પદ.

જગના મોટાં ખોટા જાણવા,
સાચા હરિના જન;
કામ, ક્રોધ, મદ, મોહ, તજી,
જેણે હરિ ભજ્યા તેને ધનરે. ભક્તિ૦

એટલાજ માટે કીર્તનારંભે સહુ કવિએ કહ્યું છે કે ?

॥ હરિજન મોટારે મોટા ॥

## आरती.

हे चीदानदेगादेवा ।
जयदेव जयदेव जय पांडुरंगा ॥



कायेनवाचा ॥
त्वमेवमाता ॥
अच्युतं केशवं ॥

પુંડરીક વરદા, સીતાકાન્ત સ્મરણું, નમઃ પાર્વતિપતયે.

सर्वेभ्यो देवेभ्यो नमो नमः ॥
सर्वेभ्यो भूदेवेभ्यो नमो नमः ॥
श्रीसद्गुरु देवकीजय.

साष्टांग प्रणाम्.

श्रीब्रह्मार्पणमस्तु.

## समाप्त.

॥ श्रीराधाकृष्णाभ्यांनमः ॥

# श्रीद्रौपदी वस्त्रहरणाख्यानम्.

## पूर्वरंग निरुपण.



॥ श्रीगणेशायनमः ॥ श्रीमन्महागणाधिपतयेनमः ॥

॥ याकुंदेन्दु तुषार हारधवला, ॥ ब्रह्मानंदं परमसुखदं ॥

इत्यादि नमनं ॥

### ભજન ધુન.

રાધા રમણ ગોવિંદા;

બાલમુકુંદા ગોવિંદા.

શ્રીદ્વારિકાંનાથકી જય, શ્રીરણછોડરાયકી જય.

નમઃ પાર્વતિપતયે, હર હર મહાદેવ.

### धनाश्री पद.

જય જય રામ કૃષ્ણ હરિ, જય જય રામ કૃષ્ણ હરિ

### ध्रुवपद.

॥ પુંડલીક વરદા, સીતાકાંત સ્મરણ, નમઃ પાર્વતિપતયે ॥

## પદ.

પ્યારા ગોવિંદના ગુણ ગાશું રે,......રાણાજી અમે.
પ્યારા ગોવિંદના ગુણ ગાશું. પ્યારા૦
ચરણામૃત લીધાનું નીમ હમારે;
નિત નિત દર્શન જાશું રે...........રાણાજી૦
ઝેરના પ્યાલા રાણાજીએ મોકલ્યા;
અમૃત કરીને પી જાશું રે.........રાણાજી૦
રાણાજી રૂઠે તો લીયે રાજ આપણું;
હરિજી રૂઠે તો મરી જાશું રે.........રાણાજી૦
ધર્મ નીતિનું નાવ બનાવી;
સંસાર સાગર તરી જાશું રે.........રાણાજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
આવણુ જાવણુ મટી જાશું રે.........રાણાજી૦

॥ પુંડલીક વરદા, સીતાકાંત સ્મરણ, નમઃ પાર્વતિપતયે ॥

આદૌ કીર્તનારંભે વિદુષી મીરાંબાઇ સાધક વર્ગ પ્રતિ સદ્દુપદેશ કરતાં પોતાના સત્ય વિચારોને જગ જાહેર મુકતાં નિડરપણે કહે છે.

પ્યારા ગોવિંદના ગુણ ગાશું રે.

ભકિત પરાયણ સુભાગી મીરાંબાઇના ઉપર તેના પતિએ જ્યારે અત્યંત જુલમ કર્યો હતો, ત્યારે મીરાંએ આ નિશ્ચયાત્મક વચનો

વળી નિર્ભય થઇ હરિશરણ ગ્રહણ કર્યું હતું અને તેનું પરિણામ શું આવ્યું હતું તે શ્રોતૃવર્ગ દત્તચિત્ત શ્રવણ કરશે.

પ્રભુનો ભરોંસો રાખનાર કોઇ પણ દુર્ગતીને પામ્યા નથી.

**यस्य स्मरण मात्रेण, जन्मसंसार बंधनात् ।**

**विमुच्यते नमस्तस्मै, विष्णवे प्रभाविष्णवे ॥ १ ॥**

**અર્થ**:-જેના સ્મરણ માત્રથીજ માણસ સંસાર બંધનમાંથી મુક્ત થાય છે, એવા મહા સમર્થ વિષ્ણુને નમસ્કાર કરો.

તેજ તમને તારશે, તેજ તમને ઉગારશે અને તેજ તમને અંતકાલ, ગર્ભવાસ અને જન્મમરણના દુઃખથી બચાવશે.

પ્રભુના અખંડ સ્મરણમાં રહેવાથી મનુષ્ય, શરીરના વહેવારમાં મુંઝાતો નથી. જેમ નાટકનો માણસ ઢેડનો વેશ લે તોપણ પોતે પોતાનું બ્રાહ્મણપણું ભુલતો નથી; તેમ પ્રભુના અખંડ સ્મરણમાં રહેવાથી પુરુષ વહેવારનાં બીજાં કામકાજ કરે તોપણ પ્રભુને ભુલતો નથી.

પવિત્ર ભારતની જયરંગભૂમી ઉપર એવાં ઉત્તમોત્તમ ભક્તિ સંપન્ન અનેક પુરુષ અને સ્રીરત્નો થઇ ગયાં છે. જેમણે ભક્તિ, જ્ઞાન, વૈરાગ અને ધર્માદિ અનેક સુસાધનો પ્રાપ્ત કરી, શ્રીપતિના સાક્ષાત્કારને પામી પોતે કૃતાર્થ થઇ જગમાં ઉજ્વલ કીર્તિ પ્રાપ્ત કરી છે.

## आर्या.

ભવ તરવાનું સાધન, ભક્તિ વિના કલી કાલે અન્ય નહિ;
વેદ શાસ્ત્ર પોકારે, ભવસાગરમાં ભક્તિ નાવ સહી.

વેદ ચાર છે, યુગ ચાર છે અને આશ્રમ પણ ચારજ છે. ચાર વેદના વિષય જુદા જુદા છે, ચાર આશ્રમના ધર્મ પણ જુદા જુદા છે અને ચાર યુગમાં પ્રભુ પ્રાપ્તિને અર્થે કરવામાં આવેલાં સાધનો પણ જુદાં જુદાં છે.

**कृतेयद्ध्यायतो विष्णु, त्रेतायां यजतो मखैः ।**
**द्वापरे परिचर्यायाम्, कलौ तद्धरि कीर्तनात् ॥ २ ॥**

**અર્થ**:—સતયુગમાં ધ્યાન ધારણાથી પ્રભુ દર્શન થતાં હતાં, ત્રેતામાં યજ્ઞ યાગથી હરિ સાક્ષાત્કાર થતો હતો, દ્વાપર યુગમાં પરિચર્યા ( સેવા ) થી હરિકૃપા થતી હતી, પરંતુ કલીયુગમાં તો એ ત્રણે યુગના સારરૂપ માત્ર હરિકીર્તન પ્રભુ ભજનથી હરિકૃપા થાય છે માટે તેજ શ્રેયસ્કર છે.

**कलौतु केवलं भक्तिर्ब्रह्म सायुज्य कारिणी ॥**

**पद्मपुराणे.**

**અર્થ**:—કલિયુગમાં તો કેવળ ભકિતજ ભગવત્ પ્રાપ્તિ કરનારી છે, બીજાં સાધનો કલિયુગમાં નભી શકતાં નથી.

## કવિત.

આજુ કલિ કાલ ઐસો, આયોહે કરાલ અતિ;
રાખે જો ગુપાલ ટેક તૌ તૌ વૃંદ જીજીયે.

બોલીએ ન ચાલીએજુ, બેઠી પીંઠ પાલીયેજુ;
આંખી કાન મુંદ હોય, મૌન વૃત્તિ લીજીએ.
દેખી અન દેખી જાની, સુની અનસુની માની;
માલાગહિ પાની હાની, લાભ ન ચિત્ત દિજીએ.
કીજીયે ન રોષ જાપૈ, કહે કોઉ બોષ શાશ;
લાજે ધરી શીશ જગદીશ સાખી કીજીયે.

## લાવણી ચલતી.

યજ્ઞ યાગ જપ જાપ વિધિ નહીં, વૃત્તિ કદિ વશ નાવે;
ક્ષમા શાંતિ સંતોષ સુજનતા, ભક્તિ વિના નવ પાવે.

પ્રચંડ કલિકાલમાં ચોતરફ ધર્મ ભ્રષ્ટ થવાનાં સાધનો તૈયાર છે, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર ધર્મચ્યુત થયેલા દેખાય છે અને મહદ્દપુરુષ પરસ્પરના ધર્મ વિસારી સ્વાર્થ કુશળ થયા છે. એવા આ કઠિન કાલમાં ભક્તિ વિના કોઇની લાજ રહેવાની નથી એ નિ:શંક છે.

## છપય છંદ.

સહન શીલ સંતોષ, તનક મનમેં નહીં લાવે;
નિષ્પ્રેહિ હરિ શરણ, પ્રેમસેં હરિગુણ ગાવે.
રાગ દ્વેષસેં રહત, રૂચિર સત સંગતી કીજે;
હરિ ગુરુ સાધુ પ્રસાદ, સોઇ હિરદે ધરી લીજે.
ચતુરદાસ રાધાવરન, નિશિ બાસર ઇહિ બિધિ કહૈ;
મહા કઠિન કલિ કાલમેં, કહો લાજ કૈસે રહૈ.

આ દુસ્તર અને વિકરાલ કલિકાલમાં પણ જેના હૃદયમાં ભકિત વાસ કરે છે તેના હૃદયમાંથી ઝેર વેર જતાં રહે છે અને તેથી તે સત્પુરુષ પ્રભુની અગાધ, અલૌકિક અને અપાર કૃપાનો ભાગી થાય છે.

**कलौयुगे कल्मष मानसानां,**
**नान्यत्र धर्मः खलु निश्चयेन ।**
**कृष्णेति वर्ण द्वयमादरेण,**
**सदा पठन् मुक्ति मुपैति जंतुः ॥ १ ॥**

**અર્થ**:-કલિયુગમાં સર્વ જનોનાં મન મલીન થઇ જશે અને ધર્માધર્મ વિચાર રહેશે નહી. આધિ વ્યાધિની પીડા અતિ થશે, તેમાંથી બચવાને કૃષ્ણ એ નામનો પાઠ કરશે તેને મુક્તિ સુખ અને હરિશરણ મળશે.

### અભંગ.

ધર્મ કર્મને દૂર ધરીને, ભ્રષ્ટ થયા સહુ જન;
ભકિત થકી ભવ રોગ હરાશે, કૃપા કરે ભગવન

ભકિતથી નમ્રપણું સંતોષ સહનશીલતા, ક્ષમા, ધૈર્ય, વૈરાગ, જ્ઞાન, જીતેંન્દ્રિયપણું, અક્રોધ અને સમસ્ત ભૂતને વિષે સમાન દ્રષ્ટિ રાખવાપણું પ્રાપ્ત થાય છે. માટે કલિયુગમાં તેને સર્વોત્તમ માની છે.

અધુના અન્ય સર્વ સાધનો ખામીવાળાં દેખાય છે તેથી સિદ્ધ થાય છે કે ભકિતજ શ્રેયસ્કર છે.

સાધન વિનાના ઘણા ભક્તોનો શ્રીહરિએ ઉદ્ધાર કર્યો છે, કર ગ્રહ્યા છે. એ વાતો શ્રીમદ્‌ભાગવત અને ભક્તિ વિજય વિગેરે ધાર્મિક ગ્રંથોમાંથી મળી આવે છે.

धर्मः प्रव्रजितस्तपः प्रचलितं,
सत्यंच दूरेगतं ।
पृथ्वी मन्द फला नराः कपटिन,
श्चित्तं च शाठ्योर्जितम् ॥
राजानोऽर्थपरा न रक्षण पराः,
पुत्राः पितु र्द्वेषिणः ।
साधुः सीदति दुर्जनः प्रभवति,
प्राप्त कलौ दुर्युगे ॥ ४ ॥

**અર્થ**:—આ કઠીણ કલિ કાલના અમલમાં, ધર્મ નાશ થયો, તપ ચળાયમાન થયું, સત્ય દૂર ગયું, પૃથ્વી સૂક્ષ્મ ફળવાળી થઇ ગઇ, પુરૂષો કપટી થઇ ગયા, ચિત્ત લુચ્ચાઇથી યુક્ત થયાં, રાજાઓ દ્રવ્ય સંપાદન કરવામાં તત્પર રહેતાં પ્રજાનું રક્ષણ કરનાર ન રહ્યા, પુત્રો નિજ પિતાની સાથે દ્વેષ કરનાર થયા, સાધુ પુરૂષો નાશ પામ્યા, અને દુર્જન માણુસ સમર્થ થયાં છે. એવા કલિયુગમાં જપ, તપ, યોગ, યજ્ઞ, ધ્યાન, ધારણા વિગેરે સાધનો થવાં ઘણાંજ કઠીણ છે.

પદ.

જમાનો તો બદલાયોરે, કલિએ કેર વરતાવ્યોરે;
ગામડે હોટલ શેરમાં હોટલ,

હોટલ હોટલ હાય.
વર્ણ અઢારે એક થઇને,
ચ્હા અને બિસ્કીટ ખાય.
ગાંઠેથી ગર્થ ગુમાયોરે. જમાનો૦

વિદેશી સુધારાને આધારે કેટલાક લોકો ધર્મને તિલાંજલી આપી ચાલે છે, અને સદ્વિદ્યા—ધાર્મિક વિદ્યાને ન સ્વિકારતાં વ્યવહારિક વિદ્યા તથા અમલના મદમાં મસ્ત થઇ મહાલે છે.

બીએ બનીને ભાઇ બીયે છે;
બાઇ થકી ઘરમાંય.
બાહેર બીલ્લી થકીજ બીહે છે;
એ શું ઉકાળે હાય
જનેતાએ શીદ જાયોરે...... જમાનો૦

પાશ્ચિમાત્ય સુધારાના જોરાવર પવનથી ભારતના આરતનાદને સાંભળનારી અને મનમાનતાં અનેક સુખોને દેનારી પવિત્ર ભકિત કચરાઇ ગઇ છે, શીથીલ થઇ ગઇ છે, અને મિથ્યા વાદી નાસ્તિકોની જીંહારૂપ દેડકાંના નાદથી ત્રાસી ગઈ છે.

## લાવણી.

સતજુગમેં સત રહા, મધ્ય ત્રેતા દ્વાપર જાતે જાતે;
મતિ ભ્રષ્ટ હો ગઇ સબીકી, કલજુગકે આતે આતે

*    *    *    *

પુન્ય ગયા પાતાલ દ્વિજકે, પ્રગટ પાપ છાયાહે આન;
કલી કાલ હુવા વર્તમાન, સબ દેવોને છોડે અસ્થાન.

આધુનિક સુધારાપર મોહી પડી, પુર્વજોના નિતિ નિયમો અને મોટાઇ ભુલી જનારા અને અધમ સ્થિતિએ પહોંચ્યા છતાં પણ ઉપરની ટાપટીપને ન છોડનારા અબુધોને અનેકવાર ધિક્કાર છે.

સુધારાને નામે જગમાં કુધારો ચાલી રહ્યો છે.

બધા બ્રાહ્મણોની હતી એક ન્યાતિ,
લખી વાત જે વેદમાં તે મનાતી;
કહ્યું વેદનું કો નથી માનનારો,
સુધારો થયો કે હશે આ કુધારો.

વેદ અને મનુસ્મૃતીમાં બ્રાહ્મણોની જ્ઞાતિ ભેદની ઝાંખી પણ થતી નથી. રામાયણ, ભાગવત, મહાભારત, અને બીજાં પવિત્ર પુસ્તકોમાં પણ બ્રાહ્મણોમાં પડી ગયેલા ભેદને માટે આધાર મળતો નથી. પરંતુ તેથી ઉલટું જ દેખાય છે.

હિંદુઓના સર્વ માન્ય ગીતાજી નામના ગ્રંથમાં દ્રષ્ટિ કરતાં નીચે પ્રમાણે પુરાવો મળે છે.

**चातुर्वर्ण्यं मयासृष्टं, गुण कर्म विभागशः ॥**

**અર્થ**:-મેં સત્વાદિ ત્રણ ગુણોના અને શમ દમાદિ કર્મોના ભેદથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર આ ચાર વર્ણો સૃજ્યા છે.

પરંતુ ધર્મને નામે ધતિંગ ચલાવનારાઓએ અને સ્વાર્થિઓએ આજે એક બ્રાહ્મણમાંથી અનેક વિભાગ કરી નાખ્યા છે અને તેથીજ બીજી વર્ણ કરતાં બ્રાહ્મણ વર્ગ દિનપર દિન અધમ દશાએ પહોંચતો જાય છે.

## હરિગીત છંદ.

સુધરી જવાનાં સાધનોમાં, મુખ્ય વસ્તુ આટલી;
કોટ પાટલુન કેપ કર, છત્રી છડી કે બાટલી.
કંઠે કૉલર શોભતો એ, હિંદીઓએ હદ કરી;
ભર્ત્ત ત્હારી ગત્ય ન્યારી, આ ગજબ શો હે હરિ.

*   *   *   *

" ટી " અને બિસ્કિટ બરોબર, એ વખત તો જોઇએ;
સિગરેટ બ્રાન્ડી બીડીમાં, અમુલ્ય અવસર ખોઇએ.
આશના અંકૂરપર, ઉભા મુરખ શું પગ ધરી,
ભર્ત્ત ત્હારી ગત્ય ન્યારી, આ ગજબ શો હે હરિ.

આવા વેષધારી, દેખાદેખી કરનારા અને સ્વધર્મ ત્યાગનારાઓને સભામાં ખુરશીઓ મળે છે, માન પાનના મેળાવડાઓમાં નિમંત્રણ થાય છે અને કોરટ-દરબારમાં માન મળે છે. પૂર્વના બ્રહ્મર્ષિ કે મુનીની પદ્વિ અત્યારે તેઓજ ભોગવે છે અને સુધરેલા વિચારો પ્રમાણે તેમનું નામ પણ જેન્ટલમેન રાખવામાં આવ્યું છે.

પૂર્વની સ્થિતિ પ્રાપ્ત કરવાને બ્રહ્મચર્ય, ગુરૂકુલવાસ અને વેદા-

ધ્યયન કરવું પડતું હતું, અધુના જેન્ટલમેનપણું મેળવવાને કંઇ કરવું પડે છે કે ? હા.

**कोटंच पटलुंनंच मुखे चिरुट मेवच ।**
**व्हैट बुट समायुक्त जंटलमेन स उच्यते ॥ ५ ॥**

**અર્થ:**—જેણે કોટ, પાટલુન, મુખમાં ચિરૂટ અને સફેદ બુટ પહેર્યા હશે તેજ જેન્ટલમેન ગણાશે, અને તેનેજ માન મળશે. પરંતુ તેવા અધુરિયા સુધારકોની કેવી દુર્દશા થાય છે તે જુવો.

**દ્રષ્ટાંત**—ભૃગુપુરના એક બ્રહ્મદેવ "પણ સુધારાથી બનેલા જેન્ટલમેન સાહેબ"ને અંકલેશ્વર જવું હતું. એટલે જળમાર્ગે જતાં નર્મદા નદી ઓળંઘવાને તેમને મછવામાં બેસવાની જરૂર પડી. મોટા કલેકટર સાહેબના જેવો પહેરવેશ તથા ઠાઠ જોઇ માલમે ( મછવા વાળાએ ) મછવામાં ખુરશી મુકી સાહેબને ખાંધે બેસાડી મછવામાં મુક્યા. સાહેબ ખુરશી ઉપર બેઠા અને માલમે મછવો હંકાર્યો.

અડધી નદીમાં મછવો પવનથી ઉંચો નીચો થતો હતો જેન્ટલમેન સાહેબ નિર્ભય થઇ સાંજ સમયે સાંજ વર્તમાન વાંચતા હતા. મોંડામાંની ચિરૂટથી ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા. અંગ્રેજી ટોપી હાથમાં હતી, શીખાનો ત્યાગ કરી બાબરીયાળા કેશને ફેશનથી ઓળી સેંટ છાંટવામાં આવ્યું હતું. જનોઇની કંઠી કરી ન છુટકે ગળામાં ગુપ્ત રાખી હતી, કારણ નેકટાઇ કોલર અને ગેલીશ એજ તેમનાં ધર્મસુત્ર હતાં. સાહેબે હોડીવાળા માલમને પુછ્યું. વૉટીઝ

ટાઇમ ? મછવાવાળો બોલ્યો સાહેબ અહીંયાં પાણી ઘણું છે, સાહેબ ગુસ્સે થઇ બોલ્યા, ઑ યુ ડેમ રાસ્કલ તુમકો ટાઇમકી ખબર નહીં હય ? તુમારી પાવ જીંદગી પાનીમેં ગઇ. મછવાવાળો ગભરાઇને મનમાંજ બોલ્યો ભલે પાણીમાં ગઇ તેમાં તને શું થાય છે ?

સાહેબે ગમ્મતને ખાતર ફરીથી પુછ્યું, તુમ ઘડીયાળ નહીં રખતા ? માલમે કહ્યું. ના સાહેબ, સાહેબ હસતાં હસતાં બોલ્યા તમારી આધી જીંદગી પાનીમેં ગઇ. કંટાળેલા મનથી માલમે મનમાં કહ્યું. ઠીક બધી સત્તા તમારા હાથમાંજ છેને.

મુખ મલકાવી સાહેબે ફરીથી પૂછ્યું, અચ્છા તુમારી સાદી હો ગઇ હે યા નહીં ? મછવાવાળો બોલ્યો, સાહેબ સાદડીયો બનાવીતી તે બધી ફાટી ગઇ છે. સાહેબે પેટ પકડી હસતાં હસતાં કહ્યું. અરે મૂરખ હું તને સાદડીનું પુછતો નથી, મારૂં પુછવું એવું છે કે તું પરણ્યો છે કે નહીં ? માલમે કહ્યું સાહેબ ત્યારે એવું કેમ બોલતા નથી, મારૂં લગ્ન હજુ થયું નથી. હું પરણ્યો નથી. સાહેબ બોલ્યા જબતો તુમારી પોણી જીંદગાની પાનીમેં ગઇ. મછવાવાળો મનમાં બોલ્યો. એમાં તારી અને તારા બાપની સત્તા ચાલે તેમ નથી. બક્યાજ કરને.

એમ વાર્તા વિનોદ કરતાં અચાનક દૈવ કોપ થયો. મછવાને તોફાની પવન લાગ્યો અને અંદર પાણી ભરાવા લાગ્યું.

આપણા સુધારાના હીમાયતી સાહેબ આમ તેમ નજર ફેરવી ગભરાવા લાગ્યા અને ઉગરવાનો માર્ગ શોધવા લાગ્યા. મછવો મધ્ય

નદીમાં ઘણા ઉંડા પાણીમાં ભર તોફાનમાં હતો તેથી સાહેબ મુંઝાઇ ગયા. એટલે મછવાવાળાએ પુછયું. સાહેબ તમને તરતાં આવડે છે કે ? સાહેબ વિલે મ્હોડે બોલ્યા નારે બાપા નથી આવડતું. ભાઇ હું ગરીબ બ્રાહ્મણ છું મને ઉગારજે. મછવાવાળો બોલ્યો તમારામાં બ્રાહ્મણનાં લક્ષણ તો છે નહીં, વળી તમેજ મને- ઢમ સરકલ કહીને ગાળો દેતા હતાને, બોલો તરતાં આવડે છે ? મછવો ડુબે છે. સાહેબ બોલ્યા ના ભાઇ ના. માલમે કહ્યું ત્યારે તમારી આખી જીંદગી પાણીમાં ગઇ. જોતાં જોતાંમાં મછવો ડુબી ગયો મછવાવાળો તરીને બહાર નીકળી ગયો અને સાહેબે કોટ, પાટલુન, નેકટાઇ, કોલર અને છત્રી સહીત નર્મદા નદીને તળીએજ ઑફીસ કરી.

કૃષ્ણા રામા રામા રમારે, રામ રાયા રાવોબારે—કૃષ્ણા રામા.

॥ પુંડલીક વરદા, સીતાકાંત સ્મરણં, નમઃ પાર્વતિપતયે ॥

## કવિત.

બુદ્ધિ બડી ચતુરાઇ બડી,
અતિ લાવનતા તનમેં લપટી હે;
ગ્યાન બડો ધન ધાન્ય બડો,
પ્રભુતાજુ બડી જગમે પ્રગટી હે
લોક હજાર ખડે રહવા રહી,
પાવ શીરી નહીં એક ઘટી હે;
કહે તુલસી રઘુનાથ ભજન બીન,
( જેસી ) સુંદર નારકી નાક કટીહે.

# आर्या.

નામે અનેક તરિયા, કોળી, માળી, વણિક કુંભાર;
અંત્યજ, યવનકી, નાપિક, શુદ્ર,સ્ત્ર્યાદિક નીચહિ ચમાર.

નીચ, ઉંચ, રંક, રાય, વિદ્વાન કે અવિદ્વાન ગમે તે હો પરંતુ જેને શુદ્ધ પ્રિતિ–પ્રેમભકિત પ્રગટી છે તે તે પુરૂષો નિઃશંકપણે ભવસાગર તરી ગયા છે એ નિર્વિવાદ છે.

व्याधस्या चरणं ध्रुवस्यच वयो,
विद्या गजेंद्रस्यका ।
का जातिर्विदुरस्य यादवपते-
रुग्रस्य किं पौरुषं ॥
कुब्जायाः कमनीयरुपमधिकं,
किं तत्सुदाम्नोधनं ।
भक्त्या तुष्यति केवलं नतुगुणै,
र्भक्तिः प्रियः श्रीपतिः ॥ ६ ॥

**અર્થ**:–પારધીને સદાચરણ કયાં હતું ? ધ્રુવજીને વય કયાં હતું ? ગજેન્દ્રને વિદ્યા કયાં હતી ? વિદુરને ઉત્તમ જાતિ કયાં હતી ? ઉગ્રસેનમાં પુરૂષાતન કયાં હતું ? કુબ્જાને રૂપ કયાં હતું ? અને સુદામા પાસે ધન કયાં હતું ? એ શ્રીહરિ ગુણથી નહીં પણ કેવળ ભકિતથી જ પ્રસન્ન થાય છે અને તેમને ભકિતજ પ્રિય છે.

## ચંદ્રાવળા

ધ્રુવજીને વય ક્યાં હતુ ક્યાં હતુ સુદામાને ધંન;
કુબ્જાને રૂપ ક્યાં હતું, ઉગ્રસેનને પુરૂષાતંન.
પુરૂષાતન નહોતું ઉગ્રસેનરાય,
ગજને ક્યાં હતી વિદ્યાય;
પારધીને ક્યાં હતાં શુભ આચરણ,
ભક્તિ કરી પામ્યા ગિરધર શર્ણ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ૦

અને એટલા માટેજ વિદુષી મીરાંબાઇએ ભક્તિપરાયણ થઇને રાજસુખ, સંસારસુખ અને લૌકિક સુખની ઇચ્છા ન રાખતાં નિડરપણે નિજ નાથના સન્મુખ પ્રતિઉત્તર આપ્યો હતો કે—

## પદ.

ધર્મ નિતિનું નાવ બનાવી, સંસાર સાગર તરી જાશુ રે;
રાણાજી અમે પ્યારા ગોવિંદના ગુણ ગાશું.... પ્યારા૦

મીરાંનો દ્રઢ નિશ્ચય જોઇને શ્રીહરિએ વિષનું અમૃત કર્યું હતું અને મીરાંને પોતાના સ્વરૂપમાં સમાવી દીધી હતી, એમ અનેક સુભક્તોનાં કાર્ય કર્યાનાં દ્રષ્ટાંતો મળી આવે છે.

**કવિજન મહાભારતમાંથી દ્રૌપદી વસ્ત્રહરણાખ્યાન નિરૂપણ કરે છે.**



# द्रौपदी वस्त्रहरण.



## અભંગ.

કપટ કરી દુર્યોધન રાયે, પાંડવોને બોલાવી;
શકુનીએ કરી શર્ત અને પછી, બાજી સર્વ હરાવી.

* * * *

રાજ, સાજ, લક્ષ્મી સૌ હાર્યા, હાર્યા દ્રૌપદી નારી;
પાપી દુર્યોધન પછી બોલ્યો, સભા મધ્ય ખુંખારી.

શકુનીની માયાવિ વિદ્યાથી યુધિષ્ટિર મહારાજની હાર થઇ. "હાર્યો જુગારી બમણું રમે" એ ન્યાય પ્રમાણે ધર્મને વધારે રમવાની ઇચ્છા થઇ, એને પરિણામે શકુનીએ પ્રપંચ કરીને યુધિષ્ટિરનું સર્વસ્વ હરિ લીધું એટલે દુર્યોધન ગર્જના કરી બોલ્યો.

## आर्या.

જીવન સફળ મુજ આજે, પટરાણી દ્રૌપદીને કરી રાખું;
બળીયા નિર્બળ કીધા, નથી હવે કો મુજ સમ જગ ભાખું.

અહંકારને વશ થયેલા દુર્યોધનનાં વચનો શ્રવણ કરીને ભીમસેન તથા અરજુને ધર્મરાજા સામે દ્રષ્ટિ કરી ત્યારે ધર્મરાયે પ્રારબ્ધ પર કર મુકી ક્ષમાદેવીની ઉપાસના કરવાને સૂચના કરી.

ખરેખર! દૈવની ગતિ વિચિત્રજ છે, યુધિષ્ટિર જેવા રાજાને જુગાર રૂપ અધર્મ તરફ પ્રિતિ કેમ થઇ હશે? તે સમજાતું નથી.

असंभवं हेम मृगस्य जन्म ।
तथापि रामो लुलुभे मृगगायाः ॥
प्रायः समापन्न विपत्ति काले ।
धियोपि पुंसाम् मलिनो भवंति ॥ ७ ॥

**અર્થ**:—સુવર્ણનો મૃગ જન્મ્યાનો સંભવજ નથી તથાપિ શ્રી રામચંદ્રજીને જાનકીજીના કથન માત્રથી લોભ થયો કારણ આપત્-કાળમાં બુદ્ધિવાન ( ડાહ્યા ) લોકોની મતિ પણ મલીન થઇ જાય છે.

## आर्या.

સુવર્ણ મૃગ જન્મ્યાનો,
સંભવ નહીં પણ સત્ય ગણ્યો રામે;
વિપત્તિ વાદળ આવે,
ડાહ્યાની પણ વિકાર ધી પામે.

અત્રે એવી શંકા ઉત્પન્ન થશે કે પરમાત્માના પરમભક્ત પાંડવોને આ દુઃખ કેમ પ્રાપ્ત થયુ. તેનો જવાબ એટલોજ કે ભક્ત લોકો સુખને દુઃખ અને દુઃખને સુખ માને છે.

દુઃખ તે દુઃખ નથી પરંતુ ભકતોની ભક્તિ—શ્રદ્ધાની કસોટી છે, દુઃખથી પાપ ઓછાં થાય છે, અને પળે પળે પ્રભુ ભજન એટલે નવું તપ થાય છે.

## દ્વિહાર.

સુખકે માથે શીલ પરો, હરિ હિરદેસેં જાય,
બલિહારી યા દુઃખકી પલ પલ રામ કહાય.

दुःखिते मनसि भक्ति ।
दुःखीते सत्समागमः ॥
दुःखीतेनुं भवः सर्व ।
स्तस्मा त्तत्सुखतो धिकम् ॥ ८ ॥

**અર્થ**:—દુઃખમાં ભક્તિ, સત્સમાગમ, અને સર્વ પ્રકારના અનુભવ થાય છે. તેથી દુઃખ છે તે સુખના કરતાં વધારે શ્રેયસ્કર છે.

પાંડવોએ પ્રારબ્ધવશાત્ આવી પડેલા કષ્ટને સહન કરવાનું ઉત્તમ માન્યું અને આનંદપૂર્વક શ્રીહરિ શર્ણ થઇ બેઠા.

प्रति देवेन मेव मेव भूषा मचुरान्,
रत्न मयांश्च हेमकोशान् ।
सहजान् सहजाययाऽस्य जित्वा सतु,
गांधार पतिर्ज्ञ गर्ज हर्षात् ॥ ९ ॥

॥ चंपु भारत ॥

**અર્થ**:—પ્રત્યેક અલંકાર, વસ્ત્ર, રથ, હાથી, ઘોડા, અને છેવટે દ્રૌપદી, વિગેરે ધર્મ રાજા પાસેથી જીત્યા પછી શકુની મામાયે આનંદ યુક્ત ગર્જના કરી એટલે દુર્યોધન દુષ્યાસન પ્રતિ બોલ્યો.

## आर्या.

કેશ ગૃહી લઇ આવે, પાંડવ પત્ની ભૂપ વદે વાણી;
પાંડવના પટરાણી તદપિ મારે ભરાવવું પાણી.

દુર્યોધનનાં કુવચનો સાંભળીને ભકતરાજ વિદુરજી, તથા ભિષ્મ પિતા વિગેરે સભ્યજનો દુર્યોધનને આ અન્યાયને માટે ઠપકો આપી ઉપદેશ કરવા લાગ્યા.

## आर्या.

જેવી તુજ ગાંધારી, તેવીજ આ પવિત્ર કૂલ વધૂ;
દુર્જન સંગે બળથી, શા માટે તું ગૃહે છે કુળ વધૂ.

**અર્થ**:–જેવી તારી માતા ગાંધારી છે, તેવીજ આ પવિત્ર કુળ વધુ દ્રૌપદી છે. છતાં તું દુર્જનની સંગતમાં રહી બળથી શા માટે કુળ વધૂ ( કુળને છેદન કરનાર ) ને ગૃહણ કરે છે.

## સાખી.

મુકતા તજી મચ્છ ભક્ષણ કરતાં, યશ હંસ નવ પામે;
જેમ છછુંદર ગળે મણીધર, પછી વેદના વામે.

દુર્યોધનને મનમાં આ ઉપદેશ વ્યાજબી તો લાગ્યો, પરંતુ પકડેલું છોડાય નહીં, જેમ સાપ છછુંદર ગળ્યા પછી પસ્તાયછે તેમ દુર્યોધન કાળને વશ થયો હતો તેથી વિદુર અને ભિષ્મપિતામહનાં પવિત્ર વચનો સામે તેણે કર્ણ દીધો નહીં–દૃષ્ટિ કરી નહીં.

**परिपूर्णेऽपि तटाके काकः कुंभोदकंपिबति ।**
**अनुकूलेऽपि कलत्रे निचः परदार लंपटो भवति ॥१०॥**

**અર્થ**:—સરોવર પરિપૂર્ણ ભરેલું હોય છે, તોપણ કાગડો સ્ત્રીના માથા ઉપરના ઘડામાંનું પાણી પીએ છે. તેમ ગૃહને વિષે અનુકૂલ સ્ત્રી હોય છે, તોપણ નીચ દુર્જનો પરસ્ત્રીમાં રત થાય છે.

કામાંધ દુર્યોધન દુ:શાસન પ્રતિ કહે છે.

**घंटि चेटिनो भूद्बहुपति वधूटि द्रूपदजा ।**
**वरा किंता मत्रा नयपरिषदीत्यग्र जगिरं ॥**
**हरन्द्वैतीर्यीका सुबल तनया सूनुष जवात् ।**
**सुसुतस्थौ साक्षात्धरणि भवतीर्णो यम इव ॥ ११ ॥**

**॥ महाभारत चंपु ॥**

**અર્થ**:—દુર્યોધન કહેછે જેને બહુ પતિ છે એવી દ્રૌપદી, આપાણી પાણી આણનારી દાસી થઇ છે, માટે તેને પકડીને આ સભામાં લઇ આવ. એ આજ્ઞાથી દુ:શાસન સિંહાસન ઉપરથી ઝટ ઉઠયો.

## आर्या.

હરિણી ગ્રહણને કાજે, વિક્રાળ ફાળને વ્યાઘ્ર અતિ મારે;
દુષ્ટ દુ:શાસન દોડયો, ક્રીષ્ણાપર અતિ ક્રોધ કરી ત્યારે.

દુર્યોધનના હુકમથી દોડી જતા દુ:શાસનને જોઇ ભક્તરાજ વિદુરજી નિશ્વાસ નાખી બોલ્યા.

न कुक्कुटो गच्छति हंसलीलया ।
न वायसो गर्जति कोकिला स्वरं ॥
यवाः प्रकीर्णा न भवंति शालिनो ।
तथाहि निचः प्रकृतिनं मुञ्चति ॥ १२ ॥

**અર્થ**:—કુકડો કોઇ દિવસ હંસની ચાલ ચાલી શકતો નથી. કાગડો કોયલના જેવો સ્વર કાઢી શકતો નથી અને જવનાં બીજ વાવેલા છોડને ડાંગર નિપજતી નથી. તદ્વત્ નીચ કુળહીન પુરૂષોને ગમે તેટલો ઉપદેશ કરવામાં આવે તોપણ પોતાની નીચ પ્રકૃતિને છોડી શકતા નથી.

न च पश्यति जन्मान्धः कामान्धो नैव पश्यति ।
न पश्यति मदोन्मत्तो ह्यर्थी दोषान्न पश्गति ॥ १३ ॥

**અર્થ**:—જન્માન્ધ જોઇ શકતો નથી, કામાન્ધ જોઇ શકતો નથી, મદથી ઉન્મત્ત થયેલો જોઇ શકતો નથી, અને સ્વાર્થિ મનુષ્ય પણ દોષને જોઇ શકતો નથી. સજ્જનો ધ્યાન રાખજો ! પરસ્ત્રી તરફ પ્રવૃત્તિ કરનારાઓની કેવી દુર્દશા થઇ છે તે જુઓ.

## મનહર છંદ.

નારદ નીખેદ કીધો, પારાશર જેવા પાડયા,
ઇંદ્ર, ચંદ્ર, ફેરે શાર, એ કહેવતો આવી છે;
વાંઝમાં વિધિને આણ્યા, વિશ્વામિત્ર તોડયું તપ,
એકલશૃંગિની મતિ, એણીએ ભમાવી છે.

રાવણ રોળાયો રણે, કૈંઆ કુરૂ કાઢયું મૂળ,
છત્રપતિ છેદાયાની, પોથીઓ છપાવી છે;
રટે રેવાશંકર કે, બાળ રૂપી અંગનાએ,
ઈશ જેવા યોગિઓની, આબરૂ હલાવી છે.

મહા સમર્થ, વિદ્વાન, યોગિ, ધ્યાની, જ્ઞાની અને તપ આચરનારાઓ પણ સ્ત્રીનાં કટાક્ષ માત્રથી ઘાયલ થઈ માનભંગ થઈ ગયા છે એવું જાણવા છતાં પણ જે પુરૂષ પરસ્ત્રી તરફ દૃષ્ટિ કરે છે તેને શતવાર ધિક્કાર છે.

## અભંગ.

મતિ મંદહીણ ભાગી દુઃશાસન,
વિદુર ગૃહમાં ચાલ્યો;
દ્રૌપદી દાસી થઇ અમારી,
કહીને કર ઝટ ઝાલ્યો.

*   *   *   *

જુગારમાં જીત્યા અમે આ,
ધર્મ પાસથી નારી;
ચક્રવર્તિનું મન મનાવી,
થઇ એશ પટરાણી.

દુષ્ટ બુદ્ધિવાળા દુઃશાસને દ્રૌપદીને કટુ વચનોથી અને તિરસ્કાર બુદ્ધિથી કહ્યું એટલે દેવી દ્રૌપદી દીન વાણીથી બોલ્યાં.

## आर्या.

ભાઇ વિચારો મનમાં, રજસ્વળા હું એક વસ્ત્રવાળી;
ગૌ બ્રાહ્મણ સ્ત્રી પાળક, થઇ શું પીડો પતિવ્રતા નારી.

દુઃશાસન હું અબળા છું, મારા ઉપર દયા કરો, તમારા ભાઇઓ ભાઇનો વેરનો ઉભરો મારા ઉપર ન કાઢશો. મને મુક્ત કરો, પર સ્ત્રીપર કુદૃષ્ટિ કરી તમે કયો લાભ મેળવવા ધારો છો?

## કવિત.

કાયાસો કામ જાત, ગાંઠયુંસો દામ જાત,
નારસો સનેહ જાત, રૂપ જાત રંગસો;
ઉત્તમ સબ કર્મ જાત, કુલકે સબ ધર્મ જાત,
ગુરૂજનકી શર્મ જાત, કામકી ઉમંગમેં.
ગુણ રંગ રીત જાત, ભેદસોં મતિત જાત,
રામજીસોં પ્રીત જાત, અપની મન ભંગસેં;
જમ તકકી આશ જાત, ભૈયનકો સાથ જાત,
સુર પુરકો બાસ જાત, પરસ્ત્રીકે સંગમેં.

मात्रवत्परदाराश्च पर द्रव्याणि लोष्टवत् ।
आत्मवत्सर्वभूतानि यः पश्यति सपश्यति ॥ १४ ॥

**અર્થ**:—પરસ્ત્રી માતા બરોબર, પર દ્રવ્ય લોહ બરોબર અને સર્વ પ્રાણીને પોતાના આત્મા બરોબર જે જુવે છે તેજ જુવે છે. તેનું જોવુંજ ખરૂં છે, માટે દુઃશાસનજી કંઈ વિચાર કરો અને મને નિર્દોષને ન સતાવો ન રીબાવો.

દુઃશાસનને દ્રૌપદીનાં વચનથી કંઇજ અસર ન થઈ. પશ્ચાત્ તે દુષ્ટાત્માએ દ્રૌપદી તરફ તલપ મારી ત્યારે વિદુરપત્ની તથા બીજી સ્ત્રી મંડળીએ દુઃશાસનને રોકી પ્રાર્થના કરવા માંડી.

( બળુ છું પ્રેમ આગમાં મને )

દ્રૌપદી સતીને ભાઈ ના સતાવોરે;
કરી કર કાળો કુળ ના લજાવોરે.........દ્રૌપદી૦
જાનકી હરિને દશવદન દુઃખી થયો;
કુળ તણો સંહાર પાપીએ કરાવ્યોરે.........દ્રૌપદી૦
વાળી બધું ટાળી બેઠા ધ્યાન કંઇ ધરો;
રામ હાથે સુગ્રીવે કહો મરાવ્યોરે.........દ્રૌપદી૦

વચમાંજ દુઃશાસન બોલી ઉઠયો, ચુપ રહો વધુ ન બોલો શું તમે મહારાજા દુર્યોધનના હુકમને આડે આવવા માગો છો ? ખબરદાર! દૂર રહેજો, નહિંતો તમારી પણ આજ દશા થશે. કહી દુઃશાસને કૃષ્ણા—દ્રૌપદીના કેશ ગ્રહી ખેંચવા માંડી. સ્ત્રી સમાજે અશ્રુપાત કરતાં ઘણું કહ્યું પરંતુ દુઃશાસન તે ન ગણકારતાં દ્રૌપદીને ઘસડી જવા લાગ્યો. જતાં જતાં દ્રૌપદીએ કહ્યું.

સાખી.

ધીર ધરી સજના સરવે તમે, શ્રીહરિ સ્મરણજ કરજો;
ધર્માધર્મના શીક્ષા આપે, ધ્યાનજ તેનું ધરજો.

દ્રૌપદીનું બોલવું સાંભળી ખેદ પામેલા દુઃશાસને પાટુ પ્રહાર કરી દ્રૌપદી પ્રતિ કહ્યું.

## લાવણી ચલતી.

જાણું વાણું તારી રૂપાળી,
કામણગારી તું નારી;
નહીં છુટવા પામે નિશ્ચે,
ભલે ભજ્યા કર મોરારિ.

દ્રૌપદી દુઃખ સહન કરતાં દિનદયાળ, શ્રીહરિનું સ્મરણ કરે છે.

( ગોપીચંદનો રાગ. )

હરિ દિનદયાળા, દિન દાસીને દુઃખ દવથી ઉગારજો....હરિ દિન૦
અસુરમતિ અતિ બળ કરીને, સભા વિષે લઇ જાય;
યદુપતિ આવી તુજ વિના નવ, સ્હાય મને કોઇ થાય,
જાયે લજ્જા મારી, દુઃખીયારી હુ નારજો...હરિ દિન૦

* * * *

પ્રલ્હાદ માટે સ્થંભે પ્રગટ્યા, ગજની કીધી વ્હાર,
રાવણ રોળ્યો વાળી માર્યો, ભક્ત તણા આધાર;
પાપીને હાથે પડી તમારી બાળજો...........હરિ દિન૦

દુઃશાસન દુષ્ટનો માર સહન કરતી, ઘસડાતી, બીચારી દ્રૌપદીને દરબારમાં લાવી ઉભી રાખવામાં આવી. દ્રૌપદી પોતાના પાંચ પતિ સન્મુખ જોઇ અશ્રુપાત કરી પોતાના છુટકારાની રાહ જોવા લાગી. તે જોઇ દુર્યોધન બોલી ઉઠયો.

## आर्या.

ચક્રવર્તિ રાજાની પટરાણી થઇ સદાય સુખીઆરી;
થાતું શોક તજીને ભીતિ રીતિ દે તું વિસારી.

દુર્યોધનના દુર્ભાષણથી ગુસ્સે થઇ ભિષ્મ તથા વિદુરજી બોલી ઉઠયા.

## લાવણી ચલતી.

વિદુર ભિષ્મ કહે અધર્મ કેરા, ફળને જરૂર જોશો;
સત્ય શીખામણુ નહીં માનો તો, રાજ્યપાટ સૌ ખોશો.

મદોન્મત્ત થઇ, સ્વકુળ, ઐશ્વર્ય અને ભારતનાં વીર રત્નોને ભેલાડનાર દુર્યોધન, આ અધર્મનું ફળ બહુજ માઠું આવશે માટે દ્રૌપદીને તેના મુકામ ઉપર વિદાય કરી દે. હાલ તારી પાસે રહી મધુરી વાણી બોલનારાઓના ઉપર વિશ્વાસ રાખતાં તારૂં સર્વસ્વ જવાનું છે એ તું નક્કી યાદ રાખજે.

प्रिया वा मधुरा वाक् च हर्म्येष्वेव विराजते ।
श्रीरक्षणे प्रमाणन्तु याचः सुनय कर्कशाः ॥ १५ ॥

॥ हनुमन्नाटके ॥

**અર્થ**:-પ્રિય અને મધુર વાતો માત્ર મહેલોને વિષેજ શોભે છે, પણ લક્ષ્મીની રક્ષા કરવામાં તો સુંદર નિતિયુકત કઠોર વાણિજ કામ કરે છે.

विभवे भोजने दाने तिष्ठन्ति प्रिय वादिनः ।
विपत्तौचा गतेऽन्यत्र दृश्यन्ते खलु साधवः ॥ १६ ॥

**અર્થ**:-પ્રિય વાતો કરનાર, કેવળ ઐશ્વર્ય ભોજન અને દાનના સમયેજ પાસે રહે છે. પરંતુ આપત્તિ સમયમાં તે પ્રિય બોલના-

રાએ અન્યત્ર ચાલ્યા જાય છે અને સાધુ પુરૂષોજ પાસે રહે છે-મદદગાર થાય છે.

**बहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ।**
**वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे ॥ १७ ॥**

**॥ मनुस्मृति ॥**

**અર્થ**:-ઘણા રાજાઓ અવિનયને લીધે પોતાના પરિવાર સહિત નાશ પામ્યા છે. અને વનમાં રહેનારા ઘણા રાજાઓ વિનયને લીધે રાજ્યાધિકારને પામ્યા છે.

**वेनो विनिष्टोऽविनया न्नहुषश्चैव पार्थिवः ।**
**सुदासो यवनश्चैव सुमुखो निमिरेवच ॥ १८ ॥**

**॥ मनुस्मृति ॥**

**અર્થ**:-વેન, નહુષ, સુદાસ, યવન, સુમુખ અને નિમી રાજાઓ અવિનયથી વિનાશને પામ્યા છે.

વચમાંજ દુર્યોધન બોલી ઉઠયો મને કોઇની સ્પૃહા નથી, મારૂં બુરૂ કરનાર જગમાં કોઇ નથી, હું મારી હિંમત ઉપરજ આધાર રાખું છું તેમાં તમારે બોલવાનું શું કારણ છે?

વિદુરજીએ કહ્યું, દુર્યોધન આટલું સાંભળતાં પણ ત્હારૂં ચિત્ત શાંત થતું નથી અને મન અધર્મ કાર્યથી નિવૃત્ત થતું નથી, માટે જરૂર ત્હારૂં અનિષ્ટ થવાનું છે.

"**विनाशकाळे विपरित बुद्धि**" એ નિયમ પ્રમાણે ત્હારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ છે તેથી સત્ય વાત ત્હારા હૃદયમાં ઉતરવાની નથી. ત્હારી પેઠે દુર્બુદ્ધિને વશ થયેલા દશાનનને કૃપા કરી રઘુનાથે કહ્યું, અલ્યા જાનકી આપી દે તો હજુ પણ તને જીવતો મુકી દઉં; પરંતુ મરણમુખમાં ઘસડાતાં રાવણે રણમેદાનમાં તે વાત ન સ્વિકારતાં ઉન્મત્ત થઇ ઉત્તર આપ્યો.

**अद्यवा जानकी राम कामं पास्यति मंदिरे ।**
**रणेवा दारुणो गृध्रो मधुरान धरान्मम् ॥ १९ ॥**

**॥ हनुमन्नाटके ॥**

**અર્થ**:–હે રામ આજે રાજમહેલમાં જાનકી મારા અધરોષ્ટનું પાન કરશે; અથવા તો આ ઘોર સંગ્રામમાં ગિધ મારા મધુર અધરોષ્ટનું પાન કરશે અર્થાત્ જો હું જીતીશ તો જાનકીને વરીશ અને મરીશ તો મને ગીધ ભક્ષણ કરશે.

દુર્યોધન! એ હઠીલા રાવણના દશ મસ્તકને શ્રીરામે સહજવારમાં ધુળમાં રોળી નાખ્યાં તો તું કોણ માત્ર? માટે સમજ. દ્રૌપદીને દુઃખ મુક્ત કરી હરિસ્મરણ કરી નિતિપંથે પગ ધરી સુખીયો થા.

દુર્યોધન ક્રોધવશ થઇ બોલ્યો. દુઃશાસન શું જુવે છે, પાંચ પતિ છતાં જગમાં સતિ તરીકે ગણાતી દ્રૌપદીનાં વસ્ત્ર કાઢી તેને નગ્ન કર. આજ્ઞા થતાં બરાબર દુઃશાસને વસ્ત્ર ગ્રહણ કરવાને કર લંબાવ્યો એટલે દ્રૌપદી બોલી.

# आर्या.

પતિથી તજાયલી હું, અબળાને શું અનાર્ય સંતાપો;
બોલી દિન વદનથી, કૃષ્ણ ચંદ્ર આવીને કષ્ટ કાપો.

## કવિત.

મેં તો હું પતિત આપ પાવન પતિત નાથ,
પાવન પતિત હો તો પાતક હરોઇગે;
મેં તો મહાદિન આપ દિનબંધુ દિનાનાથ,
દિનબંધુ હો તો દયા જીમેં ધરોઇગે.
મેં તો હું ગરીબ આપ તારક ગરીબનકે,
તારક ગરીબ હો તો બીરત બરોઇગે;
મેરી કરણીપેં કછુ મુકર ન કાજે કહાન,
કરૂણાનિધાન હો તો કરૂણા કરોઇગે.

દ્રૌપદીની પ્રભુપ્રાર્થનાથી ક્રોધે ભરાઇ જઇ દુર્યોધન બોલ્યો, શું કરનાર છે તારો કૃષ્ણ અને ભીમસેન, બસ અત્યારે તો તું અમારી દાસી છે.

ભયથી થર થર કાંપતી અને અશ્રુપાત કરતી દ્રૌપદીએ આકાશ તરફ દ્રષ્ટિ કરી અને દુષ્ટ જનોના પંજામાંથી મુક્ત થવાને પુનઃ પ્રાર્થના શરૂ કરી.

## પદ.

રાખો લાજ હરિ તુમ મેરી, ( ૨ )
તુમ સબ જાનત અંતર્યામી;

કહેનો કહ્યુ ન પરેરી......રાખો૦
દુષ્ટ કપટી બલજોર કરતહે;
શરણાંગત મેં તેરી......રાખો૦

દ્રૌપદીની એકે અરજ દુર્યોધનાદિ દુષ્ટાત્માએ ન સાંભળી અને દુઃશાસને વસ્ત્ર ખેંચવાની તૈયારી કરી ત્યારે ગદગદ કંઠથી અશ્રુથી ભીંજાતી દ્રૌપદી શ્રીહરિ પ્રત્યે કહેવા લાગી.

## પદ.

દ્વારકાના વાસીરે, વ્હારે વ્હેલા આવજોરે શ્યામ;
અલબેલાજી, ઉગરવા નથી ઠામ....દ્વારકાં૦
વિધિ વામ થતાં વિભુજી આ વિશ્વે લાજ લુંટાય;
પાળક પરવશ થઇ પડયા, કે સુતા નિદ્રા માંય...દ્વારકાં૦

## કવિત.

ઐસી ભીર પરે પર પીરકો હરનહાર,
ગિરીકો ધરનહાર, સોઇ ધીર ધરી હે;
દીનનાકો બંધન વીર દાતાકો સદા નેહો,
દાવાનળ પાન કાગો સોઇ પીર હરિહે;
પાંડુનાકી પત્ની કહત ઠાડી પંચનીમે,
લપટયો હે ચીર સો તો કૈસે કે નિવારીહે;
ખેંચો કયોંન આનિ દુઃશાસનસે દશક ઔર,
મોર પક્ષ ધરિ હૈસો મેરો પક્ષ કરી હૈ.

દ્રૌપદીની કરૂણાજનક પ્રાર્થનાથી સભ્ય મંડળી અશ્રુપાત્ કરતી હતી, તદપિ દુર્જન મંડળી પર તેની કંઈજ અસર ન થઈ.

**कृष्ण कृष्णेति कृष्णेति कृष्णावसन कर्षिता ।**
**पांचाली मिव पांचाली मकरोत्कमले क्षणा ॥ २० ॥**

**અર્થ**:—કૃષ્ણા એટલે દ્રૌપદી તે વસ્ત્રહરણ સમયે, કૃષ્ણ હે કૃષ્ણ હે કૃષ્ણ એ પ્રમાણે પોકાર કરતી હતી. તેથી દયાળુ પ્રભુએ પાંચાળી એવી જે દ્રૌપદી તેને પાંચાળી એટલે ચીંથરાંની ઢીંગલી બનાવી દીધી.

## કવિત.

દુર્જન દુઃશાસન દુકુલ ગહ્યો દિનબંધુ,
દિન વ્હૈકે દ્રુપદ દુલારી યોં પુકારીહે;
અપનો સબલ છાંડ ઠાડે પતિ પારથસેં,
ભીમ મહા ભીમ ગ્રીવા નીચે કર ડારીહે.
અંબરલો અંબર પહાડ કીનો શેષ કવિ,
ભિષ્મ, કરણ, દ્રોણ, સભીયેં વિચારીહે;
સારી મધ્ય નારીહેકી, નારી મધ્ય સારીહેકી,
સારીહેકી નારીહેકી, નારીહેકી સારીહે.

ભક્તવત્સલ ભગવાન, સતિની લજ્જા રક્ષક અને કરૂણાના સિંધુ એવા શ્રીહરિએ સભાજનના દેખતાં સતિની લાજ રાખી અને દુર્જનોનાં મુખ ફીકાં કરી નાખ્યાં. એવા મહાન્ ઉદાર શ્રીહરિ તજી જે અન્યને ભજે છે તે અનાજ મુકી વેળુ ખાવાની ઇચ્છા કરે છે એ નિઃશંક છે.

भोःकृष्णाच्युत भोःकृपालयहरे,
भोः पांडवानां सखे ।
क्वासि क्वासि सुयोधनाद्यपहृतां,
भोरक्षमा मातुराम् ॥
इत्युक्तोऽक्षय वस्त्र संभृत तनु,
योंऽपालय द्रौपदीम् ।
आर्त्त त्राण परायणः सभगवान,
नारायणो मे गतिः ॥ २१ ॥

**અર્થ**:—હે શ્રીકૃષ્ણ! (સદા આનંદરૂપ) હે અચ્યુત! (હમેશાં એક રૂપ રહેનાર) હે કૃપાલય! (દયાના ઘરરૂપ) હે હરિ! (દુઃખ ટાળનાર) હે પાંડવોના મિત્ર! આપ ક્યાં છો? ક્યાં છો? દુર્યોધન, દુઃશાસન, વિગેરેથી હરાએલી તેમજ આકુળવ્યાકુળ થયેલી એવી જે હું (દ્રૌપદી) તેની હે શ્રીકૃષ્ણ! રક્ષા કરો!! એ પ્રમાણે પ્રાર્થના કરવાથી જેણે અસંખ્ય વસ્ત્રોથી દ્રૌપદીના શરીરની રક્ષા કરી છે એવા તે દુઃખની રક્ષા કરનાર શ્રીનારાયણ ભગવાન મારી ગતિ રૂપ થાઓ,

## आर्या.

સભા સર્વનાં જોતાં નવસો નવાણું પૂર્યાં ચીર;
ભક્ત પાલ એ સાચા દેતા દિનજનોને બહુ ધીર.

દુર્યોધન અને દુઃશાસન વિગેરે દ્રૌપદીના શરીર પરથી અનેક કિમતી પટ નીકળતાં જોઇને ચકિત થઈ ગયા હતા. ઉત્તમોત્તમ વસ્ત્રોનો મોટો ઢગ થયો અને ખેંચતાં ખેંચતાં દુષ્ટ દુઃશાસનના હાથ જ્યારે અટકી પડયા ત્યારે દુર્યોધને કહ્યું દુઃશાસન રહેવા દે. આ બધું કપટ પેલા કૃષ્ણ કપટીનુંજ છે. તેનાજ પ્રપંચથી આ બધું થયું છે. પરંતુ એ કૃષ્ણ આટલાં બધાં વસ્ત્ર લાવ્યો કયાંથી?

## કવિત.

પાંડવકી રાની ગહી રાવરસોં આની શીરોમણી,
બીલખાની બીલલ્લાની પૈન ચેતહે;
ધટત ઘટાયે પટ ન ઘટત ઐંચે પટ
દુશાઃસન બાર બાર હેર કૈ કૈ લેતહે.
પાંચત ક્ષીતિ આંચ તનકન લાગી તનું,
લખી કૈ વિપત્તિ યદુપતિ કીનો હેતહે;
ગોપીનકે ચોરી ચોરી રાખે પટ કોરી કોરી,
તેઈ માનો જોરી જોરી દ્રૌપદીકો દેતહે.

દ્રૌપદીના રક્ષક શ્રીહરિજ થયા, કારણ નિષ્કપટ ભકિતથી તેણે તન, મન અને ધન સર્વ શ્રીહરિ ચરણમાંજ અર્પ્યું હતું.

**प्रीयते मलया भक्तया हरि रन्यद्विडंबनम् ॥**

**॥ भागवते ॥**

**અર્થ**:–નિષ્કપટ ભકિતથી શ્રીહરિ પ્રસન્ન થાય છે, તે સિવાય સર્વ વિટંબનાજ છે.

દ્રૌપદીના ઉપર આ પ્રકારે ઇશ્વર કૃપા થયેલી જોઇને દુર્જન દુર્યોધન ભયથી બોલ્યો.

### અભંગ.

ભય પામી દુર્યોધને પછી, દ્રૌપદી મુક્તજ કીધી;
જય જયકાર થયો ભક્તિનો, વિપતિ ટાળી દીધી.

## उपसंहार.

અહો ! જરૂર એ શ્રીહરિ નિરાધારના આધાર, સાચાના સંગી, ભક્તવત્સલ, અને દીનના રક્ષક છે. એમાં જરા પણ સંશય નથી.

### शिखरिणी वृत्त.

यमाराध्याराध्यं त्रिभुवन गुरुं प्रापवसतिं ।
ध्रुवो ज्योतिश्चक्रे सुचिर मन वद्यां शिशुरपि ॥
अवाप प्रल्हादः परमपद माराध्य यमितः ।
सकस्यालं क्लेशो हरति न हरिः कीर्तित गुणः ॥ २२ ॥

॥ भर्तृहरि विज्ञानशतके ॥

**અર્થ**:—ધ્રુવજી લઘુ વયના હતા, તોપણ આરાધના કરવા યોગ્ય અને ત્રણ ભુવનના ગુરૂ એવા શ્રીહરિની આરાધના કરીને, જ્યોતિશ્ચક્રને વિષે ચિરકાળ રહેનારાં ધ્રુવપદને પ્રાપ્ત થયા હતા. તેમ પ્રલ્હાદ પણ શ્રીહરિનું આરાધન કરીને પરમ પદને પ્રાપ્ત થયા હતા. શ્રીહરિ પોતાના ગુણનું ગાન કરનારા ક્યા પુરૂષના કલેશને સંપૂર્ણ રીતે હરતા નથી ?

અર્થાત્ સર્વે રીતે શુદ્ધ સાત્વિક હૃદયવાળા ભક્તોનાં કષ્ટો દુર કરવાને શ્રીહરિ સદા કટિબદ્ધજ છે. પરંતુ અજ્ઞાન વશ થયેલા નાસ્તિકો પ્રભુના અપાર મહિમાને નહિ જાણવાથી ગમે તેમ વદે છે.

**न स्वर्गो नापवर्गोवा नैर्वात्मा पारलौकिकः ॥**

**અર્થ**:-સ્વર્ગ નથી, નરક નથી, આત્મા નથી તેમ પરલોક પણ નથી. આવા અલ્પમતિના મનુષ્યો ધર્મ શાસ્ત્ર અને ભક્તિને ન જાણતાં ગમે તેમ બકે છે કેટલાએક ઇન્દ્રિયારામી પશુ જેવા પામર પ્રાણિઓએ તો નીચેનું સૂત્ર ગોખી રાખ્યું હોય છે. તેજ બોલીને મસ્ત થાય છે.

**यावज्जीवं सुखं जीवेत् ।**
**रुणं कृत्वा घृतं पिबेत् ॥**
**भस्मि भूतस्य देहस्य ।**
**पुनरा गमनं कुतः ॥ २३ ॥**

**અર્થ**:-જીવતાં સુધી સુખમાં રહેવું, અને કરજ કરીને પણ ઘી પીવું. કારણ આ શરીર બળીને ભસ્મ થઈ ગયા પછી તેનો પાછો જન્મ થવાનોજ નથી અને ભગવાન એ કોઇ વસ્તુજ નથી. ઇશ્વરસ્મરણ, પૂજન, ભજન, દાન, સત્સંગ વિગેરે ક્રિયાઓ એ બધું ધતિંગજ છે,

**દ્રષ્ટાંત**-એક સનાતની ગૃહસ્થે પોતાના બાળસ્નેહી કે જેઓ વિલાયત જઇ બૅરિસ્ટર થઇ આવ્યા હતા, તેમને બીજબાની

" ટી પાર્ટી " આપવાને તેડયા હતા. મેળાવડો બગીચામાં રાખ્યો હતો. સનાતની ગૃહસ્થે પોતાના બગીચામાં ચાર દિશાએ ચાર દરવાજા અને દરેક દરવાજે અનુક્રમે શિવ, વિષ્ણુ, શકિત, અને ગણેશનાં મંદિર કર્યાં હતાં. બગીચાના મધ્ય ભાગમાં એક સુંદર મહેલ હતો તેના ચોકમાં ખુરશી નાખી બેસવાથી ચારે તરફનાં મંદિરોમાં રહેલી પવિત્ર પ્રતિમાઓનાં દર્શન થતાં હતાં. પાર્ટી થઇ રહ્યા પછી સનાતની ગૃહસ્થ અને બેરીષ્ટર સાહેબ બંન્ને પાસે પાસે ખુરશીઓ નાખી બેઠા હતા. બૅરીષ્ટર સાહેબે કહ્યુ આ મનહર કુસુમ વાટિકામાં સર્વ વસ્તુ સુંદર અને આનંદદાયક છે. પરંતુ આ મંદિરો કેવળ તેની શોભાને લજાવનાર છે. આ સાંભળી સનાતની ગૃહસ્થનું મન દુઃખાવા લાગ્યું. પરંતુ શું કરે આ બાળસ્નેહી અને પાછા બેરીષ્ટર સાહેબ એટલે કંઇ બોલી શકયા નહીં.

બૅરીષ્ટર સાહેબે :ઉલટ તપાસ કરી, તમારા હીંદુઓની વસ્તી માત્ર બાવીસ કરોડ છે અને તમારા દેવ તેત્રીશ કરોડ છે. અહો! તમારા સનાતન ધર્મમાં કેટલું બધું અંધારૂં ચાલે છે. બહુ શરમની વાત છે. એવા ધર્મને ત્યાગ કરવાની જરૂર છે.

સનાતનીએ શાંતિજ ગ્રહી હતી; ઉત્તર ન વાળ્યો એટલે બૅરીષ્ટર સાહેબે ગર્વથી પૂછ્યું તમારા દેવ કયાં કયાં વસે છે ?

**जले विष्णु स्थले विष्णु विष्णु पाषाण मस्तके ।**
**ज्वाला मालां कुले विष्णु सर्वे विष्णु मयंजगत् ॥२४॥**

**અર્થ**:—જળમાં, સ્થળમાં, પહાડના શીખર ઉપર, જ્વાળામાં અને અન્ય સર્વ જગત્‌માં વિષ્ણુ છે, જગત્ વિષ્ણુમય છે. સનાતનીના જવાબ સામે બૅરીષ્ટર સાહેબ યુક્તિથી પોઇન્ટ ખોળી રહ્યા હતા. પાન સોપારી થઇ ગયાં હતાં. તેથી સનાતની ગૃહસ્થે તાંબુલ થુંકવાને મોં ફેરવ્યું, એટલે બેરીસ્ટર સાહેબ બોલ્યા સબુર કરો, ચારે દિશામાં, આકાશમાં અને પૃથ્વિમાં સર્વ સ્થળે તમારા વિષ્ણુ ભગવાન છે અને તેમના ઉપર થુંકવું એ બેઅદબી છે. માટે જે સ્થાનમાં વિષ્ણુ ન હોય ત્યાં થુંકો.

આ સાંભળી સનાતની ભક્ત બીચારા વિચારમાંજ પડી ગયા અને વિષ્ણુ વિનાનું સ્થાન ખોળવા લાગ્યા. એટલામાં બૅરીસ્ટર સાહેબને બગાસું આવ્યું, સનાતનીએ જોયું તો પોતાના નાસ્તિક મિત્રના મુખમાં પ્રભુ દીઠા નહીં તેથી તેમાંજ કોગળો નાખ્યો. બૅરીસ્ટર સાહેબનું મુખ થુંકથી ભરાઇ ગયું. સાહેબ કહે અરે! અરે! આ શું કર્યું? સનાતની કહે તમારા મોંઢામાં ભગવાન નથી માટે તેમાંજ થુંકવું ઠીક લાગ્યું.

કૃષ્ણા રામા રામા રામારે, રામ રાધા રાધેબારે—કૃષ્ણા.

નમઃ પાર્વતીપતયે, હર હર મહાદેવ હર.

એ દીનદયાળ પ્રભુએ દ્રૌપદીની લાજ રાખી અને પાંડવોને પણ અંતે સત્યનું ફળ જય તે આપ્યું. માટે કીર્તનાપ્રારંભે વિદુષી મીરાંબાઇએ કહ્યું છે કે?

### ૫૬.

પ્યારા ગોવિંદના ગુણ ગાશું,
રાણાજી અમે પ્યારા ગોવિંદના ગુણ ગાશું.

॥ પુંડલીક વરદા, સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતીપતયે ॥

## आरती.

હે ચીદાન દેગા દેવા,
ગુણ ગાઈ ન આવડી;
ન લગે મુક્તિ ધન સંપદા,
તુકા ભણે ગર્ભવાસી.
કૃષ્ણા રામ રાઆમા રામા,
જયદેવ જયદેવ જય પાંડુરંગા.

कायेनवाचा ॥
त्वमेवमाताचपितात्वमेव ॥
अच्युतं केशवं रामनारायणं ॥

॥ પુંડલીક વરદા, સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતીપતયે ॥

सर्वेभ्यो देवेभ्यो नमोनमः
सर्वेभ्यो भूदेवेभ्यो नमोनमः ॥
श्रीकृष्णार्पणमस्तु ॥

## समाप्त.

॥ श्रीराधाकृष्णाभ्यांनमः ॥

# श्रीसुभद्रा हरणाख्यानम्.

## पूर्वरंग निरुपण.



॥ श्रीमन्मंगल मूर्तयेनमः ॥

॥ अविरल मदजल निवहं भ्रमर कुलानिक सेवित कपोलं ॥
अभिमल फलदातारं कामेशं गणपतिं वंदे ॥

॥ इत्यादि नमनम् ॥

### ભજન.

રાધે ગોવિંદ, ભજો રાધે ગોવિંદા.

॥ જાનકીજીવન સ્મરણું, નમઃ પાર્વતિપતયે ॥

### धनाश्री पद.

॥ રામ કૃષ્ણ હરિ, જય જય રામ કૃષ્ણ હરિ ॥

### ध्रुवपद.

નમઃ પાર્વતીપતયે—હર હર મહાદેવ હર.

# पद सोरठ त्रीताल.

ભક્તિ ખાંડા કેરી ધાર, જરૂર સંભાળજોરે;
ચેતી ચાલજોરે ...........................ભક્તિ૦
દ્રષ્ટિ નટની દોરે જેવી, પનિહારિ નિજ ઘટમાં તેવી;
તેમ તમે હુકમો હરિના, સહુ પાળજોરે.......... ભક્તિ૦
મયુરધ્વજે મનથી સ્વિકારી, અર્પિ કાયા ધીરજ ધારી;
વહેરે છે કરવતથી સ્ત્રીને બાળ જોરે... .......ભક્તિ૦
દીધું દુઃખ પ્રલ્હાદને ભારી, બળવાળા નવ શકયાજ મારી;
પ્રગટી કીધો અસુર કેરો, કાળ જોરે...........ભક્તિ૦
ચંદ્રહાસના ચિત્તમાં વસિયા, હથ દુષ્ટબુદ્ધિએ ત્રસિયા;
વિષની વિષયા કરી એ દીનદયાળ જોરે...... .....ભક્તિ૦

॥ પુંડરીક વરદે સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતિપતયે. ॥

આદૌ કીર્તનારંભે સદ્દકવિ સાધકવર્ગ પ્રતિ સદ્દુપદેશ કરે છે પ્રિય સજ્જનો! મોક્ષેચ્છુઓ! અને જ્ઞાતાઓ! જે ભક્તિને અધુના આપણે વળગ્યા છીએ તે તેનું ખરેખરૂં સ્વરૂપ નથી, જેમ કોઈ અજ્ઞાન મનુષ્ય હીરાને બદલે કાચનો કટકો લઇનેજ ખુશી થાય, અથવા ફુલાઇ જાય તેવી આપણી સ્થિતિ છે.

ભક્તિનું ખરૂં સ્વરૂપ કેવું છે અને કેટલું કિમતી છે તે તરફ જરા લક્ષ આપો.

आत्मरत्यविरोधेनेति शांडिल्यः ॥

અર્થ–સર્વથી અધિક સુદ્રઢ પરબ્રહ્મમાં સ્નેહ રાખવો અને તલ્લીન થવું, તેનુંજ નામ ભક્તિ એવો શાંડિલ્ય રૂષિનો મત છે.

नारदस्तु तदर्पिता खिलाचारता ।
तद्विस्मरणे परम व्याकुलतेति ॥ १ ॥

અર્થઃ–નારદ ઋષિનો એવો મત છે કે સર્વ કર્મો શ્રી ભગવાનને અર્પણ કરવાં અને ક્ષણ માત્ર પણ ભગવાનનું વિસ્મરણ થવાથી વિપ્રયોગ ( વ્યાકુળતા ) થાય એનુંજ નામ ભક્તિ કહેલી છે.

कथादिष्विति गर्गः ॥

શ્રીકૃષ્ણ ભગવાનની કથા, કીર્તન, ભજન ઇત્યાદિકમાં પ્રીતિ હોય તેનુંજ નામ ભક્તિ એવો ગર્ગાચાર્યનો મત છે.

पूजादिष्वनुराग इति पराशर्यः ॥

શ્રી ભગવત્પૂજનાદિકમાં પ્રીતિ રાખવી એનુ નામ ભક્તિ એવો શ્રી વેદવ્યાસજીનો મત છે.

પ્રિય સજ્જનો ! હવે આપ વિચારો કે ? આ ભક્તિ શું અમારાં તિલક છાપાં કે માળામાંજ સમાઇ છે કે ? નહીં કદીજ નહીં ! તે શીરને સાટેજ મળે છે.

પદ.

ભક્તિ ખાંડા કેરી ધાર જરૂર સંભાળજોરે.

## દ્વિહાર.

ઠગ ભકતોના ઠાઠથી, રહી સર્વદા દુર;
હૃદયે હૃદયેશ્વર જુઓ, જે જગમાં ભરપૂર.

* * * *

રામ નામ સૌએ ભજે, ઠગ ઠાકરને ચોર;
જેણે ધ્રુવ પ્રલ્હાદજી, તર્યા નામ તે ઓર.

માત્ર બહારની ભક્તિ અને ચિન્હોથી અંતર્યામી પ્રસન્ન થનાર નથી. પરંતુ તેની સાથે જ્ઞાન અને વૈરાગની સંપૂર્ણ જરૂર છે. અને એ જ્ઞાન વૈરાગ ને ભકિત સાથે બહુ ધાડો સંબંધ છે.

**यथा ज्ञानं विना मुक्ति नास्त्युपाय शतरैपि ।**
**तथा भक्तिं विना ज्ञानं नास्त्युपाय शहस्रतः ॥**
**लवणेन यथाहीनं भोजने न रसा वहं ।**
**तथा भक्तिं विना सर्वा सत्क्रिया निष्फलेरिता ॥ २ ॥**

**અર્થ**:—સો ઉપાય કરતાં પણ જ્ઞાન વિના મોક્ષ પ્રાપ્તિ થતી નથી. તેમજ હજાર ઉપાય કરવા છતાં પણ ભક્તિ વિના જ્ઞાન મળનાર નથી. લવણ વિનાનું ભોજન નિરસ—ફીકું જણાય છે, તેમ ભક્તિ વિનાનાં સર્વ સત્કર્મો નિષ્ફળ જાય છે.

ટીલાંવાળા ભગત, ને ઘંટાવાળા બેલ:
કડીવાળી પાંચશેરી, એ ત્રણેમાં ફેલ.

જે નિયમસર ભક્તિ કરવી જોઇએ, તે નિયમનો ત્યાગ કરીને કેવળ તેમાંનું એકાદ ચિન્હ ગ્રહણ કરી તેનેજ ભક્તિ ગણી લેવામાં આવે છે. એ ખરેખરૂં અજ્ઞાન કે અંધ શ્રદ્ધાજ છે. અને તેથીજ ભક્તિનું પરીપૂર્ણ ફળ જે જ્ઞાન, અને વૈરાગ તે મળતું નથી.

**દ્રષ્ટાંત**—અજમેરમાં કોઈ સોદાગર હાથી લેઇને આવ્યો, તેની પરીક્ષા કરવાને ગામના લોકોએ પાંચ આંધળાઓની કમીટી નીમી તેમણે હાથી જોઈ આવી ઉત્તર આપ્યો. જેણે હાથીની સુંઢ ઉપરજ હાથ ફેરવ્યો હતો, તેણે કહ્યું હાથી સાંબેલા જેવો છે. કર્ણ પર હાથ ફેરવનાર કહે હાથી સુપડા જેવો છે. પુંછડું તપાસનાર કહે સાવરણી જેવો છે. અને પગ જોનાર કહે હાથી થાંભલા જેવો છે. એમ સર્વ પરસ્પર ભિન્ન ભિન્ન જવાબ દેવા લાગ્યા. પરંતુ હાથી તેથી કંઈ જુદાજ આકારનો હતો. એ નિર્વિવાદ છે.

તદ્વત્ અનેક મતવાદીઓ જુદી જુદી રીતે પોતાના મત હાંકી રહ્યા છે.

## મનહર છંદ.

કોઇ મુંડ મુંડાવે ને, કોઇ દાઢી કાઢી નાખે,
કોઇ રાખે ચોરલી ને, કોઇ રાખે ચોટલો;
આત્માના અનેક ગુણ, ઉપરથી ઓપે પણ,
જ્ઞાનીજન જાણે જે, આત્માનું બીજ ગોટલો.
સરવ ધરમનો મરમ, સદાચરણ છે,

દુરાચરણ તે પ્રૌઢ પાપ તણો પોટલો;
ધર્મ ગુરૂ ધમકારા, કરી કહે દલપત,
તાણે જુદા મત જેને, જેમાં મળે રોટલો.

સજ્જન પુરૂષોએ સારગ્રાહી થઇ શુદ્ધ સાત્વિકી ભક્તિને ગ્રહણ કરવાની જરૂર છે.

**प्राज्ञोहि जल्पतां पुंसां ।**
**श्रुत्वावाचः शुभा शुभाः ॥**
**गुणवद् वाक्य मादत्ते ।**
**हंसः क्षीरमिवांभसः ॥ ३ ॥**

**અર્થ**:–દૂધ મિશ્રિત જળમાંથી હંસ જેમ દૂધનેજ ગ્રહણ કરે છે, તેમ પ્રાજ્ઞ–સમજુ મનુષ્યો પણ બકવાદ કરનારા પુરૂષોનાં શુભાશુભ વચનોને સાંભળીને તેમના ગુણવાળા વાક્યનેજ ગ્રહણ કરે છે.

**પદ.**

સર્વ તજીને ભજીએ શ્રી ભગવાનને;
જે નારાયણ નોધારાના આધારજો.....સર્વ•

## आर्या.

ભક્તિ વિના વશ નાવે, વિણુ વાધા મૃદંગ નાદાને:
કન્યાદાન ફલાતેં, કૈસે પાવે મૃતિકાચે દાને.

શુદ્ધ સાત્વિકી ભક્તિ વિના, વિણા-વાજીંત્ર અને મૃદંગાદિના બહારના ઠાઠથીજ કેવળ ઈશ્વિરને પ્રસન્ન કરવાની આશા રાખવી, એ મૃતિકાની પુતળીનું દાન કરીને કન્યાદાનના ફળની ઈચ્છા રાખવા જેવું છે. એવા ઉપરના ઠાઠથી પ્રભુ ઠગાશે નહીં.

## પદ.

અતિ ઠાઠે હરિ ન ઠગાશેરે, અંતરમાં હરિને ભાળો;
નથી દુર જાણી સૌ જાશેરે...... અંતરમાં૦
અતિ સર્પ સમીરને ભક્ષેરે.......અંતરમાં૦
જુવો ખર ખરડાયું રક્ષેરે........અંતરમાં૦
તપોધન દેવળ ફરશેરે ........અંતરમાં૦
અંધ દંડ કર ધરશેરે.........અંતરમાં૦
નટવા બહુ વેષજ લેતારે.........અંતરમાં૦
વટ જટા બોજને રહેતારે.........અંતરમાં૦

જ્ઞાન વિનાનાં સાધનો વ્યર્થ જાય છે, જ્ઞાન વિના મનુષ્યો ગોથાં ખાય છે, અને જ્ઞાન વિના લાભ જઇ હાની થાય છે.

## દ્વિહાર.

જપ, તપ, જોગ, સમાધિસેં, કયામન રાખે રોક;
સત્ય, જ્ઞાન, સાધન વિના, સબિ સાધના ફોક.

**દ્રષ્ટાંત**—અબુધખાં તથા તેનો છોકરો ગફુલતખાં અને અબુધખાંની બીબી ત્રણેએ વનમાં જઇ તેમના ઇષ્ટ-ખુદાનું તપ કરી પ્ર-

સન્નકર્યો ખુદાએ કહ્યું અરે મનુષ્યો તમને શું જોઇએ, જે જોઇએ તે ખુશીથી માગી લ્યો.

ત્રણેએ કહ્યું ખુદાવિંદ અમારા ત્રણે જણનાં ત્રણ વરદાન અત્યારે આપને ત્યાં અનામત રાખો અમે વિચાર કરીને માગી લઇશું. ખુદા અંતર્ધ્યાન થયા અને અબુધખાંની ટોળી નિજ ગૃહ કાર્યમાં જોડાઇ ગઇ.

પશ્ચાત એક દિવસ નવાબની બેગમને જોઇ અબુધખાંને વિચાર થયો કે મારી સ્ત્રીને આવી રૂપાળી બનાવી દઉં. આ વિચારથી ખુદા પાસેથી વચન માગી લીધું એટલે તેની સ્ત્રી ઇંદ્રની પરી જેવી સ્વરૂપવાન થઇ. થોડા દિવસમાં નવાબને ખબર પડતાં તેણે જુલમથી અબુધખાંની સ્ત્રીનું હરણ કરી પોતાની બેગમ બનાવી દીધી. અને અબુધખાંને જોડા મારી ગામ બહાર કાઢી મુકાવ્યો.

આ બનાવ જોઇ શોકમાં પડેલા ગફલતખાંએ ગુસ્સે થઇ ખુદા પાસે વર માગ્યો કે મારી મા વાંદરી બની જાઓ. તેમજ થયું અને નવાબ સાહેબનું બધું શરીર લોહી લુહાણ કરી નાખ્યું, એટલે નવાબ સાહેબે નિરાશ થઇ તેને ગામ બહાર કાઢી મુકી. વૃક્ષ પર કુદકા મારતાં જોઇ અક્કલના ઓથમીર અબુધખાંએ ખુદા પાસે વર માગ્યો કે મારી સ્ત્રી પ્રથમના જેવીજ બની જાઓ.

## દ્વિહાર.

અજ્ઞાની નર જાનીએ, સદાય દુઃખ અધિન;
મુસલમીન મતિ હીન તે, વરતીનો રદ કીન.

॥ કૃષ્ણા રામા રામા રામારે, રામ રાયા રાધોબારે ॥

॥ જાનકીજીવન સ્મરણું, નમઃ પાર્વતીપતયે ॥

## દ્વિહાર.

ઓર જ્ઞાન સો જ્ઞાનડી, ધર્મ જ્ઞાન સો જ્ઞાન;
જૈસે ગોળા તોપકા, માર કરે મેદાન.
સીયાવર રામચંદ્રકી જે ( ૪ )

જ્ઞાન સંપન્ન થઈ જેઓનું ચિત્ત હરિચરણમાં અટકે છે, તેઓ-નેજ ધન્ય છે. અને તેવા વિરલા પુરૂષોજ સંસાર પ્રપંચ જાળને છેદી, ભેદી હરિરસમાં મગ્ન અને મસ્ત રહે છે. એ નિર્વિવાદ છે.

## आर्या.

હરિપદ ચટકે અટકે, મુખ પટ કટકે ઝરી લપા પટકે;
જે ઝટ ખટપટ ઝટકે, ભવ નવ ભટકે જરી ન પાપ ટકે.

**અર્થ**:-હરિના ચર્ણ કમળમાં જેમનું ચિત્ત અટકે છે, તે ભક્તો ઝરિ અને લપેટાને પટકી દઈ એક વસ્ત્રના કટકાથી પોતાનું કામ નભાવે છે અને ખટપટને કાઢી નાખે છે તે ભવમાં ભટકતા નથી કારણ તેમનામાં લેશ પણ પાપ ટકતું નથી.

### शार्दूल विक्रीडित वृत्त.

आदित्यस्य गतागतै रहरहः संक्षीयते जीवितं ।
व्यापारैर्बहु कार्यभार गुरुभिः कालो न विज्ञायते ॥

**दृष्ट्वा जन्मजरा विपत्ति मरणं चासश्चनोत्पद्यते ।**

**पीत्वा मोहमयीं प्रमाद मदिरा मुन्मत्त भूतं जगत् ॥ ४॥**

**॥ भर्तृहरी वैराग्यशतके ॥**

**અર્થ**:—રાત દિવસ સૂર્ય ઉગે છે અને આથમે છે, તેથી આયુષ્ય ઓછું થાય છે, મોટાં મોટાં અનેક કાર્યના વ્યવહારમાં 'કાળ ક્યાં ગયો?' તે સમજાતુંએ નથી. વળી જન્મ જરા (ઘડપણ) વિપત્તિ, અને મરણને જોઇને પણ પુરૂષને ત્રાસ ઉત્પન્ન થતો નથી, કારણ કે મોહમય પ્રમાદ મદિરાનું પાન કરવાથી આ આખું જગતજ ઉન્મત્ત થઈ ગયેલું મને લાગે છે.

જેટલી પ્રીતિ, સંસાર વ્યવહાર, પ્રપંચ, અને વિષય પ્રતિ છે તેટલી પ્રભુ તરફ હોય તો સહજમાં ભવસિંધુ તરી જવાય છે.

## દોહરો.

અગાધ ભવસીંધુ તરન, ઔર ન કોઉ ઉપાય;
પ્રેમ નાવકે આશરે, પ્રેમી નર તર જાય.

પ્રેમ એટલે ભાવ ભાવવિનાનાં સર્વ કાર્ય ફીકાંજ લાગે છે. ભાવ વિનાનું ઘર અરણ્ય જેવું છે અને ભાવવાળું જંગલ તે ઘર જેવું છે.

**बहर्मेकं महाभगमपि कांताभर ।**

**समान्वितं भरणं ॥**

यदिच सदा भरण स्थलमपि ।
भावस्थिति विवर्जितं तुं वनम् ॥ ५ ॥

**અર્થ**:–बह्वर्भकं ( ઘણાં છોકરાં છે જેમાં ) महाभगमपि ( મોટા ઐશ્વર્યવાળું ) कांताभर समन्वितं ( સુંદર સ્ત્રીયોથી યુક્ત ) सदाभरणस्थलं ( ઉત્તમ ભૂષણોથી શોભિત ) એવું જે भवनम् ( ગ્રહ ) તે भावस्थिति विवर्जितं ( ભાવ–પ્રીતિ સ્થિતિ નથી તો ) તે वनम् ( વનજ છે. )

શ્લેષાર્થ–ભાવ સ્થિતિ એટલે ભ દરેક પદમાંથી કાઢી નાખવામાં આવતાં. बह्वर्कं ( પુષ્કળ રૂનાં ઝાડવાળું ) महामहागम ( મોટા ડુંગરાવાળું ) कांतार समन्वितं ( જુના અરણ્યવાળું ) सदारणस्थलं ( હમેશ લડાઈ થવાની જગ્યા ) ભ કારભાવ નથી તો ઐશ્વર્ય પૂર્ણ ઘર પણ વન જેવુંજ છે.

દોહરા.

સંસારમાં સરસો રહે, ને મન મારી પાસ;
સંસારમાં લેપાય નહીં તે જાણો મારો દાસ૦

मोक्षद्वारे द्वारपालाश्चत्वारः परि कीर्तिताः ।
शमो विचारः सतोष चतुर्थः साधु संगमः ॥ ६ ॥
॥ योगवाशिष्टे ॥

**અર્થ**:–મોક્ષદ્વારને વિષે ચાર દ્વારપાલ છે. શમ, વિચાર, સંતોષ અને સાધુ સંગત.

शमः कः ? શમ એટલે શું ?

मनोनिग्रह. મનને કબજે કરવું તે.

विचारः कः ? વિચાર એટલે શું ?

नित्यानित्य वस्तु विवेक. નિત્યાનિત્યનો વિવેક વરવો તે વિચાર છે.

**कोहं कस्त्वं कुत आयातः ।**
**का मे जननी को मे तातः ॥**
**इति परि भावय सर्वमसारं ।**
**सर्वं त्यक्त्वा स्वप्न विचारम् ॥ ७ ॥**

**॥ श्रीशंकराचार्यजी ॥**

**અર્થ:**

ક્યાં કોણ તારી કામિનીને,
કોણ તારો પુત્ર છે;
સંસારને સંબંધની,
વાતો વિષેશ વિચિત્ર છે.
કાનો અને તું કોણ આવ્યો.
ક્યાં થકી નર ટેકથી;
એ તત્વનો સુવિચાર કર,
મન માંહી ભાઇ વિવેકથી.

એમ શમ, વિચાર, અને સંતોષ તથા સાધુસંગત એ ચાર સાધન શ્રીહરિ પાસે જવાને જરૂરનાં છે. તેમાં પણ સત્સંગ, સર્વથી શ્રેષ્ઠ છે.

## હરિગીત.

મન મત્ત હસ્તી બાંધવો,
શમ, દમ તણી સાંકળ વડે;
બંધાય જો નહિતો પછી,
આડે ધડે તે આથડે.
તે બાંધવામાં મુખ્ય છે,
સત્સંગને શુભ આશરો;
સુખ છે નહીં સંસારમાં.
શાને વૃથા ચિંત્તા કરો.

## લાવણી ચલતી.

સાધન સંપન્ન થઇ સદા, સદ્‌ભક્તિ હૃદય લે ધારી:
હરિ ચરણમાં જવું સત્ય એ, લેવું મંન વિચારી.

એટલાજ માટે કીર્તંન પ્રારંભે સદ્‌કવિ કથે છે કે—ભાઇ ભક્તિ માત્ર મ્હોડે બોલવાથી, માળા ફેરવવાથી, કે ઉપરનાં ટીલાં ટપકાંના ખોટા ડોળથી પૂર્ણ ગણાતી નથી. તેનું સ્વરૂપ કંઈ જુદું અને શીરને સાટે છે.

### પદ.

ભક્તિ ખાંડા કેરી ધાર જરૂર સંભાળજોરે.

॥ પુંકરિક વરદા, જાનકી જીવન સ્મરણું, નમઃ પાર્વતિપતયે ॥



# सुभद्रा हरण.

## आर्या.

ગૌ રક્ષાને કાજે, બાર વર્ષ વનવાસ સ્વિકારીને;
પ્રભાસક્ષેત્રે પાર્થે, મુકામ કીધો યોગ વિચારીને.

ગૌ રક્ષા કરતાં આવી પડેલા બાર વર્ષના વનવાસમાં પવિત્ર ક્ષેત્રોમાં અટન કરતો અર્જુન પ્રભાસક્ષેત્રમાં આવી પહોંચ્યો. અને યાત્રાનો સમય જાણી મુકામ કર્યો.

## સાખી.

યાત્રાર્થે આવ્યા સહુ યાદવ, અર્જુન મંન વિચારે;
કરૂણાસાગર, કૃષ્ણ વિના, નથી પડતું ચેન લગારે.

पापनोदे फलितेऽर्जुनस्य ।
प्रागेव सेतोरवलोकनेन ॥
प्रभासतीर्थे नियमावगाहः ।
पश्चात्सुभद्रा गमहेतु रासीत् ॥ ८ ॥

॥ चंपू ॥

**અર્થ**:—સેતુનાં દર્શન કરતાં બરાબર અર્જુનના દોષોનો નાશ થઈ ગયો અટલે પછી નિયમથી પ્રભાસમાં જે સ્નાન થયું—કરવામાં

આવ્યું તે સુભદ્રાગમ (કલ્યાણુની પ્રાપ્તિ—સુભદ્રા પ્રાપ્તિ) કરનારજ થયું.

## અભંગ.

યાદવકો પૂછત અરજુનજી,
કૃષ્ણુ ક્યોં નહીં આયે;
સુભદ્રા લગ્નોત્સવ સુની દિલ,
અરજુનકા ગભરાયે.

શ્રીકૃષ્ણુ યાત્રાર્થે કેમ નથી આવ્યા ? એના જવાબમાં યાદવોએ કહ્યું મહારાજ અમારા અધિપતિ શ્રીકૃષ્ણુચંદ્ર સુભદ્રા બહેનનાં લગ્ન કરવાની ઉપાધીમાં ગુંથાયા છે એટલે આવી શકયા નથી.

બલરામજીનો વિચાર કૌરવપતિ દુર્યોધન તરફ આપવાનો છે. પરંતુ શ્રીકૃષ્ણુ તેમનાથી વિરૂદ્ધ છે.

યાદવોની વાત સાંભળતાં બરાબર અર્જુનને શ્રીકૃષ્ણુનું પૂર્વ વચન યાદ આવ્યું.

શ્રીકૃષ્ણે અર્જુનને વચન આપ્યું હતું કે "સુભદ્રા તને આપીશ." એ વાત યાદ આવતાં અર્જુન પ્રેમમસ્ત થઈ બોલ્યો.

આ સમયે શ્રી કૃષ્ણુચંદ્ર મારી સંભાળ નહીં લે, પોતાનું બોલેલું વચન નહીં પાળે અને સુભદ્રા મને નહીં આપે તો તેમનું મોટાપણું નષ્ટ થઇ જશે. મોટા એટલે વઠા અને વડા તેજ ગણાય છે કે હજારો કષ્ટ વેઠયા છતાં જેઓ પ્રફુલ્લીત થઇ પોતાના વિશ્વાસે રહેનારાઓને પ્રફુલ્લિત મનથી પ્રસન્ન કરે છે મદદ કરે છે.

મારી કુટી ચકચુર કરી,
ભભરાવીએ ભૂકી મરી મરચાંની;
મિશ્રિત ખાર તણું જળ છાંટી,
પીડા કરી વેલણથી વણવાની.
અંતર છેદ ધરી ઉંચકી,
તળીયે વળી તેલ વિષે તપતાંની;
તોપણ પંડ જણાય પ્રફુલ્લિત,
વિશ્વ વિષે જુવો રીત વડાની.

ત્રિભુવનમાં વડા ગણાતા શ્રીકૃષ્ણ બળરામના બળથી હારી જશે કે શું? પોતાના વચનનો ભંગ કરશે કે શું? અને વિશ્વાસ પર રહેલાને રખડતો કરશે કે શું? ના! ના! કદી પણ તેમ બનશે નહીં.

## आर्या.

અંધપુત્ર સુભદ્રા, પામે જગમાં જણાય અન્યાય;
શુદ્રને શ્રુતિ દેવામાં, શાસ્ત્ર વિરૂદ્ધ તે મનાય નહીં ન્યાય.

અંધપુત્રને સુભદ્રા આપવી એ શુદ્રને શ્રુતિ—વેદ વિદ્યા આપવા જેવો અન્યાય છે.

હે યાત્રિયો! યાદવો! કૃપા કરીને મારી એક અરજી તમે તમારા માલીક શ્રીકૃષ્ણચંદ્રને કહેશો? યાદવોએ કહેવાની કબુલત આપી એટલે અર્જુને કહ્યું.

अथाप्यकृत विवाहो इति ॥ હજુસુધી અર્જુને વિવાહ કર્યો નથી એવું કહેજો. બહુ સારૂં કહીશું કહી યાદવોએ ચાલવા માંડયું થોડેક દુર ગયા એટલે અર્જુનને વિચાર થયો. આ સંદેશો દોષયુક્ત છે કારણ कालातिक्रांत दोष सूचनं ॥ હજુ સુધી અર્જુનનું લગ્ન થયું નથી, એથી કાળ દોષ લાગશે. અને તેથી લાભને બદલે હાની થશે યાદવોને પાછા બોલાવી બીજો સંદેશો કહે છે.

जातविवाहोइति ॥ અર્જુનનું લગ્ન થયું છે. યાદવો કહે હવે કાંઇ કહેવું છે, અર્જુન કહે ના પધારો થોડે દુર યાદવો ગયા એટલે અર્જુનને વિચાર થયો કે આ સંદેશો હાની કરતા છે કારણ सपत्न्यु द्बोधनं॥ એક પત્ની છે એમ જણાશે તો પછી શોક ઉપર કોણ આપશે. યાદવોને પાછા બોલાવી અર્જુન ફરી સંદેશો કહે છે.

द्वितीयो विवाह इति ॥ ફરી વિવાહ કરવો છે, એમ કહેજો વળી વિચાર થયો કે આ સંદેશો અમંગળ સુચક છે કારણ પ્રથમ વિવાહથી સંતોષ નથી માટે ફરી કરવા ધારે છે.

अमागम्योद्बोधनं ॥ અમાંગલ્ય સૂચક છે.

અર્જુને ફરી બોલાવી કહ્યું.

तस्यामलब्ध संतान मिति ॥ તેને સંતાન થતાં નથી પરંતુ વિચાર થયો કે એમાં પણ દોષ છે કે अनति पूंस्त्वं व्यंजनं ॥ સંતાન થતાં નથી ત્યારે પુર્ષાર્થ હીન છે.

ફરી બોલાવી કહ્યું ભાઇ આ વાત જરૂર કહેજો.

सादुश्चरितेति ॥ તે વિવાહિતા સ્ત્રી દુષ્ટાચરણવાળી છે, પરંતુ તેમાંએ દોષ છે કેમકે अलीक वाद महापातकं ॥ કોઇના ઉપર જુઠો અપવાદ મુકવો એ મહા પાપ છે.

યાદવોને પાછા બોલાવ્યા એટલે તેમણે કંટાળી કહ્યું ભાઈ અમે તારો સંદેશો લઇ જવાના નથી, અર્જુન કહે ભલે જાઓ હવે હું મારી જાતેજ સંદેશો કહીશ.

## ઢીંડી.

પાર્થ તજને પ્રભાસ ચાલ્યો જ્યારે;
કર્યો મુકામ રૈવતક તણી ગુફાએ.....પાર્થ૦
સાધે સમાધી સુભદ્રા ચિત્ત ધારે;
સમાચાર ગયા દ્વારામતિમાંરે.....પાર્થ૦
આવે નગ્રજન દર્શને અપારે;
હરિ જાણી આવ્યા, ભક્તકાજ વ્હારે.....પાર્થ૦

## સાખી.

તલપતહૈ મનમાંહી ધનંજય, જૈસો મિન બિનપાની;
કૈસી પ્રભુકી બહન હમારી, હોવેંગી મહારાની.

અર્જુનનો મુકામ રૈવતક પહાડની ગુહામાં છે, ત્યાં નગ્રના જનોનાં ટોળેટોળાં જવા લાગ્યાં. પ્રભુ સમજ્યા એ અર્જુનજ છે. માટે તેને મળવાને મારે જવુંજ જોઇશે.

## સાખી.

તનકી જાણે મનકી જાણે ચિત્તકી જાણે ચોરી;
આન ભરોંસે રઘુનાથ કે, જીનકે હાથમેં દોરી.

અંતર્યામી શ્રીહરિ, કૃષ્ણચંદ્ર, ભક્તવત્સલ, ભક્ત ઉદ્ધાર કરવાને માટે દ્વારામતિ તજી અર્જુન પાસે આવ્યા.

## आर्या.

ભેટયા પરસ્પર પ્રેમે, પુછે કૃષ્ણ કેમ સાધુ વૃત્તિ ધારી; ?
" સંસાર અતિશય સાલે, ' મિથ્યા તજીને દિક્ષા સ્વિકારી.

અર્જુન ઘણુંજ સારૂં કર્યું. આ મોહયુક્ત સંસાર તજી તેં દિક્ષા લીધી છે એ જાણી હું બહુજ પ્રસન્ન થયો છું. મારૂં મન પણ ઘણીવાર ત્યાગી થવાનું થાય છે, પરંતુ શું કરૂં જાળમાં ફસાઇ ગયો છું એટલે હવે મુક્ત થવાનો માર્ગ જડતો નથી. પરંતુ હજુ થોડીક કચાશ છે. કારણ આ સાધુ દિક્ષા પણ ઉપાધીવાળી છે.

**संसार दवतप्तानां विषयैर्हत चेतसां ।**
**संन्यासेन सुखं पुंसां तस्मादेत द्विधीयतां ॥ ९ ॥**

**અર્થ**:—સંસારરૂપ અગ્નિથી તપ્ત થયેલા, અને વિષયોથી જેમનું મન લુબ્ધ ( ચંચળ ) થયેલું છે. એવા પુરૂષોને સંન્યાસમાં જ સુખ છે તસ્માત્ અર્જુન તું સંન્યાસ ગ્રહણ કર,

सुख दुःखे पदार्थौद्वौ प्रिय विप्रिय कारकौ।
सुखं ब्रह्म जगदुःख मिति वेदांत डिंडिमू ॥ १० ॥

**અર્થ**:—સુખ દુઃખાદિના વિષે પ્રિય અપ્રિય બે પદાર્થ કારણ સુખ રૂપ છે. બ્રહ્મ એ સ્વરૂપ છે, અને જગત્ એ દુઃખ રૂપ છે. એ પ્રમાણે વેદાંત નગારૂં છે. માટે અર્જુન આ બધી ઉપાધી મુકી દે. ચાલ હું તને સુખમય સંન્યાસ અપાવું.

મુનિવૃત્ત ધરી શ્રીકૃષ્ણની કપટ વાર્તા સાંભળતાં અર્જુનને અત્યંત કલેશ ઉત્પન્ન થયો. કારણ સુભદ્રાની વાત તો ઉડીજ ગઈ. તેથી અધીરા હૃદયથી અર્જુને શ્રીકૃષ્ણ સન્મુખ દ્વિ હસ્ત જોડી પોતાની અંતરની અરજ ગુજારી.

## કાલીંગડો દાદરો.

તૃષ્ણા તુરી ઉપર ચઢી સંન્યાસી સુખી થાય ના;
જ્ઞાન દંડ વિના કાષ્ટે, મુક્તિ તો પમાય ના...તૃષ્ણા૦
માત, ભ્રાત, દારા દ્રૌપદી દીલેથી જાય ના;
ચિત્ત સુભદ્રા, ચાય હાય, મનથી તે સહેવાય ના તૃષ્ણા૦

काष्ट दंडो धृतोयेन सर्वासी ज्ञानवर्जिता ।
सयाति नरकान्घोरानमहारौरवसंज्ञकान् ॥ ११ ॥
॥ परमहंसोपानषत् ॥

**અર્થ**:—કાષ્ટ દંડ ધર્યો હશે, પરંતુ જ્ઞાન દંડથી જે રહીત હશે તે સંન્યાસી રૈરવ નામના મહા નરકમાં જશે. વચમાંજ શ્રીકૃષ્ણ

બોલી ઉઠયા અર્જુન મારો વિચાર તને ત્રિદંડી સંન્યાસી બનાવવાનો છે. અને સંન્યાસ લેવાથી સુભદ્રા (કલ્યાણ) તે તને મળશેજ. કારણ વાસના ક્ષય કરવાનું સાધનજ સંન્યાસ છે, અને તે વિના ખરેખરૂં સુખ પ્રાપ્ત થતું નથી.

**પદ.**

છે સુખ નકી સંસારે, વાસના સમુળી ટાળે;
રહી જ્ઞાન સરોવર પાળે, આત્મા એક સહુ માળે.. છે સુખ૦

ગભરાયેલો અર્જુન વચમાંજ બોલી ઉઠયો, ક્ષમા કરો મહારાજ મારે આપની જ્ઞાનની વાતો સાંભળવી નથી, સંન્યાસ લેવો નથી, અને વાસના ક્ષય કરવાની પણ જરૂર નથી. આપની જો મારા ઉપર સંપૂર્ણ કૃપા હોય, મને સુખી કરવા ઈચ્છતા હો, અને આપનું બોલેલું વચન "તને સુભદ્રા આપીશ" તે પાળવાની ઈચ્છા હોય તો મને સુભદ્રા આપો, શિવાય મારે કંઈજ જોઈતું નથી.

અર્જુનનાં વચન સાંભળી મુગ્ધહાસ્ય કરી શ્રીમદનમોહન પ્રભુએ યુક્તિ બતાવી અર્જુનને નિજ મનની વાતથી જાણીતો કર્યો.

**સાખી.**

યુક્તિ બતાવી હરિએ બન્યા ત્રિદંડી સંન્યાસી;
બલરામને લઈ આવીયા, રમે કરે હાંસી.

અર્જુને કહ્યું મહારાજ મારો સંન્યાસ માત્ર સુભદ્રાને માટેજ છે. તે ધ્યાનમાં રાખજો. પ્રભુ ઘણાને તમે પ્રપંચમાં ઠેઠ પહોંચાડયા છે

તેવી રીતે મને હેરાન કરશો નહીં. હું આપનો આશ્રીત રંક દાસ છું.

## સાખી.

અંગોછા કોપીન પહેનાઇ, સબ ભુષણ હર લીનો;
ધનુષ બાણ છીન લીનો હાથમો, દંડ કમંડલ દીનો.

દંડ કમંડલ આપી શ્રીકૃષ્ણે કહ્યું ૐ નમો નારાયણ મહારાજ અર્જુનને મંદહાસ્ય સાથે આનંદ અને ભય બંને પ્રાપ્ત થયાં.

**त्रिजयो मधुरस्मितस्य भावं-**
**विदुष स्तस्य मतेन भिक्षुवेषः ।**
**कुसुमास्त्र भयादिवाति गुढः-**
**कुहरे रैवतकस्य तिष्ठतिस्म ॥ १२ ॥**

**॥ चंपूकार ॥**

**અર્થ**:—શ્રીકૃષ્ણનું વિનોદ વચન સાંભળી અર્જુનને સુભદ્રામાં પરમાસક્તિદર્શક મંદહાસ્ય કર્યું. તે વખતે અર્જુનના મનની વાત જાણી શ્રીકૃષ્ણે તેને ઇષ્ટ સિદ્ધિ આપનાર ત્રીદંડી સંન્યાસી કર્યો. એટલે મદનના ડરથી અર્જુન રૈવતક પહાડની ગુહામાં ગુપ્ત રહેવા લાગ્યો એવો ભાવ છે.

અર્જુનને સન્યસ્ત તથા શીખામણ આપી શ્રીકૃષ્ણ સત્વર નગ્રમાં ગયા. ગુહા બહાર રહેલા અશોક વૃક્ષ સાથે અર્જુન પોતાની સરખામણી કરે છે.

रक्तस्त्वं नव पल्लवै रहमपि-
श्लाघ्यैः प्रिया यागुणै ।
स्त्वामा यान्ति शिले मुखा स्मरधनु-
र्मुक्ता स्तथा मामपि ॥
कान्ता पाद तला हति स्तव मुदे,
तद्वन्ममा प्यावयोः ।
सर्वं तुल्यमशोक केवल महम्,
धात्रा स शोकः कृता ॥ १३ ॥

**અર્થ**:—હે અશોક! તારાં નવ પલ્લવથી તું રક્ત દેખાય છે, અને હું પણ પ્રિયા સુભદ્રાના ગુણ વખાણ શ્રવણથી રક્ત—પ્રસન્ન છું. તારા ઉપર શીલમુખ ( ભ્રમર ) ભમે છે અને મારા ઉપર શીલ-મુખ—સ્મર કામદેવનું બાણ તે ભમે છે. તને સ્ત્રીની લત્તા—પ્રહારથી પ્રફુલ્લતા મળે છે અને મને પણ સુભદ્રાની લતા પ્રહારથી પ્રફુલ્લતા મળશે. માટે અત્યારે તું અને હું બંને બરાબર છીએ કેવળ વિધિએ તને અશોક અને મને સશોક નિર્મ્યો છે એટલોજ ફેર છે.

સુભદ્રાનું વર્ણન કરવાને કવિ પણ અશકત છે.

कथं सुभद्रा कमनीय तायाः ।
कल्पे तनुत्यै कविरुन्न तोपि ॥
चतुर्थ मण्याश्रम मस्ययेन ।

तां साधनी भूयद्दि दक्षतस्म ॥ १४ ॥

॥ चंपूकर ॥

**અર્થ**:—કવિ મોટો પંડિત હશે તોપણ સુભદ્રાના ગુણ, સૌન્દર્યનું વર્ણન કરી શકશે નહીં. કારણ ચતુર્થાશ્રમ એટલે સન્યસ્ત કે જે સ્ત્રીના હાથનાં કંકણનો ધ્વની સાંભળતાંજ વર્જ્ય થાય છે તેજ સંન્યાસ અર્જુનને સુભદ્રા અપાવવાને સહાયક થાય છે.

## સાખી.

ચલો ઉધો અબ તુમ્હેં બતાવું, ધનુષધારી સંન્યાસી;
કામિની કારન ઢુંઢત ફીરતહે, કહતા તીરથવાસી.

શ્રીકૃષ્ણ ઉદ્ધવને સર્વ હકિકતથી વાકેફ કરી બલરામને સાથે લઇ રૈવતક ગુફા તરફ ત્રિદંડી સંન્યાસીના દર્શન માટે પધાર્યા.

## आर्या.

બલભદ્રને લઇને કૃષ્ણ, પતિ દર્શન સાર;
બહુ પ્રેમે બલરામે, કરી પ્રાર્થના ગૃહ પાવન સાર.

દ્વારકામાં જવાને યતિયે ( અર્જુને ) બે ત્રણવાર ના કહ્યું એટલે બળરામે વધારે આગ્રહ કર્યો. સમય જોઇ શ્રીકૃષ્ણે ઇસારત કરી એટલે યોગિએ જવાનું કબુલ કર્યું એટલે શ્રીકૃષ્ણ બોલી ઉઠયા.

## સાખી.

સાધુનો સહવાસ અતિશય, કરવાથી દુઃખ થાશે;
સંસારીએ સહજ સમાગમ, કરવો મોક્ષની આશે.

કૃષ્ણ કહે મોટા ભાઇ આવા યોગિઓ સાથે વધારે સહવાસમાં ઉતરવું એ આપણ ગ્રહસ્થાશ્રમીઓને સુખ કરતા નથી.

કૃષ્ણ વચન શ્રવણથી ગુસ્સે થઇ બલરામજી બોલી ઉઠયા. હે કૃષ્ણ ! આ સાક્ષાત વિષ્ણુરૂપ યોગીમાં પણ તમને છીદ્ર દેખાય છે કે શું ? બસ કરો કદી આવું બોલશો નહીં. ભલે તમને વિશ્વાસ ન હોય તો તમે ન માનસો મને વિશ્વાસ છે.

શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા, ભલે તમારો જેવો વિશ્વાસ હશે તેવું ફળ તમને મળશે. મારૂં મન તો માનતું નથી કારણ પાખંડીઓનો પાર રહ્યો નથી.

स्वकुक्षि भरणार्थाय धनमंचय नायवा ।
परकांताप भोगार्थं समुद्युक्ताहि साधवः ॥ १५ ॥

**અર્થ**:–પોતાનું પેટ ભરવાને, ધન સંચય કરવાને કે પરસ્ત્રી ભોગવવાને ઘણા સાધુઓ તૈયાર હોય છે.

अवधुत पथि स्थित्वा महाधूर्ताश्च केचन ।
युवा महिष वन्मत्ताः शांण कफ्नी विराजिता ॥ १६ ॥

**અર્થ**:–કેટલાએક મહા ઠગ તરૂણ મહિષીપતિ ( પાડા ) પ્રમાણે ઉન્મત્ત થઇ, ભગવાં વસ્ત્ર ધારણ કરી, પરસ્ત્રી ભોગવવામાં તૈયાર હોય છે.

## દોહાર.

અલી દુરસેં આયકે, લેત કમલકી બાસ;
દાદૂર મૂલ પાસે બસે, જાનત નહીં સુવાસ.

ભ્રમર દુરથી આવી કમળની સુવાસ લઈ જાય છે, અને જો કમળમાં લુબ્ધ થઇ જાય છે તો મરણ નિપજે છે, પરંતુ દેડકો કમળના મુળમાં રહે છે તોપણ તે કમળની સુવાસને જાણતો નથી. તદ્વત્ સાધુરૂપ કમળથી દુર રહી પ્રસંગોપાત ઉપદેશ રૂપી સુવાસ લેઇ જવી એજ શ્રેયસ્કાર છે.

બળરામે કહ્યું ભલે યોગીના સમાગમથી મને દુઃખ આવી પડે તે સમયે હું તમારી મદદ નહીં માગું. પરંતુ જેમ બને તેમ જલ્દી એમને સમજાવી દ્વારકામાં પધરાવો.

## સાખી.

કૃષ્ણે કાર્ય કર્યું શુભ રીતે ઝટપટ સંત પધાર્યા;
એકાંતવાસ સુભદ્રા કેરો, તે મધ્યે ઉતાર્યા.

માર્ગમાં અર્જુનનો દેખાવ ત્રિદંડી સંન્યાસી જેવો નહીં પણ ત્રણ બાણ ધારણ કર્યાં છે એવો સુંદર લાગે છે કવિ કહે છે.

**ગદ્ય—सव्यसाचि शब्द मत्सरेण स्मरवीरेण प्रवास रंद्र मन्त्रिण्य, पन्नग पाण्ड्य यदुकुमारिकाणाम् क्रीते, पृथक् पृथगिरिताम्. त्रिशर कान्डिमिव त्रिदंडिम बिभ्राणं.**

**અર્થ**:—સવ્યસાચી એવું અર્જુનનું નામ છે અને સવ્યસાચી એવું કામદેવનું નામ છે, કામદેવે પોતાનું નામ ધારણ કરનાર અર્જુનને પ્રવાસમાં તે એકલો છે એમ ધારીને ત્રણ બાણ માર્યાં. પ્રથમ પન્નગ ( નાગકન્યા ઉલુપી ) પાંડય ( ચિત્રાંગી ) અને યદુ

કુમારીકા ( સુભદ્રા ) એમ ત્રણ બાણુ પૃથક પૃથક માર્યાં. કવિ કહે છે તે ત્રણ બાણુનેજ અર્જુને ત્રણ દંડ તરીકે ધારણ કરેલાં છે એમ લાગે છે.

## અર્જુનનાં દશ નામ.

**अर्जुनः फाल्गुनो जिष्णु किरिटी स्वेतवाहनः ।**
**त्रिभस्सु त्रिजयि कृष्ण सव्यसाचि धनंजयः ॥११॥**

**અર્થ**:-અર્જુન, ફાલ્ગુન, જીષ્ણુ, કિરિટી, સ્વેતવાહન, બિભત્સુ વિજયિ, કૃષ્ણુ, સવ્યસાચી અને ધનંજય.

## લાવણી ચલતી.

જાઓ દ્વારકાં વિષે કરો શુભ મુકામની તૈયારી;
સાજન સાથે લેવા આવો, સ્વામીને નરનારી.

બળરામે શ્રી કૃષ્ણુને દ્વારકામાં મોકલી સ્વામિને માટે માન પાન તથા મુકામની સગવડ કરાવી.

**एता द्रशंतं मात्रना भिक्षुम् ॥**

**અર્થ**:-બળરામે કહ્યું. આ યોગિ માત્ર ભાવના ભિક્ષુક છે.

પશ્ચાત સ્વામિજી દ્વારામતિ પાસે આવતાં મોટા ઠાઠ સાથે વરઘોડો તૈયાર હતો, સ્વામિજીને પુષ્પથી વધાવી લેવામાં આવ્યા.

**मुकुंदोपि सविनय मुपागतः॥**

**અર્થ**:-મુકુંદ-કૃષ્ણુ પણુ વિનયપૂર્વક આવ્યા અને સ્વામિજીના હાથમાં પાણીથી ભરેલું કમંડળ હતું તે જોઇ બોલ્યા. આટલા બધા

માણુસમાં કોઇની બુદ્ધિ ચાલી કે સ્વામીના હાથમાંથી કમંડળ લઇ લઇએ. તેમના સુકોમળ શરીરને કેટલી બધી તસ્દિ, લાવો કૃપાનિધિ કહી કૃષ્ણે પોતે તે કમંડળ લીધું, કવિ કહે છે તે કમંડળ કેવું હતું.

**ગદ્ય—चेतःपुर्णावशेषैःस्वमोदरि प्रेमरसैरिव तिर्थजलैःपिचण्डिलं कमंडलुम्, तदिय पाणेरादाय भगवानित इत राजभूवन मुपनिय कन्यान्तःपुरे निवेशया मासः ॥**

**અર્થ**:—કમંડલમાં જળ ભરેલું નહોતું, પરંતુ અર્જુનના ચિત્તમાંથી પ્રેમરસ બહાર વહી જતો હતો તે તેમાં ભરેલો હતો. શ્રીકૃષ્ણે પોતાની ભગિનીના તરફના પ્રેમરસરૂપ તીર્થ જલથી ભરેલા તે કમંડલને લીધું અને પછી ભગવાનસ્વામિજી પ્રતિ આમ આવો, આમ આવો, એમ કહીને રાજભુવનમાં થઇ રાજકન્યા સુભદ્રાના અંતઃપુરમાં લઇ ગયા.

## અભંગ.

દૃષ્ટિ સુભદ્રા ઉપર પડતાં, સ્હેજે ચિત્ત હરાયું;<br>
સુંદર રૂપ નિહાળી સુભદ્રા, યોગી ચિત્ત લલચાયું.

*     *     *     *

કામ દહન કરે અંતરમાં, મુખ નાખે નિશ્વાસ;<br>
કહે બલરામ પ્રાસુવ મંત્રનો, યોગી કરે અભ્યાસ.

સુભદ્રાને જોતાં બરાબર યોગિનું ચિત્ત વ્યગ્ર થયું અને વારંવાર નિશ્વાસ નાખવા લાગ્યા, ત્યારે બલરામ કહે છે, ધન્ય છે

સ્વામિજીને પ્રાણાયામ વિધિ અને પ્રણવનો સારો અભ્યાસ છે.

સુભદ્રાએ સુવર્ણ થાળમાં પુરણપોળી લાવી યોગીના સન્મુખ જમવાને માટે મુકી.

## आर्या.

સ્વામિ સમજ્યા મનમાં પુષ્પ ધર્યું પુજાને કારણ આ;
લઇ કર શીરપર મુક્યું, કહે બલરામ ધ્યાનમાં લીન ખરા.

કામાંધ દશામાં અર્જુને પુરણપોળીને જાસુસનું પુષ્પ સમજી ઝટ માથે ચડાવ્યું એટલે બળરામ બોલ્યા. વાહ! ખરો સંન્યાસ તો આનુંજ નામ છે કે જેમને વસ્તુમાં પણ દ્વૈત નથી, આથી બલરામનો વિશ્વાસ દ્રઢ થયો.

**घ्राली घृतांत सैंधव दुग्धेंजंबीर पायसीं कथिका ।**
**मथिकाम शरजया त्या रामह्मणे साधु मोक्ष सत्पाथिका ॥**

**અર્થ:**—ઘૃતમાં સૈંધવ નાખ્યો અને ક્ષીરમાં કઢી નાખી. અર્જુનની આવી કામવશ સ્થિતિને ન જાણવાથી બલરામ કહે છે. જરૂર આ મોક્ષ પથિ—મોક્ષ માર્ગમાં ગમન કરનારો સાધુ છે, કારણ જેને ભોજન કરવાનું પણ ભાન નથી, કેવળ બ્રહ્મ સાથેજ તાર લાગી રહ્યો છે.

## ઝુલ.

ચલત ચંચલહિ ઝુકાત, નુપુર ઝુમ ઝુમ બાજત;
દેખ તન, મન ભુલ જાત, કવલ હાથ ગિર ગયો.

સુભદ્રાની ચાલ અને નુપુરનો અવાજ સાંભળીને અર્જુનના હાથમાંથી ગ્રાસ પડી જાય છે.

शुद्धोस्ति चंदन रसोयमिति भ्रमेण ।
तद्धास्य कांति विषदं मुख गंधमिश्रं ॥
स्विकृत्य पायस रसं कर संपुटेन ।
देहंममर्द यदसौ स्मरबाण भिन्नः ॥ ११ ॥

**અર્થ**:–પશ્ચાત્ સુભદ્રા સુવર્ણ પાત્રમાં દુધ લઇ આવી. તે જોઇ અર્જુને ધાર્યું આ શુદ્ધ ચંદન છે, અનેક પ્રકારની સુગંધીથી તે યુક્ત છે, તેથી અર્જુન કર સંપુટે કરીને તે પાયસ–દૂધને લઇને દેહને વિષે મર્દન કરી રહ્યો છે, કારણ સ્મરપિડિત હતો, અને સુભદ્રાએ કામાગ્નિથી શાંત થવાને માટે આ સાધન આણ્યું છે એમ જાણીને.

શ્રીકૃષ્ણ હસવા લાગ્યા, બલરામ કહે ખબરદાર કોઇ બોલશો નહીં, સાક્ષાત પરમાત્માજ આપણે ત્યાં પધાર્યા છે. મસ્ત યોગ, બ્રહ્માનંદમાં મગ્ન અને દુનિયાને મન દિવાના દેખાતા આ એકજ સ્વામિ જગતમાં મુર્તિમંત બ્રહ્મરૂપે લોકોના કલ્યાણને અર્થે વિચરે છે એ નિર્વિવાદ છે. મદને ત્રણ બાણ તો અર્જુનને માર્યાં છે હવે ફકત તેની પાસે બે બાણ હતાં તે પણ માર્યાં એટલે સુભદ્રાનાં નેત્ર કટાક્ષ તેથી પંચશરથી પીડાતો અર્જુન મોહવશ બેભાન થઇ ગયો એમ કેટલાએક દિવસ વ્યતિત થયા.

એક દિવસ એકાંતમાં સ્વામિજીને પંખાથી પવન નાખતાં સુભદ્રાએ પ્રશ્ન કર્યો.

भगवन्नखिलं विबुध्यसे ।
परमार्थं वदभाविमे शुभम् ॥
प्रयता यतयो भवद्विधाः ।
प्रणिधाने नहि दिव्य चक्षुषः ॥ २० ॥

॥ चंपूकार ॥

**અર્થઃ**—હે ભગવન્ સ્વામિ મહારાજ, આપ સર્વ જાણો છો માટે મારૂં શુભાશુભ જે કંઇ થવાનું હોય તે કૃપા કરીને મને સત્ય સત્ય કહો.

## आर्या.

સ્વામિ સ્વામિ સરજ્યો, શ્રૃષ્ટિ કરતાએ સુંદરી નકી;
સુખકર સ્વામિ સાચો, પ્રીત ન કરવી ત્હારે અન્ય થકી.

અર્જુનનાં ગુઢ વચનોનો મર્મ સમજી જતાં સુભદ્રાએ કહ્યું સ્વામિજી દ્રૌપદી વિગેરે પ્રસન્ન છે ને ?

પરસ્પરનો ભેદ તુટ્યો. અને અર્જુન સુભદ્રાની પ્રેમગાંઠ મજબુત થઇ, પરંતુ પરતંત્રતાની બેડી તુટી નહોતી

## સાખી.

એક દિવસ હરિ પાસે ગુજારી, દુઃખ કર અરજી ભારી;
ભક્તવત્સલ કરી ગુપ્ત વાતને, સીધાવ્યા મુરારી.

પ્રસંગવશાત્ અર્જુને એકાંતમાં પ્રભુને પોતાની દુઃખી હાલત જણાવી. પ્રભુએ કહ્યું કાલે પર્વણી છે માટે સુભદ્રા સહ સ્નાનાર્થે જવાને રથ મંગાવજો અને સમય સાધી છ પાંચ ગણી જજો, ગાંધર્વ લગ્ન કરી હેજો પછી સૌ થઇ રહેશે.

## आर्या.

અનહદ યદવ મંડળ, બળ બલરામતણું અતિ ભારી;
નાથ કપટ કરીને, રખે કરાવો જગ હાંસી મ્હારી.

શ્રીકૃષ્ણચંદ્ર બોલી ઉઠયા. પાર્થ ધીરજ ધર, નિડરથા બલરામ અને યાદવો તને શું કરી શકનાર છે ? જગત્ના લોકોની દૃષ્ટિ એ મારામાં જે કપટ, અને પ્રપંચ દેખાય છે તે કેવળ મારા ભકતોને માટેજ છે. કહી પ્રભુ સ્વસ્થાને ગયા.

## લાવણી ચલતી.

ભક્તહિત કારજ કરવાને, હરિ થયા સાવધાન ( ૨ )
સાધન કન્યાદાન તણું ને, રથ પણ તેહ સમાન.

વિશ્વાસુ, ભકતોને, માટે શ્રીહરિ શું નથી કરતા ? સર્વ કરી શકે છે.

## કવિત.

ગિરિકો ઉઠાય, બ્રજ ગોપકો બચાયલીનો,
અગ્નિતેં ઉગારે, પાંડુ બાલક માંઝારાકો;
ગજકો અરજ સુન, ગ્રાહસેં છોડાયો શીઘ્ર;
રાખ્યો વ્રત નેમ ધર્મ પાંડવકી નારીકો.

રાખ્યો ગજ ઘંટા તલે, બાલક વિહંગમકો,
રાખ્યો પ્રણ ભારતમેં, ભિષ્મ બ્રહ્મચારિકો;
ત્રિવિધ તાપહારી, નિજ સંતન સુખકારી હૈ;
મોહી તો ભરોંસો એક સાંવરે બિહારીકો.

**બલરામને આજ્ઞા થતાં બરાબર યોગીને માટે રથ મંગાવી તેમની મરજી પ્રમાણે બંદોબસ્ત કરી આપ્યો.**

## आर्या.

બલરામને સમજાવી, સ્વામિ રથારૂઢ થયા જ્યારે;
સુભદ્રા સેવામાં રાખી, ઉરમાં અતિ હર્ષ ત્યારે.

શ્રીકૃષ્ણચંદ્ર તરફથી મોકલવામાં આવેલો હરણીઓ રથ જેમાં લગ્ન સમકયનું સર્વ સાહિત્ય તૈયાર હતું તેમાં બેશી અર્જુન સુભદ્રા સ્નાનાર્થે ચાલ્યાં.

## તુ–ચોપાઇ.

છે હરને ગમતુંરે કામ, પાળ્યું વચન સુંદરશ્યામ.
વિના પ્રેમ ન રાઝેરે નાથ, શ્રદ્ધા ભક્તિ, જાને એ જગ તાત.

શ્રીહરિને ગમતું કામ હતું એટલે ભક્તિને વશ થઇ પ્રભુએ પ્રતિકુલને પણ સાનુકુલ કરી નાખ્યું. અધુના અમારી ભક્તિ માત્ર નામની, દેખા દેખીની, અને ઇંદ્રિયારામ ભોગ ભોગવવાની છે.

નાચના કુદના તાળીયાં પીટના,
રાંડીયા ખેલકી ભક્તિ નાહીં;

ભક્તિ ભગવતકી બહોત બારીકહે.
શીર સોંપ્યા વિના ભક્તિ નાહીં.

અર્જુને રાજ સંપત્તિ તજી વનવાસ લીધો છે તે શા માટે? વર્ણાશ્રમ ધર્મ કે જે ભક્તિનું મૂળ છે તેને સાચવવાને માટે તે ન સાચવવાથી આજે હિંદમાં ભારે ઉત્પાત થઇ રહ્યો છે. વર્ણાશ્રમ નષ્ટ થવાથી વર્ણમાં સાંકરતા થઇ છે. અને સર્વ ભ્રષ્ટ થયા છે અને થતા જાય છે.

**દ્દષ્ટાંત**—મ્લેચ્છ લોકોના ગામમાં અધિકારી લોકો આવે તેમને પાણી પાવાને તથા મિષ્ટાન્ન બનાવી જમાડવાને બ્રાહ્મણ વિના ઘણી હરકત પડતી હતી. તેથી ભીક્ષાર્થે આવી ચડેલા એક મારવાડી બ્રાહ્મણને લાલચ આપી ગામના પટેલે રાખ્યો. એક ઘર થોડી જમીન અને એક મુસલમાનની સ્ત્રી વિધવા થયેલી હતી તેની સાથે લગ્ન કરાવી આપ્યું. બ્રાહ્મણે જાણ્યું ભીખ માગવી મટી અને વગી વગર પૈસે છોકરાવાળી સ્ત્રી મળી એટલે શ્રીમંતનો ખર્ચ પણ ઉગર્યો.

પછી સ્ત્રીનો પરિચય થવાથી તેણે બધી રીતભાત બદલી નાખી બે ત્રણ વર્ષમાં બીજો એક પુત્ર થયો. દશેક વર્ષ આ ગૃહસ્થાશ્રમ ચાલ્યું, સર્વ કોઇ તેમના હાથનું જમતા અને ગામમા ગોર ગોર એ નામથી તે ઓળખાતો.

વ્યાધિવશ થઇ બ્રાહ્મણે દેહ છોડયો. બાઇ પાછાં વિધવા થયાં પરંતુ ગોરાણી એ નામ કાયમ રહ્યું તથા આચાર વિચાર પણ તેવા રહ્યા. એક પ્રસંગે કોઇ સન્યાસી મહારાજ ભિક્ષાને માટે આવી

ચડયા, સ્ત્રીએ તેમને માટે ઉત્તમોત્તમ મિષ્ટાન્ન બનાવી જમવા બેસાડયા. સ્વામિજીએ અડધું ભોજન કર્યું ત્યારે સ્ત્રીએ કહ્યું મહારાજ મને જરા શંકા થઇ છે કહોતો પુછું ?

સ્વામિ કહે સુખ પૂર્વક પૂછો, વેદ, શાસ્ત્ર, પુરાણ અને ઉપનિષદોની વાતો મારીજી વ્હાગ્રે છે.

સ્ત્રીએ કહ્યું સ્વામિજી પહેલા ધરનો આ મારો છોકરો છે તેને સુન્નત કરાવી છે. હવે આ બીજા ધરનો છોકરો છે તેને સુન્નત કરાવવી કે જનોઇ દેવી.

સાંભળતાં બરાબર સ્વામિજીના હાથમાંનો ગ્રાસ પડી ગયો અને અશ્રુ વહેવા લાગ્યાં. તે બોલ્યા બાઈ તારૂં સમાધાન મારાથી થશે નહીં પરંતુ મારી શંકાનું સમાધાન કોણ કરશે ? કારણ મનેતે હવે કબરમાં દફન કરશે કે જળમાં પધરાવશે.

કૃષ્ણા રામા રામા રામારે, રામ રાયા રાધેબારે.

અધુના કર્મથી જાતી માનનાર, એક સ્ત્રીને અગિયાર પતિ કરાવનાર અને પુનર્લગ્નની હિમાયત કરનાર અનેક પુરૂષો છે, ધર્મનું નામ દઇ તેઓએ અધર્મનો ઝુંડો હસ્તગત કર્યો છે, પરંતુ ઇશ્વર કૃપાનો માર્ગ તો જુદોજ છે.

હીંદુપણું હીંદુમાંથી ચાલ્યું,
બુટ પાટલુન કોટે ઘર ઘાલ્યું;
સત્ય ધર્મ સ્હામું નવ ભાળ્યું,

આચાર્યોમાં મનનું મહાત્મ્ય.
આજ બિસ્કિટ ચારો ચલાવ્યોરે.
આજે કળીએ ફેર વરતાવ્યો.

સમય સાધી અર્જુન સુભદ્રાએ યુક્તિ કરી, સુભદ્રાએ પગમાંના ઝાંઝરને નાખી દીધું એટલે સારથી લેવાને નીચે ઉતર્યો કે તરત અર્જુને અશ્વમંત્રથી રથની ગતિ આકાશ માર્ગે કરી સામે કિનારે જઇ રથ ઉભો રાખ્યો.

## સાખી.

યોગી સુભદ્રા હરિ જાય છે, લૌકિક વાત સુનાઇ;
યાદવ શ્રીબળરામ કૃષ્ણસહ, કીધી ઝટ ચઢાઇ.

બીજી તરફ નારદજીએ આવી અર્જુન સુભદ્રાનું ગાંધર્વ લગ્ન કરાવી દીધું. સુભદ્રાને સર્વ અલંકાર મામા ( કૃષ્ણ ) તરફથી મોકલવામાં આવ્યા હતા તે પહેરાવી દીધા.

સુભદ્રાએ કહ્યું પ્રાણેશ ? હવે અત્રે ઉભાં રહેવામાં સુખ નથી કારણ બલરામજી યાદવ સૈન્ય લઇ આવશે અને તમને તથા મને કેદ કરી લઇ જશે માટે જેમ બને તેમ જલ્દી હસ્તિનાપુરમાં જવાની જરૂર છે.

અર્જુને કહ્યું સુંદરી નિર્ભય રહેજે એમ કરવામાં ક્ષત્રિય નામને કલંક લાગે છે, ક્ષત્રીના ધર્મ બહુ વિકટ છે.

शौर्यंतेजो धृतिर्दाक्ष्यं,
युद्धे चाप्य पलायनम् ।

**દાનમીશ્વર ભાવશ્ચ,**
**ક્ષાત્રં કર્મ સ્વભાવજમ્ ॥ ૨૧ ॥**

**અર્થ**:–બળવાન પુરૂષોને પણ પ્રહાર કરવાની પ્રવૃત્તિ, શત્રુઓથી પરાભવ ન પામવો, વિપત્તિમાં શરીર તથા ઇંદ્રિયોને વ્યાકુળ ન થવા દેવાં, અણધાર્યાં આવી પડેલાં કામોમાં પણ સાવધાનતાથી પ્રવૃત્તિ, શસ્ત્રોનો પ્રહાર થયા છતાં પણ રણમાંથી પાછું ન હઠવું, સંકોચથી રહિત થઇ બ્રાહ્મણાદિકને ધનાદિ પદાર્થ આપવા અને નઠારા માર્ગમાં ચાલનારા પ્રાણીઓને નિયમમાં રાખવાનું સામર્થ્ય એ સાત રજોગુણ પ્રધાન તથા સત્વગુણ ગૌણ એવા સંસ્કારથી થયેલાં ક્ષત્રિયનાં કર્મો છે.

યાદવ સૈન્ય સહ બલરામે આવી અર્જુન સામે વિક્રાળ દ્રષ્ટિ કરી કહ્યું ધિઃકાર છે તારા યોગને, જ્ઞાનને અને દેહને કે તેં આ નીચમાં નીચ કાર્ય તરફ દ્રષ્ટિ કરી છે, હવે તું ઉગરવાનો નથી.

**કટાવ.**

પછી ક્રોધે વધા બળરામ,
લ્યો ચક્રજ સુંદરશ્યામ;
કપટી કપટ જોગી થઇ આવ્યો,
પ્રપંચનો તેં વેષ ભજાવ્યો.
જરૂર જોગને દાગ લગાવ્યો,
સિંહ હાથમાં તું સપડાયો;
નહીં જીવનો જવા દઉં ધામ...લ્યો ચક્રજ.

બલરામે હળમુશળ ચાક ચડાવી મારવા તૈયારી કરી એટલે શ્રીકૃષ્ણ અર્જુન તરફ જઇ ઉભા અને સુદર્શન ચક્ર ચાક ચડાવ્યું બલરામ કહે કૃષ્ણ ! કૃષ્ણ ! આમ કેમ ? આ શું કરો છો ? શત્રુ પક્ષમાં કેમ ગયા ?

## आर्या.

પ્રથમ કહ્યું નવ માન્યું, વાંકો વાળ હવે નહિં થાય;
ભગિની પતિને હણતાં, અપકિર્તિ અતિ જગત વિષે થાય.

કૃષ્ણ વચન શ્રવણ કરતાંવત્ બલરામે હથીયાર છોડી દીધાં. હે કૃષ્ણ ! આ સર્વ ખટપટ તમારીજ છે, તમારો સ્વભાવજ છે કે "ધણીને કહેશે કે ધા, અને ચોરને કહેશે કે નાશ" વાહ ! સારી વિદ્યા શીખ્યા છો.

કૃષ્ણે કહ્યું મેં પ્રથમથીજ આપને ના કહ્યું હતું છતાં તમે માન્યું નહીં.

બળરામ કહે પણ એ છે કોણ ?

શ્રીકૃષ્ણ કહે આ પાંડવોમાં મુખ્ય ધનુર્ધર અર્જુન છે. બળરામ કહે ચાલો ઠીક છે. સુભદ્રા અયોગ્ય સ્થાને ગઈ નથી. વાહરે વાહ ! યોગીજી તમે પણ ઠીક યોગ મેળવ્યો.

યાદવ મંડળીએ આનંદસહ અર્જુન સુભદ્રાને દ્વારકાંમાં લઈ જઈ વિધિયુક્ત લગ્ન ક્રિયા કરી અનેક પ્રકારનાં દાન આપી વન-વાસની મુદત પૂર્ણ થયે અર્જુન સુભદ્રાને વિદાય કર્યાં.

# उपसंहार.

તે પરમાત્મા અમારે માટે શું નથી કરી શકતો? સર્વ કરી શકે છે. પરંતુ અમારી ભક્તિ શાસ્ત્ર સંમત હોવાની જરૂર છે, અધુના અમારી ભક્તિ કેવી છે?

## દ્વિહાર.

મુખમેં રામ બગલમેં છુરી,
ભક્ત ભયે પણ દાનત બુરી.



માલા ફેરત જનમ ગયા, ગયા ન મનકા ફેર;
કરકા મનકા મેલકે, મનકા મનકા ફેર.

માટે પ્રિય સજ્જનો વર્ણાશ્રમ ધર્મ પાળતાં શ્રીહરિનું ભજન પુજન કરતા રહો એટલે હરિ કૃપાને વિલંબજ નથી. ઉપરના ઠાઠ માત્રથી પ્રભુ દયા કરશે નંહીં. ભક્તિ કષ્ટ સાધ્ય છે. તેને માટે કીર્તનપ્રારંભે કહ્યું છે કે—

ભક્તિ ખાંડા કેરી ધાર, જરૂર સંભાળજોરે.

## आरती.

हेचीदानदेगादेवा ।
जयदेव जयदेव जय पांडुरंगा ॥



कायेनवाचा ॥

त्वमेवमाता ॥

अच्युतं केशवं ॥

॥ પુંડલીક વરદા, જાનકી જીવન સ્મરણું, નમઃ પાર્વતિપતયે ॥

सर्वेभ्यो देवेभ्यो नमो नमः ॥

श्रीसद्गुरु देवकीजय.

साष्टांग प्रणाम्.

श्रीब्रह्मार्पणमस्तु.

समाप्त.



॥ श्रीराधाकृष्णाभ्यांनमः ॥

# श्रीउपनंदाख्यानम्.

## पूर्वरंग निरुपण.



॥ श्रीमन्महागणाधिपतयेनमः ॥

॥ श्रीगुरु चरणार्विंदाभ्यांनमः ॥

इत्यादि नमनं ॥

### ભજન ધુન.

રાધા કૃષ્ણ ભજ કુંજબિહારી,

મોરલીધર ગોવરધનધારી.

॥ સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતીપતયે ॥

### धनाश्री पद.

રામ કૃષ્ણ હરિ, જય જય રામ કૃષ્ણ હરિ.

### ध्रुवपद.

॥ પુંડરિક વરદા, સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતિપતયે ॥

## ૫૬.

### રાગ ઝિંઝોટિ. દાદરો.

મારનાર કરતાં છે તારનાર મોટો;
હાય હવે થાય શું ? એ મૂર્ખ ખ્યાલ ખોટો......મારનાર.
સકટ વિકટ વાટ પડ્યો, સપડાયો સંકટમાં;
ડરશો છે ખાંધ દે લઇ કસી કછોટો......મારનાર.
"બૂડી કહે મૂડી" દીવાનો થઈ કાં ફરે;
એમજ દુનિયામાં લાગ્યો છે નફો ટોટો......મારનાર.
નરસિંહની નિષ્ઠા ને દ્રઢતા સુદામાની;
જોઇ લે સૅંટ પોલે કેવી સહી ચોટો......મારનાર.
હરિશ્ચંદ્ર નળ જો જો, લ્યુથર ને પારકર
તેમનાં તે દ્રષ્ટાંતો પ્રૉમીસરી નૉટો......મારનાર.
**"यतो धर्मस्ततो जय"** મહા વાક્ય સંતોનાં;
હૃદયંગમ કરિ અધર્મ અરિ શિર હણ સોટો......મારનાર.

॥ સીતાકાંત સ્મરણ, નમઃ પાર્વતિપતયે ॥

આદૌ કીર્તનારંભ સમયે સત્પુરૂષ સાધકવર્ગ પ્રતિ હિતોપદેશ કરે છે હે. ભાઇ ! આ અસાર સંસારના ત્રિવિધ તાપો તથા બીજી આવી પડતી અનેક ઉપાધીઓથી ત્રાસ પામી, હાય હવે શું થશે એવો ખોટો ખ્યાલ શા માટે વ્હોરી લે છે ? શા માટે મુંઝાય છે ? અને હજુએ મહાન ઉપાધીઓને તાબે શા માટે થાય છે?

એવા નકામા વિચારોમાં તેં ઘણો વખત ગુમાવ્યો છે, છતાં હજુ પણ સ્ત્રી, ધન, પુત્ર, યૌવન અને ઝાંઝવાના જળ જેવા મિથ્યા, નિરાશાની પ્રાપ્તિ કરાવનાર વૈભવોમાં શા માટે મસ્ત થઇ રહ્યો છે ?

ખાન પાનમેં ફુલ રહેહો,
માન ગુમાનમેં ઝૂલ રહેહો;
પરનિંદા મશગૂલ રહેહો,
હરિ નામ ક્યોં ભૂલ રહેહો.

* * * *

હરિ કૃપાસેં હુવે ધનિ ધામી,
હરિ કૃપાસેં હુવે બડે નામી;
સબ સુખદાતા જો હરિ સ્વામી,
ઉનકો ભુલે સો નિમકહરામી.

સર્વ સુખદાતા શ્રી હરિને વિસારી દેતાં તને લજ્જા નથી આવતી ? વિકટ દુઃખના સમયે કે મરણ પથારીએ જ્યારે વૈદ્ય લોકો નાડી ઝાલી માથું હલાવશે ત્યારે તારે તેનું સ્મરણ કર્યા વિના છુટકોજ નથી અને તેજ દયા કરશે, તથા તેં જે ધર્મ કૃત્ય કર્યા હશે તેજ તને મુકત કરશે.

**मृतं शरीरमुत्सृज्यं काष्ट लोष्ट समं क्षितौ ।**
**विमुखा बान्धवा यान्ति धर्मस्तमनु गच्छति ॥ १ ॥**

**॥ मनुस्मृति ॥**

**અર્થ**:—માણુસ મરી ગયું કે તેના લાકડાં અને માટીના જેવા અચેતન થઇ પડેલા ખોળીયાને તેનાં સગાં વહાલાં પૃથ્વી ઉપર નાખી દઇને ( બાળીને ) અવળે મ્હોડે ઘેર આવે છે. પરંતુ કોઇ પણ તેની ( જીવની ) સાથે જતું નથી, માત્ર એક ધર્મજ તેની સાથે જાય છે.

**धर्म एवहतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हन्तव्यो मानो धर्मो हतोऽवधीत् ॥ २ ॥**
**॥ मनुस्मृति ॥**

**અર્થ**:—ધર્મજ જો ડુબ્યો તો તે સર્વને ડુબાડે છે, અને તેનું જો રક્ષણ થયું તો તે સૌની રક્ષા કરે છે. તે માટે ધર્મનો નાશ કરવો નહીં, ધર્મના ડુબવાથી આપણા બધાનો નાશ ન થાય, તેની સંભાળ રાખવી.

આપ કહેશો કે ધર્મ અધર્મ એ ધતિંગ છે, કારણ અધર્માચરણ કરનારાઓ સુખી દેખાય છે અને ધર્મ માર્ગમાં ગમન કરનારાઓ વિપત્તિને વશ થાય છે. “ ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ ”

પ્રિય સજ્જનો ! જ્ઞાન દ્રષ્ટિએ ઉંડા ઉતરીને આપે તપાસ કરી નથી અને જો આપ તપાસ કરશો તો એવાં અનેક અધર્મીઓ એક વાર ઘણે ઉંચે ચડીને દુનિયાની દ્રષ્ટિ આગળજ છેક નીચામાં નીચી સ્થિતિને પ્રાપ્ત થયા છે.

ना धर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरा वर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ ३ ॥

॥ मनुस्मृति ॥

**અર્થ**:–જેમ પૃથ્વીમાં બીજ વાવ્યું કે તરત તેમાંથી ફળ નીપજતું નથી, પરંતુ તેનો સમય થાય છે ત્યારે ફળ થાય છે; તેમ જગતમાં કરેલા અધર્મનું ફળ પણ તરતજ મળતું નથી પરંતુ ધીમે ધીમે વધીને આખરે અધર્મથી ચાલનારા માણસને મૂળમાંથી ઉખેડી નાખે છે, માટે પરિણામે ધર્મ છે ત્યાંજ જય છે.

## आर्या.

સર્વેંદ્રિય સક્ત તનુ મતિ અતિ નિર્મળ,
જરા જરા નાવે;
ત્યાં સુધી ધર્મ ધરો, બેસો ભાવે,
સુભક્તિના નાવે.

ઇંદ્રિયો સારી છે, બુદ્ધિ નિર્મળ છે, અને વૃદ્ધાએ શરીરને શિથિલ કર્યું નથી, ત્યાંસુધીમાં બને તેટલાં ધર્મ કૃત્ય કરી લ્યો. અને ભાવપૂર્વક ભક્તિ નાવમાં બેસી જાઓ. નહીં તો આ દૃષ્ટિગોચર થતા વૈભવો મુકીને જતાં પસ્તાવો થશે.

वित्तानि भूमौ पशवश्च गोष्ठे ।
भार्यागृह द्वार जनस्मशाने ॥
देहश्चितायां परलोक मार्गे ।
कर्मानुगो गच्छति जीव एकः ॥ ४ ॥

**અર્થ**:–ધન જમીનમાંજ રહેશે, ગાય, બળદ, ભેંસ, હાથી, ઘોડા વિગેરે કોડમાંજ બાંધ્યાં રહેશે, સ્ત્રી ઘરના આંગણા સુધીજ આવશે, બીજા ઇષ્ટ મિત્ર સ્મશાન સુધી આવશે, અને દેહ ચિતામાંજ રહેશે, પરંતુ પરલોકમાં તારી ( જીવની ) સાથે તારાં સદ્ કે અસદ્ કર્મજ આવશે.

**विद्यामित्रं प्रवासेषु, भार्या मित्रं गृहेषुच ।**
**व्याधि तस्यौषधं मित्रं, धर्मो मित्र मृतस्यच ॥ ૯ ॥**

**અર્થ**:–પ્રવાસમાં વિદ્યા એ મત્ર સમાન છે, ગૃહને વિષે સ્ત્રી એ મિત્ર છે વ્યાધિવશ થયેલાને ઔષધ મિત્ર રૂપ છે અને મરણ સમયે ધર્મ એ મિત્ર છે.

સંસારનાં સંબંધીઓ દુઃખ આપનાર છે, અને જે તારનાર છે તે સર્વથી મોટો છે. ભક્તરાજ નૃસિંહ, સુદામા, હરિશ્ચંદ્ર નળ અને યુરોપમાં થયેલા સાધુ પુરૂષો સંત પોલ, લ્યુથર અને પારકર પ્રભુ ઉપરનો એમનો દૃઢ વિશ્વાસ તથા અગાધ સંકષ્ટોમાં ધર્મને રાખવાનાં દ્રષ્ટાંતો પ્રૉમીસરી નોટથી પણ કિમતી છે.

## દોહાર.

જીવન જોબન રાજ ધન,
અવિચલ રહે ન કોય;
જો ઘડી જાય સતસંગમેં,
જીવનકા ફલ સોય,
સીયાવર રામચંદ્રકી જે–રાજા રામચંદ્રકી જે.

चेतोहरा युवतयः सुहृदोऽनुकुलाः ।
सद्‌बांधवाः प्रणय नम्र गिरश्च भृत्या ॥
गर्जंति दंति निवहास्तरला स्तुरंगा ।
संमीलने नयनयो नहि किंचिदस्ति ॥ ६ ॥

॥ महाभारते ॥

**અર્થ**:—ચિત્તને રાજી કરનારી સ્ત્રીઓ, મરજી પ્રમાણે ચાલનારા મિત્રો, સદ્‌ગુણી સંબંધીઓ, વિવેક અને નમ્રતાવાળા ચાકરો, મોટા દાંતવાળા ગર્જના કરનાર હાથીઓ, તથા સારી ચાલના ઘોડાઓથી ઉપલક્ષિત મોટી રાજ્ય લક્ષ્મી હોય તોપણ જરાક આંખો મીંચાય એટલે કંઈ દેખાતું નથી તો પછી ખરેખરી આંખો મીંચાઈ ગઈ એટલે મરણ પામ્યા પછી તે સર્વ શા કામમાં આવશે ?

## લાવણી ચલતી.

સત્સંગત કરી ધર્મ ધરી, થા વિશ્વંભરનો દાસ; ( ૨ )
કરે કૃપા એ જગનો સ્વામિ, નથી દુર તુજ પાસ.

सत्संगश्च विवेकश्च ।
निश्चलं नयन द्वयम् ॥
यस्यनास्ति नरः सोन्धः ।
कथं न स्याद मार्गगः ॥ ७ ॥

॥ महाभारते ॥

**અર્થ**:-સત્સંગ અને વિવેક રૂપી નેત્ર જેને નથી, તે આંધળો છે અને તે ભ્રમે તે કુમાર્ગમાં પ્રવૃત થાય છે.

વિવેક વિના ભક્તિ નથી, ભક્તિ વિના વૈરાગ નથી, અને વૈરાગ વિના જ્ઞાન નથી તથા જ્ઞાન વિના મુક્તિ-પ્રભુ કૃપા નથી એ નિર્વિવાદ છે.

## તુ. ચોપાઇ.

**बिनु सत्संग बिवेक न होइ ।**
**राम कृपा बिनु सुलभ न सोइ ॥**

સત્સંગ વિના વિવેક આવતો નથી, અને શ્રીરામ કૃપા વિના સત્સંગ પ્રાપ્ત થતો નથી. તથા શ્રીરામ કૃપા તે પ્રભુના ઉપર શુદ્ધ ભક્તિ, અને ગુણગાન કરી દિવાના બન્યા શિવાય પ્રાપ્ત થતી નથી. અર્થાત્ એ સર્વ સાધનો પરસ્પર ઓતપ્રોત્ એક બીજાથી ઘાડો સંબંધ રાખનારાં છે.

### પદ.

વારૂ મારા વીરારે સંગ ન કરીએ,
નાચનો હોજી;
નીચની સંગે નીચપણું તો થાય;
નીચપણું તો નિશ્ચે નરક લઇ જાય......વારૂ૦

દુર્જન-નીચની સંગતથી અવશ્ય નીચપણાનીજ પ્રાપ્તિ થાય છે.

## आर्या.

मृग मीन सज्जनानां-
त्रणजल संतोष विहित वृत्तीनाम् ।
लुब्धक धीवर पिशुना-
निष्कारणं वैरिणौ जगति ॥ ८ ॥

**અર્થ**:—હરણ, મત્સ્ય, અને સુજન જેઓ અનુક્રમે ખડ, જલ, અને સંતોષથી વિહિત વૃત્તિ ચલાવનારાં છે, તેઓના વ્યાધ, મચ્છીમાર અને દુર્જન એ આ જગતમાં નિષ્કારણ વૈરીઓ છે. અર્થાત્ દુર્જન—નીચ દુઃખ આપનારજ છે.

### પદ.

સત્સંગે સુખ થશે, સમજ મંન સત્સંગે સુખ થશે;
ખોટું જળ ગંગામાં ન્નતાં, ગંગા જેવું થશે. સમજ.

### દોહાર.

એક ઘડી આધી ઘડી, આધીમેં પુની આધ;
તુલસી સંગત સંતકી, કટે કોટી અપરાધ.
સીયાવર રામચંદ્રકી જે. ( ૨ )

## आर्या.

किं मधुना किं विधुना ।
किं सुधया किंच वसुधयाऽखिलया ॥

**यदि हृदय हारिचरितः ।**
**पुरुषः पुनरेति नयनयोरनयम् ॥ ९ ॥**

**અર્થ**:—જો ચિત્તનું હરણુ કરનારા ચરિતવાળો પુરૂષ કોઈ મનુષ્યના ચક્ષુના સ્થાનને પામે છે, તો પછી મધથી શું? ચંદ્રથી શું? અમૃતથી શું? અને સમગ્ર પૃથ્વીથી પણુ શું? અર્થાત્ સમજુના સમાગમમાં જે મધુરપણું, નિરામયપણું, તથા આનંદ રહ્યાં છે, તે મધ, ચંદ્ર, અમૃત અને પૃથ્વીના રાજ્ય વૈભવમાં પણુ રહેલાં નથી.

**દ્રષ્ટાંત**—અધુના સર્વ જ્ઞાતિઓમાં સુધારાનો પવન ચાલ્યો છે, ત્યારે નીચેની એક જાહેર ખબર, ગુજરાતી, ટાઇમ્સ ઓફ ઇંડીઆ, સાંજ વર્ત્તમાન, મુંબઇ સમાચાર, અને સયાજીવિજય, વિગેરે પત્રોમાં પ્રગટ થઈ.

"સને ૧૯૧૩ તા. ૬ જુનને રોજ દીલ્હી પાસે પાણીપતના મેદાનમાં જ્ઞાતિ સુધારાને માટે પિપીલિકા કોન્ફરન્સ તા. ૬—૭ અને ૮ ત્રણુ દિવસ ભરાશે માટે સર્વને પધારવા વિનંતી છે." દેશાંતરેથી ખાસ સ્પેસિયલ ટ્રેનો મારફતે અસંખ્ય જેન્ટલમેન કીડીબાઇઓનું આવાગમન થયું. સભાને દિવસે મહા મંડપ કીડીઓથી ખીચોખીચ ભરાઇ ગયો હતો. દરેકે પોતાના દરજ્જા અને સ્થિતિ પ્રમાણે ખુરશીની બેઠક લીધી હતી. વોલંટીયરોએ બંદોબસ્ત રાખવામાં પહેલો નંબર રાખ્યો હતો, એક વૃદ્ધ પેન્સનરએ આઇ. શી. સ. થયેલાં કીડી-

બાઇને સર્વાનુમતે પ્રમુખ સ્થાન આપવામાં આવ્યું હતું. પ્રમુખે પ્રમુખસ્થાન લેતાં બરાબર તાળીઓના ગડગડાટ અને હિપ હિપ હિપ, હુરરેના અવાજ સાથે વધાવી લઇ તેમને હાર ફુલથી ઢાંકી દેવામાં આવ્યા બાદ એક જાહેરાત વહેંચવામાં આવી.

“ આપણી કોમમાં પાશ્ચિમાત્ય લોકો જેવી કોઇએ નવી શોધ પ્રાપ્ત કરી હોય તો જાહેર કરો. ”

ઝટ એક લક્ષપતિ ગૃહસ્થ કીડીબાઇ ઉઠયાં અને કહ્યું, પશ્ચીમના લોકો જ્યારે મંગળનો પુરો પત્તો મેળવી શકયા નથી, ત્યારે હું અલ્પ પ્રયાસથી ચંદ્રને ચુંબન કરી આવી છું.

આ સાંભળી પ્રેક્ષક મંડળીમાં એકદમ હુસાહુસ થઇ રહી. એક ગૃહસ્થે કહ્યું આવાં ટાયલાં કરીને આ કિમતી વખતને ગુમાવવાનો નથી, અમે જાણીએ છીએ કે शशी:द्विलक्षौ ચંદ્ર પૃથ્વીથી બે લાખ ગાઉ દુર છે.

પ્રમુખ સાહેબે કહ્યું, કહો તમે શી રીતે ચંદ્રને ચુંબન કર્યું છે?

કીડીબાઇ બોલ્યાં, હું બગીચામાં મોગરાનાં ખીલેલાં પુષ્પ ઉપર ફરતી હતી તે સમયે બ્રાહ્મણે આવી તે પુષ્પને ચુંટી લઇ શ્રી શંકરના ઉપર ચડાવ્યું. ત્યાંથી ધીમે ધીમે ઉતરતાં શિવના લલાટમાં અર્ધચંદ્ર હતો તેને મેં ચુંબન કર્યું. તરત સભાજન પ્રસન્ન થયા અને કીડીબાઇને તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવ્યાં અને સર્વે એકે અવાજે બોલ્યાં કે—

**असज्जनः सज्जन संगि संगात् ।**
**करोति दुसाध्य मपिह साध्यम् ॥**
**पुष्पाश्रया शंभु शीरोधि रुढा ।**
**पिपीलिका चुंबति चंद्र बिंबम् ॥**

**અર્થ**:—દુર્જન પુરૂષ પણ સજ્જનની સંગતથી અસાધ્ય કાર્યને સાધી શકે છે, એક નિર્બળ કીડી પુષ્પના આશ્રયથી શિવમસ્તકારૂઢ થઇ ચંદ્રને ચુંબન કરવાને શકિતવાન થઇ.

॥ સીતાકાંત સ્મરણું　નમ: પાર્વતીપતયે ॥

**॥ सत्संगाश्च विवेकाच्च लभते ज्ञानमुत्तमम् ॥**

સત્સંગ અને વિવેકથી ઉત્તમ પ્રકારનું જ્ઞાન મેળવી શકાય છે અને મનુષ્ય જ્યારે જ્ઞાન ભૂમિકામાં પ્રવેશ કરે છે ત્યારે—

**आत्मवत्सर्व भूतेषु ॥**

પોતાના આત્મા સમાન સર્વ ભૂતને જુવે છે, સમજે છે જ્યારે અજ્ઞાની પુરૂષો

"હા હવે શું થાશે! એ મુર્ખ ખ્યાલ ખોટો"

એ વાક્યનો જાપ કરી જીવન દુ:ખમાં ગુમાવે છે. પરંતુ દયાળુ પ્રભુનાઉપર વિશ્વાસરાખનારનો કોઇવાંકોવાળ પણ કરીશકતું નથી.

**वात्सल्यादभयप्रदानसमया-**
**दार्त्तार्ति निर्व्वापणा ।**

दौदार्य्यादघ शोषणा वगणित,
श्रेयः पद प्रापणात् ॥
सेव्यः श्रीपतिरेकएव जगता-
मेतेऽभवन्साक्षिणः ।
प्रह्लादश्च विभीषणश्चकरिराट,
पांचाल्यहल्या ध्रूवः ॥ ११ ॥

**અર્થ**:—વાત્સલ્ય, અભયદાનનો સમય પીડિતની પીડાનો નાશ ઘણી ઉદારતા, પાપનો નાશ અને અગણિત શુભ પદની પ્રાપ્તિ એવા છ શુભ ગુણો તે શ્રી નારાયણ છે, તેથી જગતમાંથી હરિ એકજ સેવવા યોગ્ય છે. તત્સંબંધી પ્રહ્લાદ, વિભીષણ, ગજેંદ્ર ( હાથી ) દ્રૌપદી, ગૌતમની સ્ત્રી અહલ્યા અને ધ્રુવ એ છ સાક્ષી છે.

માટે નિર્ભય થા અને હા! હવે મારૂં શું થશે? એ વચનોને ત્યજી દે કારણ "મારનાર કરતાં છે. તારનાર મ્હોટો" એ વિષય માટે કવિ વ્યાખ્યાન નિરૂપણ કરે છે.

॥ સીતાકાંત સ્મરણં, નમઃ પાર્વતી પતયે ॥



# उपनंद चरित्र.

## आर्या.

ગોકુળમાં ગિરધારી, ભાળી વ્રજનારી સૌ સુખીઆરી;
ગોપ એક ઉપનંદે, નિજ અબળાને વશ કરવા ધારી.

કંસના ભયથી વસુદેવજી શ્રી કૃષ્ણચંદ્રને ગોકુલમાં નંદરાયને ત્યાં મુકી આવ્યા હતા, જેથી ગોકુલમાં અનેક તરેહના આનંદનો પવન પ્રસરી રહ્યો હતો. શ્રી કૃષ્ણચંદ્ર છ સાત આઠ વર્ષની બાલ્યાવસ્થામાં અનેક અદ્‌ભુત લીલાઓ કરી ગોપ ગોપીઓનાં મનને ચકિત કરતા હતા.

શ્રીકૃષ્ણની અદ્‌ભુત લીલાઓથી ગોપીઓ કૃષ્ણ પ્રેમમાં દિવાની થઇ તેમની પુંઠળ દોડતી હતી. એક કવિએ પ્રેમઘેલી ગોપીઓના પ્રેમનું વર્ણન કર્યું છે.

### પદ.

ઘેલાં અમે ભલે થયાં રે, બાઇ મારે ઘેલામાં ગુણ લાધ્યું,
આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભુલાં પડયાં: ત્યારે, મારગ મળીયા માધુ...ઘેલાં.
ઘેલાંની વાતો ઘેલાં જાણે, દુર્જનીયાં શું જાણે; ?
જે રસ છે દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે...ઘેલાં.

કેટલીક સ્ત્રીઓએ શ્રી કૃષ્ણનાં દર્શન તથા પુજન કર્યા પછીથી અન્ન જળ લેવાના સંકલ્પો કર્યા હતા.

નંદના અષ્ટ સખામાંનો એક કે જેને ઉપનંદ એ નામથી ઓળખવામાં આવતો હતો, તેની સ્ત્રી બીજી સ્ત્રીયો કરતાં કૃષ્ણ ભકિતમાં વધારે શ્રદ્ધાવાળી હતી અને ઉપનંદ શ્રી કૃષ્ણ ઉપર દ્વેષ રાખી અહર્નિશ કૃષ્ણ નિંધામાંજ રત હતો.

## હીંડી.

ઉપનંદ ફસ્યો ફંદમાં અનાડી,
રાખે કૃષ્ણ પર કપટ દ્વેષ ભારી;
ધર્મ ધારનાર ગૃહિણી રૂપાળી,
કૃષ્ણ કૃષ્ણ સદા જાપ જપે નારી.

દુર્જન મંડળી સાથે મળી ઉપનંદ કૃષ્ણ સ્મરણ કરનારાઓને અટકાવવા પ્રયત્ન કરતો હતો અને પોતાની સ્ત્રીને માટે તો તેણે ખાસ અટકાવ કર્યો હતો.

## સાખી.

નિજ અબળાને દે અટકાવી, મારી અતિશય માર;
કુટિલ કૃષ્ણની સંગત તજ દે, નહીં તો મારીશ ઠાર.

ઉપનંદ જ્યારે કૃષ્ણ ભકિતમાંથી અટકાવવાને સ્ત્રીને ક્રોધપૂર્વક પ્રયત્ન કરતો ત્યારે દુઃખીઆરી બિચારી સ્ત્રી તેના સન્મુખ કંઇ પણ ઉત્તર આપી શકિત નહોતી. તદપિ તેનું ચિત્ત શ્રી કૃષ્ણ ચર્ણાર્વિં-દમાંજ રહેતું હતું.

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ॥
येषामिंदिवरस्यामो हृदयस्थोजनार्दनः ॥ १२ ॥

**અર્થ**:-લાભ, જય અને સઘળી શાંતિ ત્યાંજ છે, જેના હૃદયમાં જનાર્દન ભગવાન રાત દિવસ નિવાસ કરે છે.

પતિના તરફથી મળતા અગાધ દુઃખને સહન કરતાં સ્ત્રી શાંતિ-પૂર્વક પ્રભુ સ્તવન, પુજન અરચન કરી પતિ શેવા કરતી હતી. હોળીના દિવસોમાં સ્ત્રી એક દિવસ ગૃહકાર્ય કરી રહ્યા બાદ શ્રી કૃષ્ણને માટે કેસુડીનો રંગ અબીલ અને ગુલાલ તૈયાર કરતી હતી. એટલામાં ત્યાં અચાનક ઉપનંદની સ્વારી આવી પડી, તેણે સ્ત્રીને પુછ્યું આ શું કરે છે?

## आर्या.

અબિલ, ગુલાલ અને આ કેશુ રંગે કેશવને રંગી;
રહિએ સદાય સુખમાં, સ્વામિ એ છે સાચાનો સંગી.

શ્રી કૃષ્ણ પ્રતિ પોતાની સ્ત્રીનો પ્રેમ જાણીને ઉપનંદ ક્રોધથી બોલી ઉઠયો. હા! હત્ ભાગિણી? હું તને કેટલીવાર સમજાવું? શું હજુ પણ તું કૃષ્ણને તથા તેના નામને નહી છોડે?

## અભંગ.

કામિની કૃષ્ણ તજી દે કહું છું, જો ચાહે સુખ માન;
નહીં તો નિશ્ચય નારી તારા, જાશે આમાં પ્રાણ.

થર થર કંપતી અબળા બોલી, નાથ વિધિએ આપને હાથે મારૂં મરણ નિરમ્યું હશે તો તેમ થશે એમાં મારે હર્ષ કે શોક કરવાનું કંઇજ કારણ નથી.

પદ.

નથી મિન મેખ કંઇ થાવું રે,
જરૂર જીવને જાવું;
જે જનમ્યું તે તો જાશે, કોઇ માસે ને છ માસે;
અવિનાશ ધાર્યું થાશેરે, આમ નહિં અકળાવું...નથી.
ખોટી બાજી આએ ખલકની, પતિત નાવે પાવ પલકની;
અકળ ગતિ ન કળાય, અલકની.
ચિત્ત ચત્રુભુજ લ્હાવું રે........જરૂર૦
આ સંસાર અસારજ સ્વપ્નું,
નથી જગતમાં કોઇજ અપનું;
પ્રભુ નામ સંગાથે ખપનું,
ગીત ગોવિંદનાં ગાઉં રે........જરૂર૦

સ્વામિનાથ સુખ દુઃખ અને જન્મ મરણ એ કોઇના હાથમાં નથી, એ વસ્તુઓ ઇશ્વરે પોતાના હાથમાંજ રાખી છે. માટે હું તને મારી નાખીશ એવા શબ્દો તજી આવો તમે પણ શ્રી કૃષ્ણના દાસ બની તે પરમાનંદ રસનું પાન કરી અમર થઇ જાઓ.

रंकं करोति राजानं, राजानं रंक मेवच ।
धनिनं निर्धनं चैव, निर्धनं धनिनं विधिः ॥ १३ ॥

**અર્થ:**–વિધિની ગતિ એવી વિચિત્ર છે કે તે રંકને રાજા, રાજાને રંક, ધનવાનને નિર્ધન અને નિર્ધનને ધનવાન સહજમાં કરી નાખે છે. નાથ હવે આ પ્રભુને અર્પણ કરેલું મન આપની આજ્ઞા શી રીતે પાળી શકે ?

પદ.

ગયું રે મારૂં મન તો હરિની સાથે;
ઘેલીરે થઇ છું હું તો બધી વાતે ...ગયું રે.
અરે મન છે તો નહીં દશ વીશ;
તે તો ચોરી લઇ ગયો જગદીશ.....ગયું રે૦

ઉપનંદથી સ્ત્રીનું બોલવું સહન ન થયું તે વચમાંજ બોલી ઉઠયો. બસ કર! ચુપ થા! કુલટા! તારો નિશ્ચય કેવો છે તે હું જોઉં છું. આજે હોળી પુજન થયા પછીથીજ હું તને છુટી કરીશ ત્યાં સુધી આ ઘરમાંજ તને કેદ કરૂં છું, અને જોઉં છું કે તારો ટેક તું કેમ સાચવે છે ?

સ્ત્રીએ કહ્યું સ્વામિનાથ! મારા ઉપર ક્રોધ ન કરો અને ગોવિંદના ગુણ ગાઇ ભવસાગર તરી જાઓ. માનો! શા માટે ક્લેશ કરો છો ? અને પ્રભુના ગુનેહગાર થાઓછો ?

**पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।**
**एतत्सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥ १४ ॥**

**અર્થઃ**—ધન, મિત્ર, સ્ત્રી અને પૃથ્વી એ સર્વ ફરીને મળશે, પરંતુ શરીર ( નર જન્મ ) ફરી ફરીને મળનાર નથી.

ફરી ફરી જનમ ધરવો પડે ને મરણ થાય ફરી ફરી,
ફરી ફરી જનેતાના જઠરમાં, શયન કરવું હે હરિ;
દુસ્તાર પારાવાર. આ સંસાર સાગર માંહીથી,
લાવી દયા અંતર વિષે, ઉદ્ધાર કરજો આંહીથી.

નાથ! અહંભાવના તજી મારા વ્હાલાનું સ્મરણ કરો કે જેની દયાથી આ અગાધ ભવસાગર તરી જવાને વિઘ્ન નડે નહી. ક્રોધથી ઉન્મત્ત થયેલા ઉપનંદે દાંત પીશી, રક્ત નેત્ર કરી કહ્યું, ઠીક છે! ઠીક છે! જોઉં છું ત્હારો વ્હાલો તને કેટલી મદદ કરે છે. આટલું બોલતાં બોલતાં ઝટ દ્વાર બંધ કરી ઉપરથી સાંકળ મારી એક ડાંગ લઈ બારણા પાસે બેઠો અને બોલ્યો. જો તારો કૃષ્ણ આ તરફ આવે તો એની ખોડજ ભુલાવી દઉં. ઉપનંદના વિચારોથી પ્રભુના વિચારો અત્યારે કંઈ જુદાજ હતા.

આશા નિરાશા વાદળીના, રંગ શા બદલાય છે,
મનસુબાના મહેલ બાંધી આખી, ફોગટ ફુલાય છે;
અનુભવ નોનો તે થયો, શું જાણીએ શું થાય છે,
ખોટા ખલકનો ખેલ સાચો, ભ્રાંતિમાં જણાય છે.

ઉપનંદ આશાના તરંગોમાં ડુબકાં ખાતો હતો, ત્યારે ઘરમાં કેદ થયેલી કાન્તાએ જાણ્યું હવે મારો પતિ મને છોડશે નહીં,

મારી બીજી સાહેલીઓ શ્રીહરિ સાથે રમી જમીને આનંદ કરશે, અને મારે આ કષ્ટ સહન કરવાનુંજ રહ્યું. ત્યારે શું મારો માનસિક સંકલ્પ હતો કે પાંચ વર્ષ સુધી પ્રત્યેક હોળીએ શ્રીકૃષ્ણ પુજન કરીનેજ અન્ન જળ લેવું તેનો ભંગ થશે ?

કદીજ નહીં ? ટેક જશે તો દેહ તજીશ, માટે પ્રભુ કૃપા કરી મને જલ્દી દર્શન દ્યો અને મારૂં વ્રત રાખો નહીં તો હું ફાંસો ખાઈ આપને જીવ અર્પણ કરૂં છું. આમ કહી સ્ત્રીએ દોરનો ફાંસો નાખી મરવાનો નિશ્ચય કર્યો. અને અશ્રુપાત કરતાં શ્રીહરિની પ્રાર્થના કરવા લાગી.

## બનજારા.

હું દુર્બળ દાસી તમારી, મારી વ્હારે ચડો ગિરધારી:
મન લાગ્યું મોહન તમ સાથે, મને બંધન કીધી નાથે:
પ્રાણુ જોશો નહીં પરભાતે, કરી દુઃખીયારી બધી વાતે,
મને માધવજી શું વિસારી..................મારી૦
આ અરજી ઉરમાં લેજો, દયા કરીને દર્શન દેજો,
સામળીયા સંગે રહેજો, હાણુ પ્રાણુની નાથ થશે જો:
એમ રડતી રખડતી નારી..................મારી૦

પ્રભુ, કૃપાળુ, મદનમોહન, આપનાથી કોઈ પણ વાત અજાણી નથી, હું અજ્ઞાન, પામર, અને વ્યવહાર પ્રપંચમાં રત થયેલી છું અને તેથી અનેક દોષ થવાનો સંભવ છે. તદાપિ તે બધા અપરા-

ધીનો સરવાળો ગણવાનો આ વખત નથી એમ ધારી મને રંકને પોતાની કરી સંકટમાંથી મુક્ત કરો.

પદ.

વ્હાલા મારા વિપત્ત તણા સંગાથીકે,
દયાદીલ લાવજોરે લોલ.
હરિ મ્હારી હાલત દુર્બળ જાણીકે,
દુઃખથી બચાવજોરે લોલ.
જોતાં કર્મ ન આવે આંકકે,
વાંક મ્હારા અતિરે લોલ.
ગણિકા અજામિલને વ્યાધકે,
આપી સદ્દગતિરે લોલ.

વ્હાલા? અલબેલા? દયાળા? નંદલાલા? આ તમારી ગરીબડી દાસીની વ્હારે ચડો, શું તમે રાધાની મનહર છબીને છોડી મારી રક્ષા નહીં કરો? અંત સમયની મારી રંકની અરજી ઉપર સહી નહીં કરો? અને મ્હારી બુડતીની બાંહ્ય નહીં ગ્રહો? સ્વામિ? નાથ? વિભુ? ચ્હાય તેમ કરો? હું મારા નિશ્ચયથી કદી પણ ડગનાર નથી.

दोहा.

कमलनको रवी एकहे, रवीको कमल अनेक।
हमसे तुमको बहोतहे, तुमसे हमको एक ॥ १० ॥

**અર્થ**:—કમલને સુખ આપનાર રવી એકજ છે, પણ સૂર્યને કમળ અનેક છે; તેમ મારા જેવી તમને અનેક છે પરંતુ મારે તો આપ એકજ છો.

## કવ્વાલી.

ભક્તિને સદા વશ છે, દયાળુ દેવ દીનજનનો;
નહી બળવાન નિર્બળનો નહિં ધનવાન નિર્ધનનો...ભક્તિ૦

ભકત વત્સલ, અબળાના આધાર શ્રીહરિએ અન્ય ગોપિઓની પૂજાનો અસ્વિકાર કરી બીજે રૂપે ઝટ ઉપનંદના ગૃહ તરફ પ્રયાણ કર્યું અને ઉપનંદના મિત્રનો વેષ લઇ અંતર્યામિ આવ્યા.

શ્રદ્ધાળુઓને માટે તે પ્રભુ બધુંજ કરી શકે છે. પરંતુ તેવી અટલ શ્રદ્ધાનીજ ખામી છે, એ ગો[illegible]ઓના વિવાદમાંથી મળેલો ફેંસલો.

## આર્યા.

निजपतिरा[illegible]: प्रणयी हरिर्द्वितीयः
करोमि किं गोपी ॥
शृणु सखे पाणिनी सूत्रं
विप्रतिषेधे परं कार्यम् ॥१६॥

**અર્થ**:—એક ગોપી પોતાની સખીને પુછેછે, હે સખી પ્રથમ તો પોતાનો પતિ પ્યારો છે, અને બીજા હરિ પ્યારા છે તો હવે શું કરવું ? સખી ઉત્તર આપે છે. હે સખી ! સાંભળ પાણીની સૂત્ર

એમ કહે છે કે એનો વિરોધ આવે ત્યારે ઇષ્ટ કરવું. ( પતિએ એક જન્મનો સાથી છે અને શ્રીહરિ જન્મોજન્મના સાથી છે, માટે એમાં ઇષ્ટ જે પરમેશ્વર તે પર પ્રીતિ રાખવી. )

**नतपोभिर्न वेदैश्च नज्ञानेनापि कर्मणा ।**
**हरिर्हि साध्यते भक्त्या प्रमाणं तत्र गोपिकाः ॥ १७॥**
**॥ श्री० भागवते ॥**

**અર્થ**:—તપથી, વેદથી, જ્ઞાનથી કે કર્મથી એ પ્રભુ પ્રસન્ન થતા નથી, પરંતુ એ પ્રભુ માત્ર ભક્તિમાંજ પ્રસન્ન થાય છે. એ સંબંધમાં વ્રજવામા ( ગોપીઓ ) નું પ્રમાણ છે.

તત્કાળ ત્રિભુવનપતિ, શ્રીકૃષ્ણચંદ્ર ઉપનંદના મિત્રનો વેષ લઇ દૃઢ શ્રદ્ધાળુ અબળાની વ્હાર કરવાને ઉપનંદ જ્યાં દ્વાર બંધ કરી સોટો લઇ બેઠો છે ત્યાં આવ્યા અને પૂછ્યું મિત્ર આજે હોળી પુજનાર્થે કેમ પધાર્યા નહી.

## आर्या.

ભલે પધાર્યા ભાઇ, દુઃખદાઇ આ સુણો વાત મ્હારી;
હુકમ તજી જાવાને, ઇચ્છે કપટી કૃષ્ણ તરફ નારી.

ઉપનંદના મિત્ર રૂપે પ્રભુ બોલ્યા! હા હા! તમારૂં કહેવું વ્યાજબી છે, મેં પણ તમારી ભાભીને એવીજ રીતે કબજે રાખી છે, તાકાત શી કે હુકમ શિવાય બહાર જાય અને એ કપટી કુટિલ કૃષ્ણ સાથે વાત ચિત કરી શકે?

પ્રભુની નિંદા સાંભળી ઉપનંદ અત્યંત પ્રસન્ન થઇ ગયો.

परवादे दशवदनः।
पररन्ध्रनिरीक्षणे सहस्राक्षः॥
सद्वृत्तवित्तहरणे।
बाहु सहस्रार्जुनः पिशुनः॥ १८॥

**અર્થ**:—દુર્જન પુરૂષ બીજાની નિંદા કરવામાં દશ મુખવાળા રાવણના જેવા છે, પારકાં છીદ્ર જોવામાં હજાર નેત્રવાળા ઇંદ્ર જેવા હોય છે, અને સારાં આચરણ વાળા પુરૂષના દ્રવ્યને હરવામાં હજાર હાથવાળા સહસ્રાર્જુનના જેવા હોય છે.

ઉપનંદને અંતર્યામિએ યુક્તિ પૂર્વક કહ્યું.

**અભંગ**

મિત્ર તમે આ કરોજ ખોટું, વર્ષ દિનનું ટાણું;
નહિં મળે એ નિત્યે ખરચે લાખ કરોડો નાણું.

માટે તમારૂં ઘર હું સંભાળું છું, તમે જાઓ અને હોળીનાં દર્શન પુજન કરીને આવો.

ઉપનંદે કહ્યું ભાઇ! ધન્ય છે તમારી મિત્રતાને; મિત્રની ખરેખરી ફરજ બજાવવામાં તમો હમેશ તત્પરજ છો. પરંતુ એ કપટી કૃષ્ણને તમે ઓળખતા નથી. એ વેષધારી અને દુરાચારીનો મને લેશ પણ વિશ્વાસ નથી. એ અનેક રૂપ ધરી પોતાનું કાર્ય કરી લે

છે. તદપિ તમો આ બધી બાબતો ધ્યાનમાં રાખી સાવચેત પણે ગૃહ રક્ષણ કરો તો તમારા ઉપર મારો વિશ્વાસ છે તેથી તમને સોંપીને હું હોળી પુજન કરી આવું.

## દોહો.

કૃષ્ણ કપટી આવે તો કેદ રાખું;
ભલે રદ્દાય થાય ગામ કદી આખું........કૃષ્ણ૦
મારી માર હું અપારને અટકાવું,
જરૂર જુલ્મ દોર સાથે લટકાવું........કૃષ્ણ૦

મિત્ર! સુખેથી જાઓ જરા પણ ફીકર રાખશો નહિ તાકાત નથી કૃષ્ણની કે મારા પેરામાં આવી શકે. ઉપનંદ પ્રસન્ન થયો અને લાકડી પ્રભુના કરમાં આલી દ્વાર સોંપી ચાલતો થયો, થોડેક દુર જઇ પાછો આવ્યો અને મિત્રને શિખામણ દેવા લાગ્યો.

## आर्या.

દીન વચનથી દારા, કરગરી કરશે અરજી તમ પાસે;
ફંદે કદી ફસાસો, મિત્ર તમારા તણું મરણ થાશે.

સ્ત્રીની પ્રપંચ જાળમાં સપડાશો નહિ, વળી દયા ન રાખજો એ કૃષ્ણ કદાપિ મારો વેષ લઇને આવે તો પણ તમે તેનો વિશ્વાસ કરશો નહિ. સમજ્યા?

## લાવણી

મુજ સમો વેષ લઇને જાશે એ ફાવી,
હું ધારૂં તમને જરૂર દેશે ફસાવી.

એણે વ્રજની સૌ વામાને ઘેલી કીધી;
નિજ પતિ પુત્રનું ભાન ભુલાવી દીધી.
મધરાતે મધુવનમાં એ મોરલી વગાડે:
મોહન ભણી મોહની, મંત્રને નેહ લગાડે.

પ્રભુએ કહ્યું, મિત્ર, તમને મારો વિશ્વાસ ન હોય તો મારે કંઇ તમારૂં ઘર સાચવવા બેસવાની જરૂર નથી. લ્યો હું મારે ઘેર જાઉં છું.

ઉપનંદ કહે ના ના મને તમારો પાકો વિશ્વાસ છે પણ તમો એ કૃષ્ણથી ઠગાઓ નહીં એટલા માટે વારંવાર કહેવાની જરૂર પડે છે. ભાઇ મારી આ છેલ્લી વાત યાદ રાખજો મારા વેષે કૃષ્ણ આવે તોપણ બે ચાર ઝપાટા માર્યા પછી વાત કરજો. સમજ્યા? લ્યો હવે હું જાઉં છું. કહી ઉપનંદ રવાના થયો.

ભક્તવત્સલ શ્રીહરિએ ઉપનંદ દેખાતો બંધ પડયો એટલે ઉઠી ઝટ સાંકળ ઉઘાડી દ્વાર ખોલી ગૃહમાં પ્રવેશ કર્યો. આ સમયે ઉપનંદની નિશ્ચયવાળી સ્ત્રી ગળામાં ફાંસો નાખી પ્રભુની છેલ્લી પ્રાર્થના કરતી હતી.

હે દિનદયાળુ? પતિતપાવન? અધમોદ્ધારણ? હવે દેહ તજી આપના ચરણમાં આવું છું. આપના પવિત્ર નામને જગત્માં કલંક લાગશે, હાંસી થશે, અને દુર્જનો નિંદા કરશે. માટે કૃપા કરી મને નિરાધારને આશ્રય આપી માત્ર દર્શન દઈ કૃતાર્થ કરો.

## કવિત.

જો તુમ છત્રકી, છાંહ ચલાવત,
તો ન કહું કહ્યુ મેં રીધો પાઇ;
જો તું ઘરો ઘર ભીખ મગાવત,
તો ન કહું કહ્યું આપ દયાઇ.
બ્રહ્મ ભને બીનતી ઈતતી,
અબ છોર નહીં હરિ તો શરણાઈ;
દીન દયાળ કૃપા કર માધવ,
મોહી કહા સબ તોહી બડાઈ.

## આસાવરી પદ.

મુજ રંકના આધાર જીવન હાર આવો શ્રીહરિ;
ડૂબે દરિયાવ નાવ, આશના રહી જરી......મુજ૦
આશા દોર તુટી ફુટી, જાશે છુટી ઝહાજ આ;
લોભ, મોહ, મઘર મત્સ્ય, જાઆશે ગળી.....મુજ૦
કંઇકને કિનારે કીધાં, ડુબતાં ઉગારી લીધાં;
પ્રણુતપાલ, દીનદયાળ, માગે સ્હાય કિંકરી.....મુજ૦

અહા! કેવો દૃઢ અને પવિત્ર પ્રેમ?

**नाहं वसामि वैकुंठे योगिनां हृदये नच ।**
**मद् भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥ १९ ॥**

**અર્થ:**–હું વૈકુંઠમાં વસતો નથી, યોગિયોના હૃદયમાં વસતો

નથી, પરંતુ મારા ભક્તો જ્યાં પ્રેમ સહિત મારૂં ગાન કરે છે, હે નારદ ? હું ત્યાંજ વસુ છું.

દૃઢ નિશ્ચયવાળા પ્રેમી જનોજ તે પરમાત્માની કૃપા પ્રસાદીના અધિકારી થયા છે, થાય છે, અને થશે.

પદ.

નિશ્ચયના મહેલમાં વસે મારો વ્હાલમોરે,
વસે નંદ લાડીલોરે, જેરે જાસે તે ઝાંખી પામશે જો ..નિશ્ચય૦
ભૂલ્યા ભમે તે બીજા સદનીયામાં ખોળે,
હરિ ના મળે એક ઠામે.....................નિશ્ચય૦
સત્સંગ દેશમાં, ભક્તિ નગર છેરે,
પ્રેમની પોળ પુછી જાજોરે;
વેહતાપ પોળીયાને મળી મ્હેલે પેસજોરે,
સેવા સીડી ચડી ભેળાં થાજોરે........નિશ્ચય૦
દિનતા પાત્રમાં મન મણી મૂકજોરે,
ભેટ ભગવંતજીને ધરજોરે;
હું ભાવ પું ભવ નોંછાવર કરીનેરે,
શ્રી ગિરધર વર વરજોરે...................નિશ્ચય૦

પૂર્ણ નિશ્ચય, પ્રેમ, અને ભક્તિના જુસ્સામાં આવી ફાંસો ખેંચનારી અબળાના બંન્ને કર પ્રભુએ પકડયા. અને કહ્યું મુગ્ધે ! શોક તજી દે જેને માટે તું દેહ તજવા તૈયાર થઇ છે તે હું ત્હારી પાસેજ છું.

# आर्या.

પડી ચરણુમાં પ્રમદા, નિહાળી નટવર રાજી થાતી;
હર્ષાશ્રુથી જાણે, થઇ ઘેલી એ ગોવિંદ ગુણુ ગાતી.

આવો મારા વ્હાલા, અલબેલા, દિનના દયાળ આવો, ઠીક સમય પર આવી પડયા, ધન્ય છે પ્રભુ, તમારા વિશ્વાસ પર રહી કોણુ દુઃખી થયું છે ? કોઇજ નહી.

પ્રભુએ કહ્યું સુંદરી હવે વાતોમાં વખત ગુમાવવાથી લાભ નથી ઝટપટ પુજન કરી લે મને વિલંબ થાય છે.

મારી કટારી પ્રેમની, પછી પ્રાણુ શું તજવા કરો,
પ્યારી ગણી પછી પ્રેમ દોરી, કાપીને કુપે ધરો;
ચાતક, વિના સ્વાતિ ન જળ લે, પ્રેમ પંથજ પાધરો,
છોડયો ન છુટે રંગ " રેવા " પ્રેમનો લાગ્યો ખરો.

આનંદ મસ્ત યુવતીએ પછી પ્રભુનું પુજન કરી રંગની ભરેલી પીચકારીઓથી પ્રભુને ભીંજાવી નાખ્યા, શ્રીહરિએ પણ તે પ્રમાણેજ બદલો વાળ્યો અને પરિપૂર્ણ હોળી રમવાનો લ્હાવો લેવડાવી પ્રભુએ પ્રેમદાને પ્રસન્ન કરી.

## પદ કાફી.

મત મારો પિચકારી, ભિંજ ગઇ મેરી સારી .....મત૦
અબિલ ગુલાલકી ધુમ મચાઇ,
કેશુ રંગે રંગાઇ;

તુટી ફુટી સર મોતનકી,
નાકકી નથની ગંવાઇ.
શ્યામ મેરી સુધ બિસરાઇ ( ૨ )
મોહન મેં અબ હારી......................મત૦
કપટી કુટિલપતિ કોપહી કરકે,
કારાગ્રહમેં ડારી;
" રેવા " રંક રક્ષક તુમ પ્યારે,
આયકે લીની ઉગારી.
જાઉં મેં તોપે વારી, ( ૨)
ભકતન કે હિતકારી.......................મત૦

શ્રીકૃષ્ણચંદ્ર, આનંદકંદ, મદન મોહન પ્રભુ સાથે હોરી રમતાં દેહભાન ભુલી પરમાનંદ સુખનો અનુભવ ઉપનંદની સુભાગી સ્ત્રીને થયો હતો.

અહા ! આ અનહદ સુખનો અનુભવ સ્ત્રીને શાથી થયો ?

॥ कलौतु केवलं भक्ति ब्रह्मसायुज्यकारिणि ॥

**અર્થ**:–કલીયુગમાં બ્રહ્મ સંબંધ કરાવનાર કેવળ ભક્તિ જ છે. તો અવર પ્રપંચ તજી તે પરમ દયાળુ પ્રભુને કેમ ન ભજવો.

**છપ્પય છંદ.**

કાં ન કરે હરિ ભજન, સત મનસા દેહ પામી;
ઉત્તમ સમયો એહ, ભજી લે અંતર્યામિ.
રસના લે હરિ નામ કર્ણ હરિ કથા શ્રવણ કર;

ચિત્ત લગાડ હરિ ચરણ, સ્હેજે ભવસાગર તું તર.
તજ વિષય સુખ ઉદ્યમ કર, કાળ દદામો ગડગડે;
આળસનો અવસર નથી, તુંથા હરિ ભજ તડભડે.

શ્રીહરિના નામસ્મરણમાં આળસ કરનાર મનુષ્ય કોઇ પણ રીતે ઉચ્ચ શ્રેણીએ જતો નથી.

**દ્રષ્ટાંત**—એક મહાત્માને કોઇ ભકતે પ્રશ્ન કર્યો, મહારાજ સ્વર્ગમાં કોણ જતું નથી? મહાત્માએ ઉત્તર આપ્યો ભાઇ! સ્વર્ગમાં બધાએ જાય છે.

પાપી, ચોરી કરનાર, જુગારી, વ્યભીચારી, દુર્જન અને અતિ નીચ પણ સ્વર્ગમાં જાય છે. પરંતુ એક આળસુ અને નાસ્તિક એ જતા નથી. કારણ દુર્ગુણી પુરૂષો કોક દી સત્સંગથી સુધરી જાય છે. પરંતુ આળસુ અને નાસ્તિક સત્સંગ અને ભકિત કરતા નથી તેથી સુધરતા નથી અને સ્વર્ગમાં જતા પણ નથી.

**शीखरणी वृत्त.**

**नचेते सामर्थ्यं भवनभरणा तङ्कहरणे ।**
**मनोऽनिर्दिष्टेऽस्मिन्नपगत गुणेज्ञातुमकले ॥**
**तदा मेघ श्यामं कमलदलदीर्घाक्षममलं ।**
**भजस्व श्रीरंगं शरद मृत धामाधिक मुखम् ॥२०॥**

**અર્થ**:—જન્મ તથા મરણની પીડાને હરનારા મનથી પણ જાણવામાં આવે નહીં તેવા, સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી

રહિત અને અકલ એવા પરબ્રહ્મને જાણવાની તારામાં શક્તિ ન હોય તો મેઘના જેવા શ્યામ રંગના કમલ દલ સમાન વિશાળ નેત્ર વાળા, સર્વ પ્રકારના દોષોથી રહિત, શરદ ૠતુના ચંદ્ર કરતાં પણ અધિક કાંતિવાળા મુખવાળા, શુદ્ધ સ્વચ્છ શ્રીરંગનું ( કૃષ્ણચંદ્રનું ) ભજન કર.

ઉપનંદ હોળી પુજન કરી પાછો ફર્યો, પ્રભુએ સ્ત્રીને માયા વશ કરી દ્વાર ખોલી બહાર નિકળ્યા અને સાંકળ વાસી લાકડી હસ્તમાં લઇ ઉપનંદની રાહ જોતા તેના મિત્રના રૂપે બેઠા.

## आर्या.

શ્વાસે છાતી ભરાઇ, અતિ વેગે તે આવ્યો ભુવન ભણી;
મિત્ર મુખ દર્શનથી, વાધ્યો હર્ષ ચિંતા ગઇ મંન તણી.

ઉપનંદને પાસે આવતો જોઇ પ્રભુ કહે છે.

**( પાટણના નૃપ નથી તુજ મહેલે )**

કપટ રૂપ નહિં ફાવી શકે તું, બોલ્યા ગિરધારી;
રૂપ મુજ મિત્ર તણું લઇને,
આવ્યો શું તું નિર્લજ થઇને;
ડગલું ભરજે તું સંભાળી.....કપટ૦
જાણે જન બધાય છે નારી,
જાર તુંને જરૂર નાખું મારી;
ડરૂં નહિં મિત્ર ધર્મ ધારી.....કપટ૦

અલ્યા તું દેખ લીએ ખોટો,
કહી ઝટ ચલાવીઓ સોટો;
ભુલાવું ટેવ જરૂર ત્હારી.....કપટ૦
પડયો બેભાન થઇ ઉપનંદ,
જુવો ગોવિંદ તણા આ ફંદ;
નાથ ભકતોના હિતકારી...... ૮૦૬૫

ઉપનંદે કહ્યું મિત્ર હું સાચો ઉપનંદ છું, હું કૃષ્ણ નથી, મને ન મારી નાખો. પ્રભુએ કહ્યું શું તમે સાચા ઉપનંદજ છો?

ઉપનંદ કહે હારે ભાઇ હા! મારીજ ભુલ થઇ કે તને ઘર સોંપીને હું ગયો. હવે દયાને ખાતર જીવતો રહેવા દેવો છે કે નહી?

## आर्या.

ભુલ થઇ જે મારી, માફ્જ કરજો મિત્ર દયા ધારી;
આ લાડી, ગૃહ સાંકળ, ને સંભાળી લેજો તમ નારી.

શ્રીહરિ ગયા એટલે ઉપનંદે દ્વાર ઉઘાડી ગૃહમાં પ્રવેશ કર્યો અને અંદર પગ મુકતાં બરાબર રંગ, અબીલ, ગુલાલના કીચડથી પગ ખસી ગયો એટલે ધબ દઇ જમીન ઉપર પડી ગયો. મોટો અવાજ થયો એટલે મોહવશ થયેલી સ્ત્રી જાગી ઉઠી. તે સમજી કે મ્હારા વ્હાલા કૃષ્ણચંદ્રનો ચર્ણ ખશી ગયો હશે, તેથી દોડતી આવી તે જુવે છે તો પોતાના પતિનેજ જોયો એટલે નિરાશ થઇ વ્યતિત થઇ ગયેલા સ્વપ્નવત્ તમાસાનો વિચાર કરતી ઉભીજ રહી.

ઉપનંદે કહ્યું–હે પાપિણી ! આ શું થયું છે? સાચું બોલ નહીં તો તારો પ્રાણ લઇ નાખીશ.

## સાખી.

પ્રિયતમ પ્રેમ ધરીને પધારી, પાતળીએ હદ વાળી;
રંગ વિષે તરબોળ કરી મને, મોહને નાખી તારી.

વચમાંજ ઉપનંદ બોલી ઉઠયો. ત્યારે શું મને મારી જનાર, મારા મિત્રનું રૂપ લઇ આવનાર અને મારી દેખતી આંખમાં ધુળ નાખનાર તે કૃષ્ણેજ આ બધું કર્યું છે ?

હાય ! દૈવ ! હવે શું કરૂં ? કેવી રીતે કરૂં ? અને એ કપટી કૃષ્ણનું કાસળ કાઢી નાખું ? અલ્પ સમય વિચાર કરી ઉપનંદે કૃષ્ણના પ્રાણ લેવાની યુકિત ખોળી કહાડી અને ઉત્સાહથી બોલ્યો હવે ન છોડું હવે ન છોડું.

સ્રીને કહ્યું હું શ્રીકૃષ્ણને જમવા તેડવા જાઉંછું માટે તું ઝટ રસોઇ તૈયાર કરજે, કહી ઉપનંદે નંદ ભુવન તરફ પ્રયાણ કર્યું.

## અભંગ.

રામા રસોઈ કરવા પેઠી, ક્ષણ નવ લાગી વાર;
સ્નેહ તણાં સુંદર પકવાનો, ભકિતરૂપ કંસાર.

* * * *

શીલ, સંતોષ, શર્કરા, દયા ઘૃત કેરી ઉપર ધાર;
બુદ્ધિ, બળ, વૈરાગ્ય રકમથી, હૃદય શુભ થાળ.

શામા ઉત્તમોત્તમ ભોજનો બનાવી પોતાના પતિ અને નટવર નંદકીશોર પ્રભુની રાહ જોતી બેઠી હતી.

યશોદા પાસે આવી કાલાવાલા કરી ઉપનંદે શ્રીકૃષ્ણને ભોજન માટે માગણી કરી. ઉપનંદની પ્રાર્થનાથી પ્રસન્ન થઇ યશોદાએ પ્રાણુ શ્રેષ્ઠ પ્રભુ શ્રીકૃષ્ણને ઉપનંદ સાથે જવાને રજા આપી.

विद्या विवादाय धनंमदाय ।
शक्तिः परेषां परिपीडनाय ॥
खलस्य साधो र्विपरितमेत-
ज्ज्ञानाय दानायच पालनाय ॥ २१ ॥

**અર્થ**:—દુર્જનને વિદ્યા વિવાદને માટે છે, ધન મદને માટે છે, અને શક્તિ બીજાને પીડવાને માટે છે. પરંતુ સજ્જનો તેથી ઉલટા નિયમવાળા હોય છે, તેમને વિદ્યા જ્ઞાનને માટે, ધન દાન માટે અને શક્તિ બીજાના રક્ષણાર્થે હોય છે, ઉપનંદની નમ્રતા દુર્જનસમ હતી.

## દોહાર.

દગલબાજ દોરા નમે, ચિત્તા ચોર કમાન;
નમન નમનમેં ફેર હે, નમનકો પહેચાન.

શ્રીકૃષ્ણને લઇ ઉપનંદે નિજ ગૃહમાં પ્રવેશ કર્યો તરત પ્રભુને ઉપાડી એક કોઠીમાં નાખી દીધા અને દ્વાર બંધ કરી ઉપરથી લોખંડની કડી વાળી લાકડીથી કચરી રહ્યો છે.

## आर्या.

જગ સ્વામિ એ કહાવે, બંધનમાં કો તણા કદી નાવે;
ઉપનંદ અંધ બનીને, કરે પ્રયત્નજ કહો કેમ ફાવે.

કોઠીમાં નાખતાં બરાબર શ્રીહરિ સુક્ષ્મ રૂપે નીકળી જઈ પાકશાળામાં પાટલા ઉપર બેસી પ્રેમની વાતો કરવા લાગ્યા. પ્રેમમસ્ત પ્રેમદા શ્રીહરિને ભાવતાં ભોજનો જમાડતાં આનંદ પૂર્વક વાયુ ઢોળતી અને ગીત ગાતી હતી.

શ્રી પ્રભુને પ્રેમપૂર્વક જમાડયા પછી પાન સોપારી આપી હસ્ત જોડી અબળા બોલી સ્વામીનાથ આજની રજની અત્રેજ રહી જાઓ.

પ્રભુએ કહ્યું—સુંદરી તું તો પ્રેમઘેલી થઇ ગઇ છે, જો તારો પતિ આ તરફ આવે છે માટે હવે હું જાઉંછું.

### સાખી.

જાઉં કહીને જીવન ચાલ્યા, થયાજ અંતરધ્યાન;
ઉપનંદ અહંકારી આવ્યો, બતાવ્ય તારો કાન.

સ્ત્રી બોલી સ્વામીનાથ મારો કહાન તો હમણાંજ આપને આવતા જાણી આ બારીએથી ઉતરી ચાલ્યા ગયા. જુવો આ મોરમુકુટ અને કુંડળ રહી ગયાં છે. ઉપનંદે કહ્યું—કુલ્ટા જુઠું બોલી તું મને ઠગે છે, ચાલ મારી સાથે અને જો કે તારા કૃષ્ણના શા હાલ થયા છે?

ધ્રુજતા પગે સ્ત્રી ઉપનંદ સાથે ગઈ, ઉપનંદે કોઠી ગબડાવી પાડી તો તળીચું કચ્ચર થઇ ગયું હતું તથા ભોંયમાં એક હાથનો

ખાડો પડી ગયો હતો. ઉપનંદ પ્રભુના દેહને ન જોતાં ગભરાયો અને શ્રીકૃષ્ણના અપાર મહિમાનો વિચાર કરવા લાગ્યો.

આ શો ગજબ! મેં મારે હાથે કૃષ્ણને કોઠીમાં નાખી ઉપરથી લાકડીનો માર માર્યો છે, બહાર નીકળી જવાનું કંઇ સાધન પણ નથી, છતાં તે અત્રેથી નીકળી સ્ત્રીની પ્રેમ પ્રસાદી લઇ ગયો અને અત્રે ખાડોજ માત્ર રહ્યો. ખરેખર કૃષ્ણ પરમ પુરૂષોત્તમ બ્રહ્મજ છે.

## आर्या.

માયા રૂપ મારીને મારી, શકટાસુરને નાખ્યો સંહારી;
તૃણાસુર બલ તોડી, અઘ, બગ, મારી થયાજ ગિરધારી.

ભક્તજનોનાં અનેક કાર્ય કરી એ શ્રીકૃષ્ણે જગમાં ધર્મ ધ્વજા ફરકાવી છે.

## દોહાર.

રે મન શ્રીહરિ વંશ ભજ જો ચાહત વિશ્રામ;
છબી રસ સબ બ્રજ સુંદરી, છાંડ દીયે ધનમાન.

અરેરે! હુંજ અભાગી, પાપી અને અંધ છું કે એ મહાન દયાળુ કૃષ્ણને કષ્ટ આપવા તત્પર થયો છું.

પતિને ઉત્પન્ન થયેલી શુદ્ધ બુદ્ધિથી પ્રસન્ન થઇ સ્ત્રીએ કહ્યું સ્વામિનાથ, નિર્ભય રહો આપનાં અમાપ પાપને માફ કરવાને એ પ્રભુ શક્તિમાન છે. માત્ર સાત્વિકી પ્રીતિની જરૂર છે.

**પદ ત્રીતાલ.**

પ્રિયતમ પ્રીતિસેં બસ હોઇ,
મંત્ર તંત્ર અરૂ ટોના ટામન, કામ ન આવત કોઇ...પ્રિયતમ૦
જો અપને પ્રિયતમ પ્યારેસોં, રહીએ પ્રાણ સમોઇ;
તો કાહે કો ઔર ઠૌર વહ, જાઇ પ્રીતિ પતિ ખોઇ...પ્રિયતમ૦

**गिरिन्यास्यन्त्यमी वीरा ।**
**स्त्वयि वत्स दिवंगते ॥**
**मरिष्यामि ससीतोहं ।**
**कयास्याति विभीषणः ॥ २२ ॥**

॥ हनुमन्नाटके ॥

**અર્થ**:–લક્ષ્મણને મુર્છા વશ જોઇને શ્રીરામ કહે છે, હે ભાઇ તમારા સ્વર્ગ ગમનથી આવનારા પર્વતોમાં જશે, અને સીતા તથા હું મૃત્યુને વશ થઇશું, પરંતુ આ વિભિષણ કે જે નિજ કુટુંબ છોડી આપણા શરણમાં આવ્યો છે તે નીચી ગતિ થશે.

અર્થાત્ શ્રીપ્રભુ ભક્તવત્સલ અને નિષ્ઠાવાળા આનો વ્યવહાર નભાવનાર છે.

ઉપનંદ અને સ્રી બંને યશોદા ગૃહે જઇ શ્રીકૃષ્ણચંદ્રના ચરણાર્વિંદમાં મસ્તક મુકી પ્રેમાશ્રુથી પ્રભુપાદને ધોવા લાગ્યાં સ્રીએ કહ્યું પ્રભુ મારા પતિના તથા મારા અપરાધ વિસારી અમારા ઉપર દયા દ્રષ્ટિ કરો.

## સાખી.

નાથ કૃપા વરસાવો વારી, દિનજનને લ્યો તારી;
રાખો આપ ચરણુમાં સ્વામી, પાપ પુંજને વાળી.

પ્રસન્ન વદનથી પ્રભુએ કહ્યું. વરંબ્રુહી ! વરંબ્રુહી ! ! વરંબ્રુહી !!! વર માગો ( ૩ ) બીએ કહ્યું પ્રભુ અમારા ઘરમાં નિવાસ કરી અમારી સેવા સ્વિકારી કૃતાર્થ કરો.

પ્રસન્ન વદનથી પ્રભુએ કહ્યું.

## आर्या.

ભક્ત બોદાણો તું ને, ગંગાબાઇઆ પવિત્ર તુજ નારી;
વાળીથી દુઃખ ટાળીશ, સવા વાલનો થઇ કહે વનમાળી.

ઉપનંદ તારે માટે ડાકોર આવીશ અને ગુજરાતને પાવન કરી તેને અપૂર્વ કીર્તિ આપી મારા ચરણુમાં લઇશ.

## उपसंहार.

દુષ્ટ બુદ્ધિ ઉપનંદે ભક્તિવશ ભામિનીને મારવાને ઘણુંએ કર્યું પરંતુ તેને નિરાશજ થવું પડયું. અને વિશ્વાસે વળગી રહેલી અબળાને વારંવાર બચાવી સંગત ફળ તરિકે અંતે ઉપનંદને પણુ શુભમતિ આપી સુખીઓ કરી નાખ્યો એટલા માટે પદકારે પ્રારંભમાં કહ્યું છે કે.

### પદ.

" માનનાર કરતાં છે તારનાર મોટો."

# आरती.

हेचीदानदेगादेवा ॥

जयदेव जयदेव जय राधारमणा,

भक्त उद्धारी भूभार संहारी,

नाखो विदारी सु सेवक भ्रमणा............जयदेव.

गोकुलना धन धन गोपीजन, वश्या वंद्रावन, तमे त्रिभुवन,

रम्याजम्या संगे एए निशदिन,

सामळीया दुःख शोकज शमना............जयदेव.

कायेनवाचा ॥

त्वमेवमाता ॥

अच्युतं केशवं ॥

॥ પુંડલીક વરદા, જાનકી જીવન સ્મરણું, નમઃ પાર્વતિપતયે ॥

॥ सर्वेभ्यो देवेभ्यो नमो नमः ॥

॥ सर्वेभ्यो भूदेवेभ्यो नमो नमः ॥

साष्टांग प्रणाम्.

श्रीब्रह्मार्पणमस्तु.

समाप्त.

॥ श्रीराधाकृष्णाभ्यांनमः ॥

# श्रीकबीराख्यानम्.

## पूर्वरंग निरुपण.

॥ श्रीगणेशायनमः ॥

॥ श्रीमन्महागणाधिपतयेनमः ॥

॥ श्रीगुरुचरणारविंदाभ्यांनमः ॥

॥ इत्यादि नमनं ॥

### ભજન ધુન.

॥ રામચંદ્ર રઘુવીર, જયજય રામચંદ્ર રઘુવીર. ॥

॥ સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતિપતયે ॥

### धनाश्री पद.

॥ રામ કૃષ્ણ હરિ, જય જય રામ કૃષ્ણ હરિ ॥

### ध्रुवपद.

બન્સી બટ તટ ગોપાલ ( ૨ )

રાસ રચ્યો નંદલાલ, સંગ સખા ગ્વાલ બાલ;

નાચત વનમાં આલી......................બન્સી૦
શીશપર મુકુટ સોહે, ચંદનકી લગીહે ખોહે ખોહે.
ચીતવન ચીત લેત મોહે;
ગોપિનાથરે એએ............... ...........બન્સી૦

## મૂળપદ.

ભક્તિ કરીને ઉતરો પાર, જુઠો જાણી આ સંસાર...ભક્તિ૦
જગના મોટા ખોટા જાણવા, સાચા હરિના જંન;
સુખ દુઃખ સમતોલ ગણી, જેણે હરિ ભજ્યા તેને ધન...ભક્તિ૦
ડાહ્યા થઇ ડહાપણમાં ડુલે ને, અંતે ભુલે ભાન;
અંત સમયે શ્રીહરિ પ્રતાપે. હરિજનને ઉપજે જ્ઞાનરે ..ભક્તિ૦

॥ સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતીપતયે ॥

આદૌ કીર્તનારંભ સમયે સદ્દકવિ સાધક વર્ગ પ્રતિ ઉપદેશ કરે છે, હે ભાઇ! આ સ્વપ્નવત્ મિથ્યા સંસારમાં સારાસારનો વિચાર કરી વિષયાદિકને અળગા કરી શ્રીહરિનું સ્મરણ કરવામાં તત્પર થા. કારણ આ જગતની મોટાઈ અને ડહાપણ તથા વૈભવો તને અંતે કંઇજ કામ આવનાર નથી.

**आयुः कल्लोल लोलं कतिपयदिवस-**
**स्थायिनी यौवन श्री ।**
**रर्थाः संकल्प कल्पा घन समयतडि-**
**द्विभ्रमा भोगपुराः ॥**

कण्ठा श्लेषोपगूढं तदपिच न चिरं-
यत्प्रियाभिः प्रणितं ।
ब्रह्मण्यासक्त चित्ता भवत भव भया-
म्भोधिपारं तरीतुम् ॥ १ ॥

॥ भर्तृहरि ॥

**અર્થ**:—આયુષ્ય તરંગ જેવું ચંચલ છે, જુવાનીની શોભા થોડા દિવસ રહે છે, ધન મનોરથ જેવું છે, વિષય સુખના પ્રવાહ વર્ષારૂતુની વિજળીના ચમકારા જેવા છે અને સ્ત્રીઓએ કરેલું ગાઢ આલિંગન પણ ચિરકાલ રહેતું નથી. માટે હે જનો! તમે સંસારના ભય રૂપી સમુદ્રના પારને તરીને પહોંચવા માટે બ્રહ્મમાં આસક્ત ચિત્તવાળા થાઓ.

## પદ.

ચેત ચેતરે તું ચતુર સુજાણ, કાંઇ નથી રહેવાનું,
પત્ની, પુત્ર, પરિવાર, પશુ વળી, ત્રિવિધ જગત જંજાળરે;
ફાંસી છે ફસવાની તારે, જેમ કપોતને જાળ ..કાંઇ૦

સ્ત્રી, પુત્ર, પરિવાર, પશુ અને નાના વિધના વૈભવોને તું સુખ માની રહ્યો છે પરંતુ એ તારા સુખને માટે નથી. કપોત પક્ષીને પારધી જાળ નાખી ફસાવે છે તેમ તારે માટે કાળ પારધીએ આ જાળ પાથરી છે અને તું તેમાં ફસાયો છે.

## आर्या.

લક્ષ ચોરાસી ફરતાં, આવ્યો આનર દેહ કિનારોરે;
ભૂડા ભુલાં ભટકે, ફરી ફરી નહિં મળશે આરોરે.

અનેક યોનિમાં અટન કરતાં ઉત્તમ એવો આ નર દેહ પ્રાપ્ત થયા પછી જે પામર પ્રમાદી રહે છે તેને ધિક્કાર છે.

जंतुनां नरजन्म दुर्लभ मतः-
पुंस्त्वं ततो विप्रता।
तस्मात् वैदिक कर्म मार्ग परता-
विद्वत्त्वम स्मात्परम् ॥
आत्मा नात्म विवेचनं स्वनुभवो-
ब्रह्मात्मना संस्थिः।
मुक्तिर्नो शत जन्म कोटि सुकृतैः-
पुण्यैर्विना लभ्यते ॥ २ ॥

**અર્થ**:—બધા દેહ ધારીઓમાં નર જન્મ દુર્લભ છે. તેમાં બ્રાહ્મણ જન્મ શ્રેષ્ટ છે, તેમાં વૈદિક કર્મ પર શ્રદ્ધા અને વિદ્યા મળવી કઠીણ છે, તેમાં આત્મનાત્મ વિચાર થવો કઠીણ છે, અને તેમાં પણ બ્રહ્મપુમનો અનુભવ થવો અતિ કઠીન છે, એવી જે મુક્તિ તે સોકરોડ જન્મ થઇ જાય તોપણ પુણ્ય વિના મળતી નથી.

અર્થાત્ આ નર જન્મ રૂપ પારસમણિને ધુળમાં ફેંકી દેશો નહીં; કારણ કાછીઆને ત્યાંથી ભાજી, ગાંધીને ત્યાંથી મરી, અને કુંભારને ત્યાંથી જેમ હાંડલું માગીને કે વેચાતું લઇ આવીએ છીએ તેમ આ શરીર કંઇ સહજમાં મળતું નથી અને મળ્યા પછી પ્રભુ પ્રત્યે શુદ્ધ પ્રેમભાવના ઉપજ્યા વિના તેની સફળતા થતી નથી. બીજાં અનેક સાધનો ગૌણ છે અને સાત્વિકી પ્રેમવાળી ભક્તિ એ સાધન પ્રધાનપણે ગણાય છે.

## સાખી.

વૈયાકરણી ને વેદાંતી, પુરાણી ભરમાયા;
જપી, તપી, સંન્યાસી સાધુ, સ્વપ્ને પ્રભુ ના આવ્યા.

વિદ્વતા, જ્ઞાન, ડહાપણ, તપ, જપ, સંન્યાસ અને સાધુપણાનો ગર્વ પ્રભુના સમિપ લઇ જનારો નથી પરંતુ પ્રભુ પાસે જવાના માર્ગમાં વિઘ્ન નાખનારો છે.

## પદ.

વ્હાલો પ્રેમને વશ થયા રાજીરે,
એમાં શું કરે પંડિતને કાજીરે......વ્હાલો૦
કરમાબાઇનો આરોગ્યો ખીચડો,
ને વિદુરની ખાધી ભાજી:
જુઠાં બોર સબરીનાં ખાધાં,
વ્હાલે છપન ભોગ મેલ્યા ત્યાગીરે......વ્હાલો૦

એ મારો વ્હાલો, પંડિત કે કાજીને વશ નથી, એને તો શુદ્ધ પવિત્ર પ્રેમ લક્ષણા ભક્તિનીજ જરૂર છે, વિદ્વાનો કે વૈયાકરણીઓ ભલે વાદ વિવાદ કે શાસ્ત્રાર્થના ઝગડામાં મચ્યા રહે તેથી શું તેમને પ્રભુ સાક્ષાતકાર થવાનો છે કે ?

પદ.

વસ્તુને શું જાણે વ્યાકરણી .....વસ્તુ૦
ઘટ સુધી ઘૃત ભર્યું તથાપી
સ્વાદ ન જાણે બરણી.....વસ્તુ૦

એ સંબંધમાં વધારે ખુલાસો શ્રીકૃષ્ણચંદ્રે સ્વમુખથી અર્જુન પ્રત્યે કર્યો છે.

**नाहं वेदैर्न तपसा, न दानेन न चेज्यया ।**
**शक्य एवं विधो द्रष्टुं, दृष्टवानसि मां यथा ॥ ३ ॥**

॥ भगवद् गीता ॥

**અર્થ**:-તું જે પ્રકારનો એટલે જે સ્વરૂપવાળો મને હમણાં જોતો હતો તે પ્રકારનો હું વેદોના અભ્યાસ વડે, તપોવડે, દાનવડે અને અગ્નિહોત્રાદિક કર્મોવડે પણ જોવાને શક્ય નથી. અર્થાત્ કોઇને દર્શન દેતો નથી.

**भक्त्या त्वनन्यया शक्य, अहमेवं विधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन, प्रवेष्टुं च परंतप ॥ ४ ॥**

॥ भगवद् गीता ॥

**અર્થ**:—હે શત્રુને તપાવનાર અર્જુન! એ પ્રકારનો એટલે વિશ્વરૂપધારી હું અનન્ય ભકિત વડેજ ( સર્વ વિષય વાસનાઓનો પરિત્યાગ કરીને એક આત્મામાંજ અત્યંત પ્રીતિ રાખવા વડેજ ) જાણુવાને વાસ્તવિક સ્વરૂપે સાક્ષાત્કાર કરવાને અને અભેદ રૂપે મળવાને શક્ય છું.

**वेदागम पुराणज्ञः परमार्थं न वेत्तियः ।**
**विडंबनं तु तस्यैव, तत्सर्वं काक भाषितम् ॥ ५ ॥**

**॥ शंकराचार्य ॥**

**અર્થ**:—જે પુરૂષ વેદ, શાસ્ત્ર અને પુરાણુ જાણે છે, પણુ પરમાર્થને જાણુતો નથી, તે પુરૂષનું તે બધું જાણવું કાગડાની બોલી જેવું છે અર્થાત્ ઢોંગજ છે.

**यथा खरश्चंदन भार वाही ।**
**भारस्य वेत्ता नतु चंदनस्य ॥**
**एवं हि शास्त्राणि बहून्य धीत्य ।**
**चार्थेषु मूढाः खर वद्वहंति ॥ ६ ॥**

**અર્થ**:—ગર્દભ સુખડનો ભાર ઉપાડે છે પણુ તે પોતાને માથે ભાર ભર્યો છે એમ જાણે છે, ચંદન ભર્યું છે એમ જાણુતો નથી, તેમ ઘણાં શાસ્ત્રો ભણીને તેના અર્થને નહિ સમજનારાઓ ગર્દભની પેઠે કેવળ ભારજ ઉપાડે છે, સારાંશ કે તત્વને ન જાણે ત્યાં સુધી સઘળું ભણુતર ભારરૂપજ છે.

અધુના પોપટીયું જ્ઞાન ધરાવનારા પંડિતો, ક્ષમા, સંતોષ, જ્ઞાન, વૈરાગ્યના સાધન વિના સિદ્ધ સાધક રૂપે જગતને ઠગવાને ઘણાએ ફરે છે અને ભોળા ભાવિક ભકતો તેમના આ પ્રપંચમાં ફસાઇ દુઃખી થાય છે.

**દ્રષ્ટાંત**—જમાલમીઆં એક મોટી મિજલસમાં બેસી કસુંબાપાણી પી હુકકો ગગડાવતા હતા. ઘેર બીબીએ ખાવાનું કર્યું હતું, ઘણી વાટ જોઇ પણ જમાલમીયાં આવ્યા નહીં ત્યારે બીબીએ પોતાના બેટા ( હસન ) ને શીખામણ આપી મહેફીલમાં બોલાવા મોકલ્યો. હસનીઆએ આવી કહ્યું.

બાવાજી ઘરકું ચલો, ઠીકરખાંકે ઘાટપે કોદરખાં ઉતરેહે સો તુમકો અબીકે અબી બુલાતે હે.

જમાલમીયાંએ પૂછયું, બેટા કુચ ફોજ ફાંટા હે કે એકીલે ઉતરે હે ?

હસનીઆએ કહ્યું—નહીં કુછ નહીં ખુદ એકીલે ઉતરે હે.

જમાલમીઆં—બહોત અચ્છા બેટા જાઓ ઘાસીખાંકો ભેજો કે મુલજી મહેતેકું પકડલાવે ઓર મેંબી આતા હું.

સારાંશ—બીબીના શીખવ્યા પ્રમાણે હસને કહ્યું, ઠીકરખાંકે ઘાટપે કોદરખાં ઉતરેહે એટલે કલેડા ઉપરથી કોદરાનો રોટલો ઉતર્યો છે તેથી તમે ઝટ ચાલો નહીંતો પછી સખત થઇ જશે એટલે ચવાશે નહીં.

ફોજફાંટાં હે કે એકીલે હે—એટલે શાક દાળ છે કે એકલોજ ખાવાનો છે. હસને કહ્યું એકલોજ છે.

જમાલમીઆંએ કહ્યું—ઘાસીખાંકુ ભેજો એટલે ઘાસનો પુળો લઇ કાછીઆને ત્યાં તારી માને મોકલજે કે મુલજી મહેતેકું પકડ લાવે એટલે મુળાની પણી લાવે તેમાં ખાઇશું.

॥ કૃષ્ણા રામા રામા રામારે, રામ રત્યા રાધાઆરે ॥

॥ સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતી પતયે ॥

એવાં અધુરિયાં આજ કાલ જ્યાં ત્યાં અથડાય છે.

## દ્વિહાર.

મન રાખે વૈરાગમે ધરમેં રાખે રાંડ;
તુલસી કીડા નિંબકા, કયું કર ચખે ખાંડ.
સીયાવર રામચંદ્રકી જે (૨)

## દ્વિહાર.

જગ ધ્યાવતહે વિષયકો, તિનતે ઉપજત સંગ;
કામજુ ઉપજત્ત સંગતે, તાતે ક્રોધ અભંગ.

જગના લોકો વિષયને ધ્યાય છે, તેથી સંગ, સંગથી કામ અને કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે તે નરકમાં લઈ જાય છે.

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ७ ॥
॥ भगवद् गीता ॥

**અર્થ**:–વિષયોમાં ઉપકારપણાની સમજ વડે તેમનું ચિંતન કરનારા મનુષ્યને તે વિષયોમાં પ્રીતિ ઉપજે છે, પ્રીતિ ઉપજવાથી તે વિષયો ભોગવવાની મનમાં આતુરતા પ્રકટે છે, અને તે સમયે ઇચ્છિત વિષય પ્રાપ્તિમાં કોઈ અડચણ કરે તો તે અડચણ કરનાર ઉપર ક્રોધ ઉપજે છે.

**क्रोधाद्भवति संमोहः, संमोहात्स्मृति विभ्रमः ।**
**स्मृति भ्रंशाद्बुद्धि नाशो, बुद्धि नाशात्प्रणश्यति ॥ ८ ॥**

**॥ भगवद् गीता ॥**

**અર્થ**:–ક્રોધ પ્રકટવાથી સારા નરસાનો વિવેક દૂર થાય છે, અવિવેક (મોહ) ઉપજે છે, અવિવેક ઉપજવાથી શ્રી સદ્‌ગુરૂના ને શાસ્ત્રના ઉપદેશની સ્મૃતિનો નાશ થાય છે, તે સ્મૃતિના નાશથી આત્માકાર વૃત્તિરૂપ જ્ઞાનનો નાશ થાય છે, ને જ્ઞાનનો નાશ થવાથી પુરૂષની જડ જેવી સ્થિતિ થાય છે, અર્થાત કોઈ પણ પ્રકારનો યોગ્ય પુરૂષાર્થ કરવાની યોગ્યતા તેનામાં રહેતી નથી.

**तानि सर्वाणि संयम्य, युक्त आसीत मत्परः ।**
**वशेहि यस्येंद्रियाणि तस्यप्रज्ञा प्रतिष्ठिता ॥ ९ ॥**

**॥ भगवद् गीता ॥**

**અર્થ**:–મારો અનન્ય ભક્ત તે સર્વ ઇંદ્રિયોને સારી રીતે વશ રાખી મનને બ્રહ્મમાં સ્થિર કરીને બેસે છે, જેની ઇંદ્રિયો વશ વર્તે છે તેની બુદ્ધિ બ્રહ્મમાં સ્થિર થાય છે.

**मत्कर्म कृन्मत्परमो, मद्भक्तः संगवर्जितः ।**
**निर्वैरः सर्व भूतेषु, यः समामेति पांडव ॥ १० ॥**

**॥ भगवद् गीता ॥**

**અર્થ**:—હે અર્જુન ! જે સઘળાં કામ મારે માટેજ કરે છે, જેનું ઉંચામાં ઉંચુ હિત તે હુંજ છું, જે મારો ભક્ત છે, જે મમતાથી છુટો થયેલો છે અને જેને કોઈના ઉપર રાગ દ્વેષ—વેર નથી, તે માણસ અવશ્ય મનેજ પામે છે.

અને એ ઉત્તમોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવાને પ્રત્યેક મનુષ્યને ભક્તિનીજ આવશ્યકતા છે; ભક્તિ સર્વ સુખનું મૂળ છે, સર્વ ધર્મનું મુળ છે અરે સર્વેશ્વરને પામવાનું મુખ્ય સાધન છે માટેજ કીર્તનારંભે સદ્દકવિએ કહ્યું છે કે—

**પદ.**

ભક્તિ કરીને ઉતરો પાર, જુઓ જાણી આ સંસાર;
આ વિષયમાં કવિ કબિર કમાલ ચરિત્ર નિરૂપણ કરે છે.



# कबीर कमाल चरित्र.



## સાખી.

રામ ભજન બીન નીકો, જાનત નહીં કછુ કબીરા;
સેવા પુજા જ્ઞાન, ધ્યાન, સબ રામહી રામ પસારા.

*    *    *    *

અંતર્યામી રામ ભયો તબ, રામ રામ મુખ ગાવે;
ભજન રીતિસેં રામ રીઝાવત, ગાવત નાચત રોવે.

મહાત્મા કબીર અનન્ય ભક્ત હતા, કોઈ વખતે નાચતા, ગાતા અને કોઈ વખતે પ્રેમાશ્રુથી પ્રભુના ચરણ કમલને ભીંજાવતા. નિર્ધન સ્થિતિમાં અનેક સંકષ્ટો સહન કરીને પણ કબીરે અખંડ ભક્તિ રાખી હતી. દુઃખમાં જરા પણ તે ડરતો નહી અને સુખમાં હરખાતો પણ નહિ.

## પદ.

સુખ દુઃખને સમતોલ ગણી જેણે, પ્રભુ ભજ્યા તેને ધન્યરે ..ભક્તિ૦

## સાખી.

કુઇદિન શક્કર, કુઇદિન મૈદા સૂખી રોટિ ખાવે;
રામ ભજન પર કુઇદિન કબીરા ગંગાજલ પીલેવે.

* * * *

નીષ્કામ ભગતહૈ કબિરા જગમે સાધુ પુકારે;
ભક્ત પરિછા લેવેકો પ્રભુ, અજોધ્યાપુરસેં દ્વારે.

## લાવણી ચલતી.

કબીર ભક્ત કહાવે કાસીમાં, નિત હરિના ગુણ ગાયે;
સંત મંડળી દ્વારે દેખી, હૃદય પ્રફુલ્લિત થાયે.

સર્વમાં અંતર્યામીને દેખનારો પરમ ભક્ત કબીર, સંસારી છતાં ત્યાગીથી અધિક હતો. એક ક્ષણ પણ હરિસ્મરણ વિના તેની જતી નહોતી અને ભક્ત લોકોને જોઈ કબીર ગાંડો ઘેલો બની જતો.

### પદ.

હરિજન નથી થયોરે, શીદ ગુમાનમાં તું ઘુમે.....હરિ૦
હરિજન જોઇ હૈડું ન હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામ, દામ ચટકી નથી ફટકી, ક્રોધે લોચન રાતા.....હરિ૦

આજ કાલના કહેવાતા નામના હરિજનો, મહાત્માઓ કે ભક્તોની સ્થિતિ ઉપર મુજબનીજ હોય છે, અર્થાત્ કામાદિક શત્રુ પર તેમણે સ્વપ્ને પણ જય પ્રાપ્ત કરેલો હોતો નથી.

પરંતુ કબીર ભક્ત પોતાને ત્યાં સંત, મહાત્મા, ભક્ત લોકોની મંડળી આવતી જાણી દોડીને સન્મુખ જઇ સર્વ સંત, ભક્તના ચરણારવિંદમાં નમી પ્રેમાશ્રુ સહ હર્ષઘેલો થઈ કહેવા લાગ્યો.

અહો! આજે મારૂં અહો ભાગ્ય છે! આજના દિવસને, જીવનને અને ઘડીને ધન્ય છે કે મને આપનાં દર્શન થયાં તથા સત્સંગ થશે.

પધારો મ્હારા વ્હાલા! પધારો મ્હારા પ્રભુ! પધારો મ્હારા હૃદયના રામ! કહો હું આપની શું સેવા ઉઠાવું ?

## आर्या.

ભોજન દઇ સંતોને સંતોષવાને મન કબીરો ધારે;
પણ અન ધન નહિં પાસે, તેથી પત્ની પાસે વિચારે

અન્ન, ધન કે વસ્ત્ર વિના ભકતોને ભોજન શી રીતે આપવું ? એ વિચારમાં કબીરનું મન રોકાયલું જાણી પત્નીએ શબ્દનો ખરો અર્થ पति+नयतिती=पत्नी એટલે પતિને લઇ જાય છે તે પત્ની. અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં દોરી જાય તેજ પત્ની. એ સિદ્ધ કરી આપ્યો. તે વિચાર સાગરમાં મુંઝાતા પતિને વંદન કરી બોલી.

## હીંડી.

નાથ ધર્મ સાધતાં તો, સૌ સધાયે;
ધર્મ, કર્મ, જતાં નાથ સર્વ જાયે......નાથ૦
સંત સર્વને કરાવવું ભોજન;
આપશે ઉધાર કહો કોણ અન્ન .....નાથ૦
નથી કોડી પાસ આશ અતિ ભારી;
જાઓ તસ્કર થઇને કહે નારી .....નાથ૦

ધન્ય છે! કબીરની સ્ત્રીને કે જે સ્વામિને ધર્મ કૃત્યમા સહાયભૂત થઇ યુક્તિ બતાવી રહી છે એનું નામજ સ્ત્રી છે.

**कोपे दासी रते वेश्या, भोजने जननी समा ।**
**विपत्तौ बुद्धि दात्रीच सा रमा न रमा रमा ॥ ११ ॥**

**અર્થ**:—જે પત્નિ પોતાના ક્રોધ સમયે દાસી સમાન દિન થઇ રહે છે, પતિ સાથે ક્રિડા સમયે વેશ્યા પ્રમાણે રહે છે. ( ઇચ્છા મુજબ વર્તનારી ) ભોજન સમયે માતા પ્રમાણે પ્રિતિથી ભોજન કરાવનારી હોય છે, અને સંકટ સમયે ઉત્તમ પ્રકારની બુદ્ધિ સલાહ આપે છે તેજ સ્ત્રી છે. માત્ર દેખાતી સ્ત્રી તે સ્ત્રી નથી અર્થાત્ ગુણ-વાળી હોય છે તેજ ગુણસુંદરી—સ્ત્રી કહેવાય છે. કબીરની સ્ત્રી ઉપરના સર્વ ગુણથી શોભતી હતી.

**पंच सूना गृहस्थस्य, चुल्ली पेषण्युपस्करः ।**
**कंडानि च उदकुंभस्य, बध्यते यास्तु वाहयन ॥ १२ ॥**

**॥ मनुस्मृति ॥**

**અર્થ**:—ગૃહસ્થાશ્રમીઓને નિત્ય પાંચ હત્યાઓ લાગે છે, અર્થાત્ ગૃહસ્થોને ત્યાં પાંચ ઠેકાણે હત્યાઓ થાય છે. ચુલામાં, ઘંટીમાં, ખાણીઆમાં, પાણિઆરામાં અને કચરો વાળવામાં એ રીતે ગૃહસ્થને નિત્ય પાંચ જાતનાં પાપ લાગે છે, તેના નિવારણાર્થે તેમણે પંચયજ્ઞ કરવાની જરૂર છે.

**अध्यापन ब्रह्मयज्ञ पितृ यज्ञस्तु तर्पणम् ।**
**होमो दैवो बलिर्भुतो नृयज्ञोऽतिथि पुजनम् ॥ १३ ॥**

**॥ मनुस्मृति ॥**

**અર્થ**:-વેદાદિ શાસ્ત્રનું અધ્યયન કરવું તે **બ્રહ્મયજ્ઞ** છે, તર્પણ કરવું તે પિતૃયજ્ઞ છે, હોમ કરવો એ દેવયજ્ઞ છે, બલી આપવો એ ભૂતયજ્ઞ છે, અને અતિથિ સાધુ બ્રાહ્મણ વિગેરેનો સત્કાર કરવો તે નરયજ્ઞ છે.

તદ્દવત્ ગૃહસ્થાશ્રમ ધર્મને યથેચ્છ રીતે પાળી પ્રભુ ભજનમાં સદા તત્પર રહેનાર કબીર પત્નિએ કહ્યું. પ્રાણેશ! ઘરમાં કોડી પણ નથી કે જેથી આપણે સાધુ પુરૂષોનો સત્કાર કરી શકીએ?

**मणिकंकण वर्जितं**-નાથ મારે હાથે મણિ જડિત્ર કંકણ નથી તથા **माणिक कण वर्जितं**-માટલામાં કણ પણ નથી કે તેથી સાહિત્ય મંગાવી નભાવીએ.

## અભંગ.

પિતા પુત્ર સાથે સિધાવો, કરવા તસ્કર કામ;
લાવી અન્ન સાધુ સંતોષો, રાજી થાશે રામ.

* * * *

જરૂર જેટલું લેજો જોખી, ન લેશો વસ્ત્ર કે દામ;
ફક્ત સાધુને માટે લાવો, આપણને છે હરામ.

સ્ત્રીની વાત સાંભળી કબીર અને કમાલ ગણપતિ સ્મરણ કરી ગણેશીયુ ( ખોદવાનું હથીઆર ) લઇ રવાના થયા. બજારના રસ્તામાં આવી એક દુકાનદાર ગૃહસ્થની ભીંત કોચી કમાલ અંદર દાખલ થયો અને કબીર બહાર ઉભો ઉભો તપાસ રાખે છે.

કમાલે ગૃહસ્થના ઘરમાં ઘણું ધન, વસ્ત્ર, દાગીના અને દ્રવ્ય જોયું પરંતુ તે કોઇ તરફ તેણે દ્રષ્ટિએ કરી નહીં.

## સાખી.

પરધન દેખત થુંક બરાબર, દુજી ઔરત નાની;
માન કરો અપમાન બરાબર, યહી સંતનકી બાની.

ધન્ય છે એવા મહાત્મા સાધુ પુરૂષોને કે જેમનું મન હરિ ચરણારવિંદમાં રહી માયિક વસ્તુઓ તરફ લોભાતું નથી.

**मातृवत्परदाराश्च, परद्रव्याणि लोष्टवत् ।**
**आत्मवत् सर्व भूतेषु, यः पश्यति स पश्यति ॥ १४ ॥**

**અર્થ**:-પરદારાને માતા સમાન, પરધનને લોહ જેવું અને સર્વ આત્માને પોતાના આત્મા સમાન ગણનાર છે તેજ આ પૃથ્વીમાં જોનાર એટલે દેખતા ગણાય છે.

## દ્વિહાર.

પરધન પત્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન;
ઇતનેસેં પ્રભુ ના મિલે તો, તુલસીદાસ જમાન.

ધન્ય છે કમાલના નિશ્ચયવાળા મનને અનેક માયિક વસ્તુઓ ત્યજી તેણે પોતાના જરૂરની વસ્તુઓજ લીધી અને તે પણ જોઇએ તેટલીજ.

## ચોપાઇ ઓખાહરણની.

લોટ ચોખાને સાકર દાળ,
ઘૃત તેલ મસાલોરે સાર;
શાકપત્રાવળીને સોપારી,
પાન બીડાંને માટે સંભાળી.

આ પ્રમાણે જોઇતું સાહિત્ય લઇ કમાલ કબીરને આપે છે. એટલે કબીર ઘેર મુકી આવે છે. છેવટે સર્વ સામગ્રી પૂર્ણ થઇ ત્યારે કમાલ બહાર નીકળ્યો. કબીર અને કમાલ શ્રી રામસ્મરણ કરતા કરતા સ્વગૃહ તરફ રવાના થયા.

પંદર વીસ કદમ ગયા પછી કમાલ ઉભો રહી કહેવા લાગ્યો. પિતાજી આપણે મોટી ભુલ કરીએ છીએ.

## ચલતી લાવણી.

કરી ભુલ પિતા આ કામે, ગૃહસ્થ દુઃખીઓ થાશે (૨)
ખાતર પાડેલું છે તેથી, ધન કોઇ હરિ જાશે.

*　　*　　*　　*

ભરનિદ્રામાં પડયો તથાપિ, જાણી જરૂર રડશે ( ૨ )
દોષરહિત અદ્યાપિ તત પણ દોષિત થાવું પડશે.

પિતાજી આપ જરા ઉભા રહો, હું વણિકને જાગૃત કરીઆવું, નહીતો આપણે જે ખાતર પાડયું છે તેમાંથી બીજા હરામખોરો પેશી તેના ધનમાલ અને જાનને હાની કરશે અને તે પાપના ભાગી આપણને થવું પડશે.

## સાખી.

તસ્કરને નહિ ધર્મ તથાપિ, કમાલ કરવા જાતાં;
પાછળથી પડશે પસ્તાવું વણિક હાથ સપડાતાં.

કબીરે કહ્યું—કમાલ તારૂં કહેવું યોગ્ય છે, પરંતુ આ તસ્કર કાર્યમાં એ વિચારો સુખકર નિવડશે નહીં, જગાડતાં બરાબર તું પકડાઇ જઇશ અને રાજાના જુલ્મિ કાયદાને આધારે તને ફાંસીની શિક્ષા થશે માટે એ વાર્ત કરવા જેવી નથી.

## आर्या.

પ્રાણ ભલે આ જાયે, પણ પર અહિત તે નવ જોવાએ;
પુણ્ય અનેક જન્મનાં, તેપર દુઃખ દીધાથી ધોવાયે.

કમાલ પિતાને કહેતો કહેતો ચાલ્યો, ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરી નિદ્રાવશ થયેલા ગૃહસ્થના પગનો અંગુઠો પકડી જાગૃત કર્યો.

ગભરાઇ ગયેલો, બાવરો બનેલો ગૃહસ્થ કમાલના સામું જોઇ થરથર કંપવા લાગ્યો.

કમાલે કહ્યું ભાઇ અમે જરૂર જેટલી ચોરી કરી જઇએ છીએ હવે તું તારૂં સંભાળજે બીજું કોઈ પેશી જાય નહીં.

કમાલે સોટ મુકી ખાતર પાડેલી જગ્યામાંથી બહાર નિકળવા માથું બહાર કહાડયું અને પગ કહાડવા જાય છે તેટલામાં તો વણિકે દોડી આવી કમાલના બન્ને પગ પકડી મજબુત દોરડાથી બાંધી ઘર વચમાં રહેલા એક થાંભલા સાથે મજબુત બાંધી લીધા.

શ્રીરામ કાર્ય કરવાને દ્રોણગિરિ લઈ જતા મારૂતીને બાણમારી ભરતે દુઃખ આપ્યું હતું, તદ્વત્ સાધુ સત્કાર કરતાં કમાલ સંકષ્ટ વશ થયો.

કબીરે પાસે આવી કહ્યું કમાલ હવે શા માટે વિલંબ કરે છે, કદાચ કોઇ સરકારના માણસો આવી ચડશે તો તને તથા મને કેદ કરી લઈ જશે.

કમાલે નિરાશાપૂર્વક કહ્યું.

## કાલિંગડા દાદરો.

ફસાયો તાત આજરે, હું સાધુ કેરે કાજરે......ફસાયો૦
વણિકપર વિશ્વાસ લાવી, વાત સત્ય મેં બતાવી;
સંકટ વિકટ પડયું આવી, જાવા બેડી લાજરે... . ફસાયો૦
શીર કાપીને સીધાવો, ભોજન સંતને ફગાવો;
દુઃખ દીલમાં ન લાવો, ચઢો ધર્મ પાજરે......ફસાયો૦

## સાખી.

બડે જુગતસેં કહત તાતકૂ,
કાટો શીશ હમારો;
જાતો સબની સંત જમાવો,
ગેહિ દાસ તિહારો.

કમાલનાં હૃદયભેદક વચન સાંભળી કબીરનું હૃદય ભરાઇ આવ્યું, નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી, હૃદય ધડકવા લાગ્યું, પગ થર થર કંપવા લાગ્યા.

## કહાનડો ત્રિતાલ.

નથી પ્રગટયો અવનીમાં પિત કો,
નિજ તનુ શીર છેદી ખુશી થાયે.....નથી૦
લાડ લડાવ્યાં જે હસ્તેથી;
લાડકવાયો ન તેથી હણાએ..............નથી૦
માતા તારી ને મળવાને;
છુટી શકે શું નહીં તું જરાયે ?......નથી૦
પ્રેમ ઘેલી તે તુજ માટે,
મરશે શીર પટકીને સહાયે........નથી૦

કમાલ તેં ખરેખર કમાલ કરી, બેટા! તારી માતા તારા સમાચાર પુછશે ત્યારે હું શો જવાબ દઇશ ?

બેટા! તને ઘણું કહ્યું છતાં તેં ન માન્યું તેનુંજ આ પરિણામ છે. કમાલ! તારૂં મસ્તક છેદન કરતાં મારા હાથ ધ્રુજે છે, મારાથી એ કામ કેવી રીતે બને ?

## પદ.

આસ ન તોરો ઉનકી, તાતજી આસ ન તોરો ઉનકી...તાત૦
બડા ભાગ આજ, સંત ઘર આયે,
ધર લિયો ચરનનકી.................. ...તાતજી૦

ઘી, શક્કર, ઔર ચાવલ મૈદા,
ચોરી કિયા બનિયનકી................ તાતજી૦

કહત કમાલ સુનો તુમ કબિરા,
યહી રીત સાધનકી....................તાતજી૦

કમાલ! મ્હારા વ્હાલા કમાલ! તારી ધીરજ જોઇને હું વિસ્મય થાઉંછું. અરેરે! તારા જેવા ધીર પુત્રનો વધ કરવાનો સમય અને તે મારેજ હાથે કે?

**सएव धन्यो विपदि, स्वरुपं न विमुञ्चति ।**
**त्यजत्यर्क करैस्तप्तं, हिमं देहं न शीतताम् ॥ १२ ॥**

**અર્થ**:-વિપત્તિમાં પણ જે પોતાના સ્વરૂપને છોડે નહીં, તે પુરૂષનેજ ધન્ય છે. સૂર્યના કીરણોથી તપેલું બરફ પોતાના દેહનો (આકારનો) ત્યાગ કરે છે પણ શીતલતાનો ત્યાગ કરતું નથી.

**चलन्ति गिरयः कामं, युगान्त पवना हताः ॥**
**कृच्छ्रेऽपि न चलत्येव, धीराणां निश्चलं मनः ॥ १६ ॥**

**અર્થ**:-પ્રલય કાળના પવનથી હણાયેલા પર્વતો ચલિત થાય છે, પણ ધીર પુરૂષોનું નિશ્ચલ મન કષ્ટથી પણ ચલિત થતું નથી.

## સાખી.

શીરને સાટે સાહેબ મળશે, વચન વધા કંઇ વાર;
સત્ય કરો હિંમતને રાખી, કરશે કૃપા કારતા૨.

પિતાજી! હિંમત હારતાં ધર્મ જશે અને ધર્મ જતાં સર્વસ્વ જશે માટે ધર્મનેજ વ્હાલો કરો.

**एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयातियः ।**
**शरीरेण समं नाशं, सर्व मन्यद्धि गच्छति ॥ १७ ॥**

**॥ मनुस्मृति ॥**

**અર્થ**:—મરણ પછી પણ માણસની સાથે આવે એવો ખરો મિત્ર માત્ર એક ધર્મજ છે; બાકીનાં તમામ સાધનો શરીરની સાથે નાશ પામે છે, માટે ધર્મ ઉપર પ્રીતિ રાખવી.

પિતાજી! ધર્મ તમને કામ લાગશે તેવો હુકામ લાગવાનો નથી, જ્ઞાતા પુરૂષો પુત્ર, કલત્ર, મિત્રાદિકને તુચ્છ ગણી ફકત એક ધર્મનેજ પ્રિય ગણી સંગ્રહે છે.

**દ્રષ્ટાંત**—એક સંન્યાસી મહારાજે કોઈ ગામમાં જઇ તે ગામના મુખ્ય ગૃહસ્થ સંબંધી પ્રસન કરતાં જવાબ મળ્યો તે દશ લાખનો આશામી છે, અને તેને ચાર છોકરા છે.

મહાત્માએ તેનું ઠેકાણું પુછી લીધું અને નારાયણસ્મરણ કરતાં ઝટ તે ગૃહસ્થને ત્યાં આવી પહોંચ્યા.

ગૃહસ્થે આસન આપી પ્રીતિપૂર્વક સત્કાર કર્યો. સ્વામિએ પૂછ્યું તમારી મિલ્કત કેટલી છે, ગૃહસ્થે કહ્યું પોણો લાખની છે.

આ સાંભળી સ્વામિ વિસ્મય થયા તેમણે કહ્યું લોકો તમને દશ લાખના માલીક કહે છે અને તમે જુઠું શા માટે બોલો છો ? શું

તમે નથી જાણુતા કે જુઠું બોલવું એ મહા પાપ છે ? ઠીક કહો તમારે પુત્ર કેટલા છે ?

ગૃહસ્થે કહ્યું સ્વામિજી મારે એકજ પુત્ર છે.

સ્વામિજી ક્રોધે ભરાયા અને ઉઠી ઉભા થયા, ગૃહસ્થે કહ્યું મહારાજ ભિક્ષા લઇનેજ જજો.

સ્વામિજીએ કહ્યું તારે ચાર પુત્ર છે ને તું કહે છે મારે એક પુત્ર છે, તું અત્યંત અનૃત વદનારો છે માટે તારા ઘરની ભીક્ષા લેવી એ અમારો ધર્મ નથી.

ગૃહસ્થે કહ્યું સ્વામિજી આપ જ્ઞાન સંપન્ન થઈ અર્થનો અનર્થ કેમ કરો છો ? સ્વામિજીને શાંત પાડી ગૃહસ્થે પોતાની ખાતાવહી કાઢી બતાવ્યું તો ઉધાર બાજુએ બરાબર પોણા લાખનો આંકડો હતો અને મથાળુ કર્યું હતું કે ધર્માદા શ્રીકૃષ્ણાર્પણ ખાતે ઉધાર. પછી ગૃહસ્થે મહારાજ સામે દ્વિભુજ જોડી કહ્યું આ લાખોની મીલ્કત મારી નથી, આ શ્રીહરિને અર્પણ થઇ છે તેટલીજ મીલ્કતનો માલીક હું છું બીજી મારે નકામી છે.

સ્વામિજી મુગ્ધ હાસ્ય કરી ગૃહસ્થની તારિફ કરવા લાગ્યા. ધન્ય છે ! ધન્ય છે ! ત્હારી બુદ્ધિને અને ધર્મ પાળવાની વૃત્તિને, પરંતુ ભાઈ ચાર પુત્રને ઠેકાણે એકજ પુત્ર છે, એ કહેવામાં શું તાત્પર્ય છે ?

ગૃહસ્થે કહ્યું—કૃપાનીધિ આ પોણો લાખ રૂ. ખરચી મેં જે

ધર્મ રૂપી પુત્ર પ્રાપ્ત કર્યો છે, તેજ સાચો પુત્ર છે કે જે અત્રે અને પરલોકમાં મને સહાયભુત થઇ અનુપમ પદની પ્રાપ્તિ કરાવી આપનાર છે.

॥ કૃષ્ણા રામા રામા રામારે, રામ રાયા રાધોબારે ॥

પિતાજી ધર્મ પાલનાર્થે ત્વરા કરો હસ્તમાં રહેલી કટારથી મારૂં મસ્તક છેદો અને સાધુ પુરૂષોને ભોજન આપી સંતોષિત કરો. વિલંબ કરતાં ધર્મ અને પુત્ર બંને જશે.

વ્હાલા કમાલ! ધન્ય છે તારી બુદ્ધિને, ધર્મને અને જ્ઞાનને. કમાલ! તારા ઉપદેશથી મને જ્ઞાન થયું છે. મોહ સાગરમાં ડુબેલી મ્હારી બુદ્ધિ જ્ઞાન તટને પામી પુનઃ જીવતી થઇ છે. બેટા! હવે હું આ પાપિણી કટારીનો તારા સુકોમળ કંઠ—ગરદન ઉપર ઉપયોગ કરૂં છું.

તરત કમાલ શ્રીહરિ સ્મરણ કરવા લાગ્યો.

હરે રામ હરે રામ રામ રામ હરે હરે;<br>
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

## સાખી.

રડતા હૃદયે ધર્મ પાળવા, મૂકી કારી કટારી;<br>
રામ રટન કરતો ધર જાએ કબીર પુત્રને મારી.

ધન્ય છે કબીરની દ્રઢતાને, પોતાના વ્હાલા પુત્રના શીર કમળને કાપતાં ક્યા પિતાનો જીવ ચાલશે? ધર્મ પાલન કરવાનોજ જેણે નિશ્ચય કર્યો છે તેનો.

પ્રભુ સાક્ષાત્કાર અને કૃપા કોણ પ્રાપ્ત કરી શકશે? વ્હાલામાં વ્હાલી વસ્તુ ઉપરથી મમતા ઉઠાડી કેવળ પ્રભુ માટે પોતાનું સર્વસ્વ ત્યાગશે તે.

## દોહરા.

પશુકી પનિયાં બનતહે, નરકા કછુ ન હોય;
જો નર કરણી કરે, તો નારાયણ હોય.

કબીરે કમાલનું મસ્તક ઘરમાં લાવી છુપાવી દીધું અને રસોઈ તૈયાર થઇ એટલે સંત મંડળીને ભોજન કરવા બેસાડયા.

## સાખી.

ભઈ રસોઈ પ્રસાદ પાયે, જૈજૈકાર કીયે;
માલા ચંદન બીડે પાયો, તુરત કમંડલ લીયે.

કમંડલ, માળાઓ વિગેરે પોતાનું સાહિત્ય લઇ સંતમંડળી ચાલવા તૈયાર થઇ. કબીરે કહ્યું પ્રભુ અમે ભોજન કરી આપને વિદાય કરવાને આવીએ છીએ માટે સહજવાર વિલંબ કરો અને નામ ધુન ચલાવો.

રામકૃષ્ણ ગોવિંદ, વાસુદેવ ગોવિંદ.

બીજી તરફ કબીર અને સ્રીએ પાત્ર તૈયાર કર્યાં, સ્રીએ કહ્યું નાથ આપણો કમાલ કેમ દેખાતો નથી? તે પણ કાલનો ભુખ્યો છે માટે તેને બોલાવોને? આજે કેમ કમાલને યાદ કર્યા વિના જમવા બેસી જાઓ છો.

## સાખી.

સંત કુટી સાચવવા માટે, કમાલને મેં પઠાવ્યો;
પહોંચ્યો છે તે પ્રભુ ચરણમાં હું તુજ પાસે આવ્યો.

કબીરે દ્વિઅર્થી વાણીનો ઉપયોગ કર્યો, સ્ત્રી તે સમજી નહીં. ઝટપટ જમીને સંત લોકોને વળાવવાને માટે નગ્ર બહાર સ્વારી ચાલી.

પ્રાતઃકાળે પેલા વૈસ્યના દ્વાર આગળ મોટું કોલાહલ મચ્યું હતું. પોલીસે આ માથા વિનાના ચોરના ધડને બહાર કહાડી વણિકને પુછ્યું તારા ઘરમાંથી શું શું ગયું છે તે કહે?

વણિકે તપાસ કરી કહ્યું સાહેબ અનાજ વિના કંઇજ ગયું નથી.

## અભંગ.

વસ્ત્રાભુષણ દ્રવ્ય તજીને, કરી અન્નની ચોરી;
શીશ તજ્યું તે સાટે જેણે, તેથી નહીં બલજોરી.

વણિકે વગ વશીલાથી રાજા પાસેથી હુકમ કઢાવ્યો કે એ ધડને સૂળીપર ચડાવી દો અને દાખલો બેસાડો કે હવે પછીથી કોઇ ચોરી કરે નહિ.

માત્ર અન્નની ચોરી કરનાર, ઘરધણીને જગાડીને જનાર અને મસ્તક વિનાના આ ચોર ઉપર ધનવાન વૈશ્યે જરા પણ દયા ન કરી ખરેખર દોલતનો મદ એવોજ છે. દો=બે અને લત્ત એટલે લાત=દોલત એટલે બે લાત. તે આવતી વખતે એક લાત છાતીમાં મારી માણસને અક્કડ, અભિમાની અને ઉદ્ધત બનાવી દે છે પશ્ચાત્ જતી

वखते पीठमां એક લાત મારી કમરમાંથી વાંકો વાળી દે છે અર્થતા નિર્ધન દશામાં ઉચું જોઇ શકતો નથી, લક્ષ્મી મનુષ્યને અબુધ બનાવી દે છે.

**गोभिः क्रीडितवान्कृष्ण, इति गोसम बुद्धिभिः ।**
**क्रीडत्यद्यापि सा लक्ष्मी रहो देवी पतिव्रता ॥ १८ ॥**

**અર્થ**:–"કૃષ્ણે ગાયોની સાથે ક્રીડા કરી હતી" એમ ધારીને ગાય ( અથવા વૃષભ ) ના જેવી બુદ્ધિવાળા મુર્ખ લોકોની સાથે અહા ! લક્ષ્મી જેવી પ્રતિવ્રતા દેવી ક્રીડા કરે છે.

**मन्ये सत्यमहं लक्ष्मीः समुद्रा द्धुलि रुत्थिता ।**
**पश्यन्तोऽपि न पश्यन्ति, सन्तो विह्वल लोचनाः ॥ १९ ॥**

**અર્થ**:–હું ખરેખર એમ ધારૂં છું કે લક્ષ્મી એ સમુદ્રમાંથી ઉડેલી ધુળિ ( ધુળ–રજ ) છે. કારણ કે એ રજથી જેમનાં લોચન આકુલ વ્યાકુલ થયેલાં છે એવા પુરૂષો જુવે છે તે છતાં દેખી શકતા નથી, અર્થાત્ લક્ષ્મીના મદથી તેઓ જોતા છતાં અંધ થઈ જાય છે.

**लक्ष्मीर्यादो निधेर्यादो नादोवादो चितं वचः ।**
**बिभेति धीवरेभ्यो या जडेष्वेव निमज्जति ॥ २० ॥**

**અર્થ**:–"લક્ષ્મી, સમુદ્રનું એક જલ–જંતુ છે." આ વચનમાં કાંઇ પણ વાદ કરવા જેવું નથી, કારણ કે જલ–જંતુ જેમ ધીવર ( મછીમાર ) થી ભય પામે છે તેમ લક્ષ્મીરૂપી જલજંતુ પણ ધીવર

( બુદ્ધિમાં શ્રેષ્ઠ એવા વિદ્વાનો ) થી ભય પામે છે અને જળજંતુ જેમ જળમાંજ ડુબી જાય છે તેમ લક્ષ્મી રૂપી જળજંતુ પણ જડ ( મુર્ખ જન ) માંજ ડુબી જાય છે. અર્થાત્ મુર્ખને હાથજ જાય છે.

રાજાજ્ઞા પ્રમાણે કમાલના ધડને સુળી ઉપર ચડાવી દેવામાં આવ્યું હતું.

## ચોપાઇ તુલસી.

ધડ સુળીપર ધર્યું તેણીવારે, નર નારી ત્રાસ મન ધારે;
પુર બહાર મળ્યા સહુ જંન, કહે આવું ન ભાળ્યું કો દંન.

* * * *

ચાલી સંત તણીરે સવારી, રામ નામ ધુન કરી ભારી.
કરજોડી રહ્યું ધડ ત્યારે, ગયા સંત ભક્તની બ્હારે.

સંત મંડળીને ધડ દ્વિહસ્ત જોડી વંદન કરે છે એ જોઇ સર્વ કોઇ આશ્ચર્યવશ થયા અને પ્રશંસા કરી કહેવા લાગ્યા.

## સાખી.

અચરજ સીસ બિના યહ બાલક,
કૈસે હાથ જુરાવે;
બોલત ઉનકી આશ રહી અબ,
ઇતની જમ ધર જાવે.

આ અકથનિય ચમત્કાર જોઇને સંત મંડળે તે ધડને સુળી ઉપરથી નીચે ઉતાર્યું, અને કબીરને પુછયું, કબીર આ ધડ કોનું છે.

કબીરે સત્ય સંભાળી કહ્યું, પ્રભુ આપના ચરણાર્વિંદમાં પઠાવેલા કમાલનું આ ધડ છે.

અધિરા હૃદયથી ભકત લોકોએ આમ થવાનું કારણ પુછતાં કબીરે સર્વ હકિકત સંત સન્મુખ કહી સંભળાવી. જે સાંભળતાં બરાબર સર્વ સાધુ જનોએ એકે અવાજે કહ્યું.

## સાખી.

ધન્ય કબિરા ભક્તિ તિહારી,
ધન્ય પ્રિયા અનુકૂલા:
ભક્તિ બઢતી તેરી રાખો,
જુગ જુગ રામ ગુપાલા.

સંત મંડળના અધ્યક્ષ મહાત્માએ કબીરના પ્રતિ પ્રેમ દ્રષ્ટિ કરી કહ્યું, કબીર તારા ધર્મનિષ્ઠ, શ્રદ્ધાવાન અને પરમ ભકત પુત્ર કમાલનું માથું ઝટપટ લઇ આવ.

## आर्या.

શીર કમળ લઇ આવ્યો,
શ્રીહરિએ ધડ સાથે દીધું ધરી;
અમૃત દષ્ટે નિહાળી,
સજીવન કાયા કમાલ તણી કરી.

મહાત્માની કૃપામય દ્રષ્ટિથી કમાલ આળસ મરડી ઉભો થયો અને સંત મંડળીને જોતાં બરાબર દરેક ભક્તોની પ્રદક્ષણા કરી પ્રેમાશ્રુ ભર્યા હૃદયથી તેમના ચરણારવિંદમાં શીર મુકી દિન વાણીથી પ્રાર્થના કરવા લાગ્યો.

## હીંડી.

કરે છે કમાલ સર્વને પ્રણામ.
સંત સર્વ બોલે મુખ રામ રામ:
હર્ષ માતાને અંગ નવ માય,
પુત્રને નિહાળી ગુણ હરિના ગાય.

પ્રભુની અપાર લીલામાં હર્ષઘેલો દીવાનો બની ગયેલો કબીર પ્રેમાવેશમાં નાચવા અને કુદવા લાગ્યો તથા શ્રીરામ ગુણ ગાન કરી પળમાં હસવા અને પળમાં રડવા લાગ્યો. આવી ઉત્તમ સ્થિતિને જોઇ દયાળુ દેવે કૃપા કરી અને કબીર, કમાલ તથા કબીરની સ્ત્રીને દર્શન આપી કૃતાર્થ કર્યાં.

## સાખી.

ભરત, શત્રુઘ્ન, લછમન સીતા,
લેકર પ્રભુજી ઠાડે;
ઉનસે ચરણ અસ પવન તનય,
બલ બીમહિ તબ કરજોડે.

येतु सर्वाणि कर्माणि, मयि संन्यस्य मत्पराः ।
अनन्ये नैव योगेन, मांध्यायंत उपासते ॥ २१ ॥

॥ भगवद् गीता ॥

**અર્થ**:–હે પૃથાના પુત્ર! જેઓ સર્વ કર્મોને મારામાં અર્પણ કરીને મારામાં અત્યંત પ્રીતિવાળા થઇ અનન્ય યોગવડે મારૂં જ ચિંતન કરતા છતાં નિરંતર મને ઉપાસે છે.

तेषामहं समुद्धर्ता, मृत्यु संसार सागरात् ।
भवामि न चिरात्पार्थ, मय्यावेशित चेतसाम् ॥ २२ ॥

॥ भगवद् गीता ॥

**અર્થ**:–તે મારામાં પ્રવેશ કરાવેલા ચિત્તવાળાઓને હું મૃત્યુ યુકત સંસાર સમુદ્રમાંથી તુરતજ સારી રીતે ઉદ્ધાર કરનારો થઉંછું.

## उपसंहार.

કબીરની અને કમાલની ભકિતનેજ ધન્ય છે કે જેની કસોટી કરવાને શ્રીરામચંદ્રજીને કુટુંબ સહ આવવું પડયું.

ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ, સીતા અને વાયુકુમાર મારૂતી સહ શ્રીરામે ધનુષ બાણ ભાથા સાથે દર્શન આપી કબીરને કહ્યું वरंब्रुही (૩) માગી લે. (૩)

કબીરે કહ્યું–મહારાજ! ભગવન્ન! આપની અલૌકિક માયા મને સતાવે નહીં અને મારૂં મન અહનીંશ આપના ચરણારવિંદ-

માંજ રહે. સિવાય અન્ય વસ્તુની મને કંઇજ જરૂર નથી. જગમાં જન્મ ધરી જેણે અવિનાશીની આવી કૃપા પ્રાપ્ત ન કરી તે ગમે તેવા ડાહ્યા જ્ઞાની, ગુણવાન, કે મોટા હોય તો પણ ખોટાજ છે.

પદ.

જગના મોટા ખોટા જાણવા,
સાચા હરિના જંન;
સુખ દુ:ખ સમતોલ ગણ્યું જેણે,
હરિ ભજયા તેને ધન્યરે.....ભક્તિ૦

માટે હરિ શરણુ ગૃહી અન્ય ઉપાધી તજી કેવળ પ્રભુનો દાસ બની જા અને જે કંઇ કર્મ કરે તે પ્રભુને અર્પણુ કર.

પદ.

જે કર તે કર હરિ અર્પણુ કર,
અન્ય તજી ઉદ્દેષરે;
લક્ષ તજીને રખે લપટાવે,
મમતારૂપી મેંશ.....ફરી તને ક્યાં૦

અધુના સુધારાની સીડી પર ચડનાર કેટલાએક અબુધો ભક્તિની દોરી પકડયા વિના ચડતાં પાછા પડે છે, અને ભવ કલેશ જાળમાં સડે છે માટે.

પદ.

ભક્તિ કરીને ઉતરો પાર.

॥ સીતાકાંત સ્મરણું, નમ: પાર્વતી પતયે ॥

हेचीदानदेगादेवा ॥
गुण गाइन आवडी ॥
न लगे मुक्ति धन ॥
तुका ह्मणे गर्भ ॥
कृष्णाराम रामा ॥

## आरती.

॥ જયદેવ જયદેવ જય પંઢુરંગા ॥

कायेनवाचा ॥
त्वमेवमातापिता ॥
अच्युतं केशवं ॥

॥ પુંડલીક વરદા, સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતીપતયે ॥

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

## समाप्त.

॥ श्रीराधाकृष्णाभ्यांनमः ॥

# श्रीभीमभक्ति चरित्र.

## पूर्वरंग निरुपण.



॥ श्रीगणेशायनमः ॥

॥ श्रीमन्महागणाधिपतयेनमः ॥

॥ अखंड मंडलाकारं व्याप्तं एन चराचरम् ॥
॥ तत् पदं दर्सितं येन तस्मै श्रीगुरुवे नमः ॥

   

॥ शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ॥
॥ सूत्र भाष्य क्रर्ता वंदे भगवंतौ पुनः पुनः ॥
॥ इत्यादि नमनं ॥

### ભજન ધુન

જે જે ગુરૂ મહારાજ ગુરૂ, જે જે પરબ્રહ્મ સદ્‌ગુરૂ;
જે જે ગુરૂ મહારાજ ગુરૂ, જે જે સદ્‌ગુરૂ કલ્પતરૂ.

॥ સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતિપતયે ॥

# ધનાશ્રી પદ.

॥ રામ કૃષ્ણ હરિ જય જય રામ કૃષ્ણ હરિ ॥

# ધ્રુવપદ.

॥ પુંડરિક વરદા, જાનકી જીવન સ્મરણં, નમઃ પાર્વતિપતયે ॥

# મૂળપદ.

**( નાથ કૈસે ગજકો બંધ છુડાયો ) એ રાગ.**

ભટક ભવસાગરની નર મટવા,
લાગો નાથ નિરંજન રટવા........ભટક.
દિવસ જતાં કાંઇ વાર ન લાગે,
આયુષ્ય માંડ્યું છે ઘટવા;
માંકડા માફક નિત્ય નારીના,
નાચો થઇ નહિ નટવા........ભટક.
ઉત્તમ દેહ મળ્યો છે તમોને,
જન્મ મરણથી છટકવા;
હાથે કરી પાપના પંક માંહિ,
જાઓ છો શીદ લપટવા........ભટક.
શીલ ને સત્ય અને સંતોષનું,
લાગજો દ્રવ્ય દપટવા;
ત્યમ જમના દૂતના પાસમાંથી,
યત્ન કરો કોઈ વટવા.......ભટક.

॥ સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતીપતયે ॥

આદૌ કીર્તન પ્રારંભે એક ગુર્જર સદ્કવિ સાધક વર્ગ પ્રતિ સદ્બોધ કથે છે.

" ભટક ભવસાગરની નર મટવા,
લાગો નાથ નિંજન રટવા. "

હે નર! ( માનવી ) ભવ સાગરની ભટક ( જન્મ–મરણ ) મટવાને માટે તું નિરંજન ( હરિ ) નાથને રટવા માંડજે; કારણ એ અવિનાશી વિના અન્ય સ્થળે જવાથી તને લેશ પણ સુખ થવાનું નથી.

**પદ.**

હીરા મોતી નામ હરિનું, પથ્થર બીજી વાતો;
કહે પ્રીતમ મૃગજળ દેખીને, રખે તું પીવા ધાતો.

   

ધાયા તેતો ધુળ કમાયા, ડાહ્યા થઇ દંડાયા;
કહે પ્રીતમ માયાને મૂશળે, ખુબ તરે ખંડાયા.

   

ખંડાયા તેતો ખોળ્યા ન જડયા, આરો થઇને ઉડયા;
કહે પ્રીતમ સંસાર સિંધુમાં, બહુવાર તે બુડયા.

   

બુડયા તેને કોણ બચાવે, આપે અવળા ચાલે;
કહે પ્રીતમ પોતાને હાથે, ફાંસી ગળામાં ઘાલે.

મોહ માયાના મોટા ફાંસા, તે તોડ્યા નવ તૂટે;
કહે પ્રીતમ હરિ ધ્યાન કરે તો, જગત્ જાળથી છૂટે.

હીરાથી હજારઘણું કિમતી હરિનામ તજી જે પ્રપંચ પથ્થરને વળગે છે, તે અંતે પસ્તાય છે અને માયાને હાથે લુંટાય છે અને દુસ્તર માયાના ફાંસામાં આવ્યા પછી માયાપતિ શ્રીહરિની સંપૂર્ણ કૃપા વિના ક્યારેય પણ છૂટી શકતો નથી.

**दैवी ह्येषा गुणमयी, मममाया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते, माया मेतां तरंतिते ॥ १ ॥**

**गीता अ० ७-१४**

**અર્થ**:-મારે આશરે રહેલી મારી માયા, પ્રાણીઓને પોતાના આત્મ સ્વરૂપનું અજ્ઞાનપણું દેખાડનારી, સત્વાદિ ત્રણ ગુણવાળી, શ્રુતિ સ્મૃતિમાં પ્રસિદ્ધ અને આત્મરૂપ દેવને આશરે રહી તેને ઢાંકનારી, અવિદ્યા ( માયા ) દુઃખે કરીને નિવૃત્ત કરી શકાય તેવી છે, પરંતુ સહજમાં નિવૃત્ત કરી શકાય એવી નથી. તેથી જેઓ મારા અનન્ય શરણને ગ્રહણ કરે છે તેઓજ તેને નિવૃત્ત કરી શકે છે.

**श्रण्वतः श्रद्धया नित्यं ग्रणंतश्च स्वचेष्टितं ॥**
**कालेन नाति दीर्घेण भगवान् विशते हृदि ॥ २ ॥**

**भागवत स्कंध २-८-४**

**અર્થ**:-શ્રદ્ધાએ કરીને જીવ નિત્ય ભગવાનના ગુણાનુવાદ શ્રવણુ કરે તથા ભગવાનનું સેવન કરે, એ પ્રમાણે ઘણા કાળ કરેથી ભગવાન તેના હ્રુદયને વિષે પ્રવેશ કરે છે.

દિવસ જતાં કાંઇ વાર ન લાગે,
આયુષ્ય માંડયું છે ઘટવા .....ભટક.

પ્રિય સજ્જનો! કઇ વખતે જીવનની સમાપ્તિ થાય છે, તે ખબર પડવાની નથી, માટે જમદુતના ક્રૂર પાશમાંથી છુટવાને સત્વર યત્ન કરો.

કાળના યોગની ખબર પડતી નથી,
કર્મના ખેલને કોણુ જાણે ?
બુદ્ધિ બળ આદિ શુભ સાધનો સામટાં,
કામ આવે નહિ કોઇ ટાણે.

   

પાપની રાશીના દોષ વધવા થકી,
પૂર્વનાં પુણ્યની ખાણુ ખુટે;
સાવ નિઃસાર આ હાય સંસારમાં,
સાંધીએ એક ત્યાં તેર તૂટે.

## લાવણી ચલતી

તારૂં ધાર્યું થાય નહીં, તું શાને ફાંફાં મારે; ( ૨ )
ગર્વ તજી ગોવિંદ ભજીને, સદાય સુખીયો થાને.

ગર્વ તજી શ્રીહરિનું સ્મરણ કરી સુખીયો થઇ જા, હાથે કરીને પાપપંક ( ગાર ) માં શા માટે ફસાય છે ?

## હરીગીત.

ગોવિંદને ગોવિંદને, ગોવિંદને ભજ મૂઢરે;
આવ્યું કદી તુજ મરણ તો, ડુકૃઞ નહીં રક્ષા કરે.
કર્તવ્ય કેમ વિસાર તું, પળની ખબર પડશે નહીં;
મોઘો સમય સમજ્યા વિના, સુખ લેશ પણ જડશે નહીં.
ભજ ભજ ભલા ગોવિંદને, આ કાળ મિથ્યા જાય છે:
આવે અચાનક મોત તો, ભણતર વડે શું થાય છે ?

અનેક પ્રકારની વિદ્યા, કળા, હુન્નર, લક્ષ્મી, સંપત્તિ અને અધિકારનો રાખેલો તારો ગર્વ અંતે નકામોજ છે.

**बर्हायंतते नयने नराणां लिंगानि विष्णोर्न निरीक्षतोयौं ।**
**पादौ नृणांतौद्रुम जन्म भाजौ क्षेत्राणि नानु तजतो हरेर्य ॥ ३॥**

❦ ❦ ❦ ❦ ❦

**भारः परंपद किरीट जुष्ट मत्युत्तमांगं ननमेन्मुकुंदम् ।**
**शावौकरौ नोकरुतः सपर्या हरेर्लसत्कांचन कंकणोवा ॥ ४ ॥**

❦ ❦ ❦ ❦ ❦

**श्रीविष्णु पद्यामनुज स्तुलस्या स्वसन्शवोयस्तुन वेदगंध ॥५।**

**॥ श्री० भागवते ॥**

**અર્થ**:–જે પુરૂષ હરિની મુર્તીનાં દર્શન કરતો નથી, તેનાં નેત્ર મોરે પીંછના ચાંદલા જેવા આકારનાં છે, અર્થાત્ તે આંધળા છે અને જે પગે કરીને હરિના મંદિરમાં તથા તીર્થ કરવા જતો નથી, તેના પગ ઝાડના થડ જેવા જડરૂપ જાણવા.

જેનું મસ્તક હરિની મુર્તિને નમતું નથી તે મસ્તક તેના શરીર ઉપર ભાર છે એમ જાણવું, અને જે હાથે કરીને હરિનું સેવન કરતો નથી તેના હાથ મુએલા મુડદાના હાથ જેવા જાણવા. ૪

હરિના ચર્ણારવિંદની તુલશીને નાક વતે જે સુગંધ લેતો નથી, તેનું નાક મુડદાના નાક જેવું જાણવું. ૫

એ રીતે હરિ વિમુખ રહેનારની સર્વ અંગની વ્યર્થતા કહી છે માટે પ્રમાદ તજીને ઇશ્વિરમાં પ્રીતિ કર તેથીજ તારૂં શ્રેય થશે.

અધુના–કળિકાળમાં બીજાં સાધનો પૂર્ણ રીતે પ્રાપ્ત કરી શકાશે નહીં, કારણ અધર્મ અને અગ્રાહ્ય વસ્તુઓના ગ્રહણથી અશુદ્ધ પરમાણુઓથી પૃથ્વી ઘેરાઇ ગઇ છે.

**म्लेछा क्रांतेषु देशेषु पापैक निलयेषु च ।**
**सत्पीडा व्यग्रलोकेषु हरि रेव गति मेम ॥ ६ ॥**

**અર્થ**:–દેશ મ્લેચ્છોએ કરીને આક્રાંત કહેતાં વ્યાપ્ત છે, તેણે કરીને કેવળ પાપનાં નિલય ( સ્થાન ) થઇ રહ્યાં છે અને સાધુઓને પીડા કરીને વ્યગ્ર કહેતાં વ્યાકુળ છે, લોક જેમાં એવા દેશમાં શ્રીહરિજ અમારી ગતિરૂપ થાઓ અર્થાત્ શ્રીહરિના ચરણારવિંદનેજ અમે પામીએ.

आश्रमा यवनै रुद्धाः तीर्थानि सरितस्तथा ।
देवता यतनान्यत्र दुष्टैर्नष्टानि भूरिशः ॥ ७ ॥
पद्मपुराणे भागवत महात्म्ये अ० १-३३

**અર્થ**:–પવિત્ર દેશ યવન જે મ્લેચ્છાદિક તેણે કરીને રોકાઇ ગયો છે, તીર્થ અને નદીયોના દેવતા અંતર્ધ્યાન થઇ ગયા છે અને કળિયુગે કરીને દુષ્ટોના સંસર્ગથી સર્વ તીર્થ પણ નાશ થઇ ગયાં છે, તેથી સત્પુરૂષોનાં ચિત્ત પણ વ્યગ્ર થઇ ગયાં છે.

કવિરાજ ધીરા ભકત કળિયુગનાં લક્ષણ વર્ણવે છે.

## પદ.

### ( રાગ ધીરાની કાફી )

એવાં કલજુગનાં એંધાણરે, જગમાંથી જાશે વારી;
એવા શૂરાનર તો સંતાશેરે, ધકકે દેશે દેઠ ધારી...એવાં.

### સાખી.

કારડીયા કરમી કહેવાશે, જાડેજા ગોદેશે જાળાં;
નીચ ઘેર ઘોડા થાશે, શ્રીમંત ચાલશે પાળા.
એવી બેની રીતી જાશેરે, સગપણમાં રહેશે સાળી...એવાં.

### સાખી.

શેઢે શેઢા ધસાશે, અને જમીનમાં ખોદાશે ખુંટ;
શુભ વાહન મેલી કરી, અને બ્રાહ્મણ બેસશે ઊંટ.
એવે વાણિયા ખાતર પાડશેરે, વાળંદ થશે વેપારી.. એવાં

## સાખી

સોનાને બદલે ધાતુ વેચાશે, ને વરણાગીમાં રહેશે વાળ:
બ્રાહ્મણ માંસ મદિરા પીશે, ત્યારે ખરો કળિજુગ જાણ.
એવે આપો બેસો નહીં રહરે, દુઃખમાં રહેશે અજા પ્યારી... એવાં.

## સાખી.

છાસમાં માંખણ નહીં તરે, દરિયે નહીં ચાલે વ્હાણ;
ચંદ્ર સૂરજનાં તેજ ઘટી જશે, ત્યારે ખરો કળિજુગ જાણ.
એવે દાસ ધીરો કહે છેરે, મેં કીધું મનથી વિચારી... એવાં.

કઠિણ કળિકાળમાં ધર્મની સ્થિતિ બદલાઇ જશે અને સ્ત્રી પુરૂષો અધર્મી થશે, તેથી પ્રભુ શરણ વિના અન્ય ઇલાજ નથી.

**पुंसान् कलि कृतान्दोषान् ।**
**द्रव्य देशात्म संभवान् ॥**
**सर्वान्हराति चित्तस्थो ।**
**भगवान् पुरुषोत्तमः ॥ ८ ॥**

**भागवत स्कंध १२-३-४०**

**અર્થ**:–પુરૂષોને કળિયુગે કરીને દ્રવ્ય દેશ અને દેહથી થયા જે દોષ, તે સર્વ દોષ ભગવદ્ભક્તના હૃદયમાં બિરાજમાન થયેલા ષડ્ગુણ ઐશ્વર્ય યુક્ત જે, પુરૂષોત્તમ ભગવાન છે તેજ દુર કરે છે.

**દ્રષ્ટાંત**–રઘુકુળ ભૂષણ શ્રીરામચંદ્રજી, સતિ સીતા અને લક્ષ્મ-

ણુજીએ પંચવટીમાં મુકામ કર્યો હતો. લક્ષ્મણ ફળ લાવી વડીલ બંધુની સેવા કરતા હતા, અને બ્રહ્મચર્ય પાલન કરતા હતા.

લક્ષ્મણ જ્યારે જ્યારે ફળ માટે વનમાં જાય ત્યારે આજ્ઞા આપતાં શ્રીરામ તેમને કહેતા કે દક્ષિણ દીશામાં જશો નહીં. લક્ષ્મણજી મોટા ભાઇની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કરતા નહીં અને એ વાત રઘુનાથ સારી પેઠે જાણતા હતા તથાપિ દક્ષીણ દીશામાં જશો નહીં એ શીખામણ દેવાનું તેમણે હમેશને માટે ચાલુજ રાખ્યું હતું. તેથી લક્ષ્મણજીને અત્યંત કંટાળો આવતો. એક દિવસ લક્ષ્મણે દક્ષિણ દીશા તરફજ જવું અને ત્યાં શું છે? તથા જવાનું ના કહેવાનું કારણ શું છે? તે શોધવા નિશ્ચય કર્યો.

બે એક માઇલ આવતાં તો લક્ષ્મણને અતિશય આનંદ ઉત્પન્ન થયો; બીજાં વન કરતાં આ વન બહુજ રમણિય ફળવાળુ અને પક્ષીઓના મધુર નાદથી નંદનવન જેવું શોભતું હતું. બીજાં અરણ્યોમાં જ્યારે ફળને માટે વૃક્ષાદિકપર ચડવાનો શ્રમ લેવો પડતો હતો, ત્યારે આ અરણ્યમાં ઉત્તમોત્તમ સ્વાદિષ્ટ પરિપકવ ફળોના ઢગલા વૃક્ષોની નીચે પડેલા દ્રષ્ટિએ પડતા હતા.

એક સુંદર વૃક્ષ પાસે જતાં લક્ષ્મણને કંઇ નવોજ ચમત્કાર દેખાયો અને તે એ હતો કે તે વૃક્ષ ઉપર બેઠેલાં અનેક પક્ષીયો.

રામ, રામ, રામ, રામ; રામ, રામ, રામ, રામ;
રામ, રામ, રામ, રામ; રામ, રામ, રામ, રામ.

ની ધુન મચાવી રહ્યાં હતાં. લક્ષ્મણે વિચાર કર્યો અહો ! કેવું પવિત્ર અરણ્ય છે કે જેમાં રહેલાં પક્ષીયો પણ રામની ભક્તિ–ઉપાસના કરે છે, ત્યારે રઘુનાથે મને શા માટે આ પવિત્ર પ્રદેશમાં આવવાને મના કરી હશે. ?

અસ્તુ ગમે તેમ હો હું પણ તે પક્ષીઓના વૃંદ પાસે જઇ રામ, રામ, રામ, રામનું સ્મરણ ચાલુ કરૂં. સત્સંગ અને હરિસ્મરણ એ આ જીવનનું ખરૂં જીવન છે. એમ વિચાર કરતા લક્ષ્મણજી તે વૃક્ષ પાસે જઇ રામસ્મરણમાં લીન થયા, તરતજ પક્ષીયો ઉડયાં અને લક્ષ્મણના શરીરે ચંચુ પ્રહાર કરી માંસ તોડી ખાવા લાગ્યાં.

લક્ષ્મણજી સાવચેત થયા અને ધનુષપર બાણ ચડાવી અનેકનો સંહાર કર્યો તથા પોતે આ અણધારી બલામાંથી મુક્ત થયા તથા મનમાં સમજ્યા કે જેષ્ઠબંધુ અત્રે આવવાનું ના કહેતા હતા તે વ્યાજબીજ છે.

થોડેક. આગળ દ્રષ્ટિ કરતાં એક તમણ ( મોટો ચુલો ) ઉપર ચરૂમાંથી પાણી ઉભરાઇને બહાર જતું હતું. આ જોઈ લક્ષ્મણને તે જાણવાની ઉત્કંઠા થઈ તેથી ત્યાં જઈ જોયું તો પાણી ઉકળીને બહાર વહી જાય છે તે નીક દેખાય છે ખરી પરંતુ ચરૂમાં હાથ ઘાલી જોતાં તે કોરોજ નીકળે છે, અર્થાત્ ચરૂની અંદર એક બિંદુ જેટલું પણ પાણી નથી. લક્ષ્મણને ઘણું આશ્ચર્ય લાગ્યું.

થોડે આગળ દ્રષ્ટિ કરતાં એક સાધુ જટા. નખ, દાઢી વગેરે

બહારનાં સાધનોવાળો દેખાયો, તે ચીંગીયાવતી પોતાનું માંસ તોડી ધુણીમાં શેકીને પોતેજ ખાતો હતો. આ હૃદયભેદક ચિતાર જોઇને લક્ષ્મણને બહુજ શોક થયો અને તેણે રસ્તો બદલી આગળ પ્રયાણ કર્યું.

એક દહેરૂં કે જેને ચારે તરફ જોતાં દ્વાર ( બારણાં ) દેખાતું નહોતું તેનો ભેદ જાણવાને લક્ષ્મણજી તેના ઉપર ચડયા. શીખર ઉપર એક બારી હતી તેમાંથી અંદર દ્રષ્ટિ કરી તો એક ભવ્ય દરબાર મધ્યમાં કોઇ રાજા બેઠેલો દેખાયો.

તે રાજાએ તરતજ કહ્યું, આવો લક્ષ્મણજી તમે રામના દાસછો આવો પધારો! લક્ષ્મણજી આ બધા અલૌકિક ચમત્કારો જોઇને ભ્રમિત થઇ ગયા હતા, તેઓ ઝટ પાછા ફર્યા અને વિચાર્યું કે અમે બે ( રામ+લક્ષ્મણ ) ભાઇઓ છીએ, બંનેનો રાજ કાજમાં સરખો અધિકાર છે, તો પછી મારે રામની સેવા કરી કષ્ટ વેઠવાની શી જરૂર છે ?

ભ્રમિત ચિત્તથી લક્ષ્મણજી ફળ લીધા વિના પાછા ફર્યા, અને શ્રીરામ ચરણારવિંદમાં નમન કર્યા વિનાજ આવીને બેઠા.

પરબ્રહ્મ શ્રી રામચંદ્રજી સમજી ગયા હતા કે આજે લક્ષ્મણે દક્ષિણ દિશામાં ગમન કર્યું છે અને તેનુંજ આ ફળ છે, શાંતિથી શ્રીહરિએ પુછ્યું ?

હે લક્ષ્મણ! આજે તું કેમ ઉદાસ છે? અને ફળ વિના કેમ પાછો આવ્યો છે? શું અસુરોએ તને દુઃખ આપ્યું છે?

એવો કોઇ પણ અસુર હું જોતો નથી કે જે મને પીડા આપી શકે; પરંતુ આજથી હવે તમારે અને મારે પરસ્પર અડધો અડધ કાર્ય કરવાનો નિયમ રાખવો પડશે.

મેં ઘણા દિવસ તમારી સેવા કરી છે, માટે હવે તમારે તેટલા દિવસ કામ કરવું પડશે અને મને વિશ્રાંતિ આપવી પડશે, લક્ષ્મણજીએ જવાબ દીધો.

શ્રીરામે કહ્યું લક્ષ્મણ તારા અગણિત ઉપકારોને હું કદી પણ વિસારવાનો નથી, બસ હવે તારે કંઈ પણ કરવું નહીં, જીવન પર્યંત હુંજ ત્હારી સેવા કરીશ.

શ્રીરામચંદ્રજીનાં નિર્મળ વચનો સાંભળી લક્ષ્મણજી લજ્જિત થયા, અને એકદમ ઉઠી ક્ષમા સંપન્ન શ્રી રઘુનાથના ચરણકમલમાં માથું મુકી પ્રશ્ન કરવા લાગ્યા.

કૃપાનાથ! મને ક્ષમા કરો મારી બુદ્ધિ ભ્રમિત સ્થિતિમાં છે અને તેથીજ આપના આગળ નીતિ વિરૂદ્ધ શબ્દોની યોજના થઈ ગઇ છે.

હે દિનેશ! મ્હારી નીચલી શંકાઓનું સમાધાન કરશો એટલે ભ્રમણામાં પડેલું મન સ્થિર થશે એમ મ્હારૂં માનવું છે.

૧ એક વૃક્ષ ઉપર રામ રામ કરનારાં પક્ષીઓએ સત્સંગની ઇચ્છાથી જ્યારે હું પાસે ગયો ત્યારે મ્હારા ઉપર હુમલો કરી ચંચુપ્રહારથી મ્હારૂં માંસ તોડી ખાવા લાગ્યાં એ શું હશે?

૨ ચુલા ઉપર એક દેગડામાં પાણી ઉકળતું હતું તથા ઉભરાતું હતું, પરંતુ પાસે જઇને જોતાં તેમાં કંઇજ દેખાયું નહીં, એ શું હશે ?

૩ એક સાધુ પોતાના શરીરનું માંસ ચીપીયાવતી પોતેજ તોડતો અને પક્વ કરીને પોતેજ ખાતો હતો એ શું હશે ?

૪ દ્વાર વિનાના એક દેવળમાં સભા ભરી બેઠેલા રાજાએ મને ઓળખી લીધો અને કહ્યું આવો લક્ષ્મણ તમે તો રામના દાસ છો એ શું ?

લક્ષ્મણના ચાર પ્રશ્નનો પ્રતિઉત્તર રઘુનાથે ક્રમવાર પ્રીતિપૂર્વક આપ્યો.

૧ પ્રથમ જે પક્ષીઓ હતાં તેવા કળિયુગના ભક્ત થશે કે જે તેમના સહવાસમાં જશે તેમનેજ ફોલી ખાવાને પ્રયત્ન કરશે.

૨ કળિકાળમાં એવા વિદ્વાનો થશે કે પેલા દેગડાની પેઠે ઉભરાઇને બહાર વહી જાય તે દેખાય, પરંતુ અંદર હાથ નાખો તો કોરોજ નિકળે અર્થાત્ તેમને પોતાને પાળવાનું તેમાંનું કશુંજ નહીં, સર્વ શ્રેતાઓને માટેજ રાખશે.

૩ કળિકાળમાં ગૃહસ્થાશ્રમી સ્ત્રી પુરૂષો એવાં થશે કે પોતાના રજ વીર્યથી ઉત્પન્ન થયેલી કન્યાઓ ( દીકરીઓ ) તેને વેચી તેના પૈસા ઉપર દીવસ ગુજારશે અર્થાત્ પોતાનુંજ માંસ વેચી વેચીને ખાશે.

૪ ભાઈ લક્ષ્મણ ! તેં જે છેલ્લે જોયું તે મહારાજા કળીનો દરબાર હતો, જ્યારે તેને ફક્ત એક નાની જાળી છે તેમાં જોતાં ( દ્રષ્ટિ પડતાં ) બરાબર તારી બુદ્ધિ ફરી ગઇ. ભાઇ ભાઇમાં રાગ દ્વેષ ઉત્પન્ન થયો, ત્યારે કળી એ ગુપ્ત ભવનમાંથી બહાર નીકળી જગત્માં રાજ્ય ચલાવશે ત્યારે તે ક્યા પ્રકારનો અનર્થ નહીં કરી શકે ?

તરતજ શ્રી લક્ષ્મણજીએ ઉઠી રઘુનાથના ચરણકમળમાં વંદન કરી થયેલી ભુલને માટે ક્ષમા માગી.

કૃષ્ણ રામા રામા રામારે, રામ રાવા રાધેબારે...કૃષ્ણા.

નમઃ પાર્વતિપતયે.

લક્ષ્મણ જેવા બ્રહ્મચારીની વૃત્તિ જે કળીએ ફેરવી નાખી અને ધર્મચ્યુત કર્યો; તે કળિ–વિક્રાળ–કાળથી બચવાને કોણ સમર્થ છે?

તેજ સમર્થ છે કે જે પ્રભુના ચરણારવિંદમાં દ્રઢ વિશ્વાસથી સુતો છે.

આ વિષય ઉપર સદ્દકવિ જૈમિનીકૃત મહાભારતમાંથી ‘ ‘ ભીમ ભક્તિ ચરિત્ર ” નામક વ્યાખ્યાન નિરૂપણ કરવામાં આવે છે.

ભીમે દ્રઢ નિશ્ચય કરી અલ્પ સમય હરિ ભજન કરી હરિને વશ કરી બોલાવી યુધિષ્ઠિરાદિને જીવનદાન આપ્યું હતું.

એટલાજ માટે કીર્તન પ્રારંભે ગુર્જર સદ્દકવિએ કહ્યું છે કે–

ભટક ભવસાગરની નર મટવા,
લાગો નાથ નિરંજન રટવા

॥ શ્રી દ્વારકાનાથકી જય, સીતાકાંત સ્મરણં, નમઃ પાર્વતીપતયે ॥

## તિલ્લાનો.

તં તદીયરે દીમ દીમ તનન દેરૈના;
તદારે દાની ધાત્રક ધિન્ના ધિરકીટ તિરકિટધા.
મસા, ગસા, સનીધપ મગરેસા,
સાગમ કડાંધા ( ૩ ) તં તદીયરે

॥ નમઃ પાર્વતિપતયે ॥

## आर्या.

ધનુર્માસ પ્રસંગે
ધર્મ વદે શ્રીપતિને બોલાવો;
ભોજન ભાવથી કરવા,
એક પંકિતનો લેવાને લ્હાવો...રામા.

કૌરવોનો સંહાર કરી શ્રીકૃષ્ણ નિજ ભકત પાંડવોને હસ્તિનાપુરનું નિષ્કંટક રાજ્ય આપી સ્વસ્થાને—દ્વારકાં ગયા હતા.

શ્રીકૃષ્ણ તરફ પાંડવોની અકથનિય પ્રીતિ હતી, એ સ્પષ્ટજ છે તેમને બે ચાર માસનો કૃષ્ણ વિયોગ અત્યંત દુઃખરૂપ થઇ પડયો હતો.

એવામાં ધનુર્માસ પ્રાપ્ત થયો કે જે માસમાં ભગવાનને પ્રાતઃકાલમાંજ રાજભોગ ( મીઠો ખીચડો વિગેરે ) ધરાવવામાં આવે છે.

આ મહોત્સવના શુભ પ્રસંગે ધર્મને વિચાર થયો કે નિત્ય નૂતન મિષ્ટાન થાય છે, હજારો બ્રાહ્મણો જમે છે અને અમારા ઇષ્ટ શ્રીકૃષ્ણચંદ્ર નહિ એ વ્યાજબી નથી.

તેથી શ્રીકૃષ્ણને બોલાવી લાવવાને માટે ધર્મરાજાએ દરખાસ્ત મુકી.

જેષ્ટ બંધુની ઇચ્છા જાણીને નકુલજી તૈયાર થયા અને રથ જોડી દ્વારામતિમાં પ્રભુ પાસે જઇ પધારવાને પ્રાર્થના કરી.

નકુલજીની પ્રાર્થના શ્રવણ કરી શ્રીકૃષ્ણચંદ્ર પ્રતિઉત્તર આપેછે.

( રાગ ગીરધારીનો )

મળવાનેરે મન આતુર છે મારૂં,
પણ નથી નીકળવા બારં;
રાજ કાજ વિષે કંઇક સુધારા સારૂં,
ના' કહેવું ઉચિત્ત ધારૂં,

ઝુલ.

જેમ તેમ નભાવી લેજોરે,
કંઇ કારણ પડે તો કહેજોરે;
સહુને સમજાવી દેજોરે,
સજ્જનને સ્નેહ સાલેજોરે.
પણ પ્રત યકી કહેજો વચન આ પ્યારૂં,
નવ ગણશો મન અકારૂં.....મળવા.

શ્રીકૃષ્ણનાં વચન સાંભળી, નિરાસાથી નકુલે આવી યુધિષ્ટિરને સમાચાર કહ્યા. એટલે યુધિષ્ટિરે સહદેવને સત્વર કૃષ્ણને બોલાવી લાવવાને વિદાય કર્યા.

સહદેવે દ્વારકાંમાં આવી પ્રભુ પ્રાર્થના કરી, પ્રભુએ જે પ્રતિ-ઉત્તર નકુલને આપ્યો હતો તેજ ઉત્તર સહદેવને પણ આપ્યો. જેથી દીલગીર થઈ સહદેવ પણ પાછા ફર્યા-

હસ્તિનાપુરમાં પ્રવેશ કરી સહદેવે ધર્મરાજાને શ્રીકૃષ્ણનો ઉત્તર કહી સંભળાવ્યો.

શ્રીકૃષ્ણ હાલ નહીં આવી શકે, એ પ્રમાણે વારંવાર સાંભળવાથી ખિન્ન હૃદયવાળા રાજા ધર્મે અર્જુન તરફ દૃષ્ટિ કરી કહ્યું.

## સાખી.

અર્જુનજીકો કહત યુધિષ્ટિર,
આવત નહિં ગીરધારી;
અબતો કૈસા બિચાર કરના,
રૂઠે ભયે બલહારી.

  

પ્રભુ બિન ભોજન આપ ન કરેંગે,
સાચ સુનો મેરી ભૈયા;
બિજય કહે તબ હાત જુરા કર,
સુનો મેરી બાત બલય્યા.

દ્વારામતકો આપનિ આગ્યા,
લે કરમેં જાઓંગા;
પ્રભુકો પરભાત સમેસો,
બિનતિ કર લેઆઓંગા

વચમાંજ યુધિષ્ટિર બોલી ઉઠયા અર્જુન કાલે પ્રાતઃકાળમાં પંક્તિ સમયે શ્રીકૃષ્ણચંદ્ર નહિ પધારે તો જરૂર હું દેહ ત્યાગ કરીશ.

મોટાભાઈ! હું જાઉં અને જ્યારે શ્રીકૃષ્ણ ન આવે ત્યારે તો હદજ થઇને ? અર્જુને કહ્યું.

તત્કાળ યુધિષ્ટિરે પ્રસન્ન થઇ અર્જુનને દ્વારામતિ જવાને આજ્ઞા આપી.

અહો ધન્ય છે યુધિષ્ટિરની ભક્તિને કે જેણે શ્રીહરિને માટે આવો દૃઢ નિશ્ચય કર્યો છે.

मन्मना भव मद्भक्तो
मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैव
मात्मानं मत्परायणः ॥ ९ ॥
॥ गीता अ० ९-३४ ॥

**અર્થ**:—તું સ્ત્રી પુત્રાદિકમાં તારા મનને આસક્ત નહિ રાખતાં મારામાંજ તારા મનને આસક્ત રાખ. તું ધનાદિ પદાર્થોની પ્રાપ્તિ

માટે રાજાદિકોનો ભક્ત નહિ થતાં, મારોજ ભક્ત થા, મારૂંજ પૂજન કરનારો થા, અને શરીર, મન, તથા વાણીથી તું મનેજ નમસ્કાર કર. આ પ્રમાણે મારે શરણ થયેલો તું પોતાના અંતઃ-કરણને મારા ચિંતનમાં જોડીને સચ્ચિદાનંદ એવા મને અભેદ રૂપે પામીશ.

આ શ્રીભગવાનનાં વચનો પ્રમાણેજ ધર્મરાજાની ભક્તિ હતી. અને તેથીજ તેમને જય પ્રાપ્તિ પણ થઈ હતી.

મોટા પુરૂષો પણ એજ આજ્ઞા કરે છે.

सर्व मार्गेषु नष्टेषु
कलौच खल धर्मिणि।
पाखंड प्रचुरे लोके
कृष्ण एव गति मर्म ॥ १०॥

અર્થઃ—કલિયુગને વિષે સર્વ માર્ગ ( સાધન ) ધર્મ નષ્ટ થયા છે. અને લોકોમાં અનેક પાખંડ મત ઉભા થયા છે, તેથી હે શ્રીકૃષ્ણ ! તમે મને આશ્રયરૂપ થાઓ.

વડીલબંધુની આજ્ઞા પ્રમાણે વિચરનાર અર્જુને યોગ માર્ગથી ક્ષણમાં આવી દ્વારામતિમાં શ્રીકૃષ્ણ આગળ પ્રાર્થના પ્રારંભ કર્યો.

( થઇ ધણો દિલગીર ) એ ર.ગ.

પછી પાર્થ કૃષ્ણની પાસ જઇ કહે;
વિનતિ વડિલ તણી........પછી૦

પ્રભુ પ્રેમે પધારો આજરે,
દુ:ખ પામે યુધિષ્ટિર રાજરે;
નવ કરશો નાથ વિલંબ,
વિશ્વના વાસી આજ ધણી........પછી૦

પશ્ચાત્ અહંકાર વશ થયેલા અર્જુનને શ્રીકૃષ્ણે ઠંડે પેટે પ્રતિઉત્તર આપ્યો.

## સાખી.

આવી શકાય ન હુંથી હમણાં,
અનહદ કામ ઉપાધી;
ના કહેજો જઇ ધર્મરાયને,
બગડે છે અહીં બાજી.

અર્જુન! ત્હારાથી વિશેષ મને કોઇ પણ નથી, પરંતુ શું કરૂં ? હું રાજ ખટપટમાં લપટાયો છું એટલે હાલ તરત તો નહિજ અવાય, કારણ હું ત્યાં આવું તો અત્રે બધી બાજી બગડી જાય તેમછે.

અર્જુન આ ઠંડા પેટનો ઉત્તર સાંભળીને દીલગીર થયા, મુખ ઉતરી ગયું, અશ્રુ વહેવા લાગ્યાં અને છેવટે હિકર જોડી શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો.

### ( સૈખરે ઉતારો રાજા ભરથરી ) એ રાગ.

અરજ સ્વિકારો અવિનાશજી,
થાશે જીવનીરે હાણ,
પ્રાત: કાલે પ્રાણ ત્યાગશે,
ધર્મ પણ છે પ્રમાણ.....અરજ૦

તજશે ધરમ જ્યારે દેહને,
તરત શરીર હું તજશરે;
ઉપકાર સર્વે ઉંધા થશે,
લાગશે કીર્તિમાં કાળાશજો......અરજ૦

અર્જુન શ્રીકૃષ્ણ સન્મુખ કાલાવાલા કરી યુધિષ્ટિરના દ્રઢ સંકલ્પનું કથન કરતો હતો, એટલામાં તો કૃષ્ણ દ્વારપાળે આવી વરદી આપી, મહારાજ રથ તૈયાર થયો છે.

અર્જુનજી તમે બે ચાર દિવસ સુખપૂર્વક અત્રે રહેજો; મ્હારે ઘણું જરૂરનું કાર્ય છે અને જવાને સહેજ પણ વિલંબ થાય તો મોટું નુકશાન થાય તેમ છે, માટે હું જાઉં છું.

આમ વાત કરતાં કરતાં સત્વર પ્રભુએ રૂકિમણી, સત્યભામા વિગેરે પટરાણીઓને બોલાવી કહ્યું, મારે જરૂરના કામ માટે જવાનું થયું છે.

તમે અર્જુનજીની સારી રીતે પરોણા ચાકરી કરજો, જો જો તેમનું મન કોઇ પણ રીતે દુભાય નહીં, તેને માટે ખુબ ધ્યાન રાખજો.

અર્જુન આ બધું નાટક જોઇ વિસ્મય થઇ ગયો હતો તે વિચાર વમળમાં ગોથાં ખાતાં કિનારે આવવાની તૈયારીમાં હતો, એટલામાં તો શ્રીકૃષ્ણે ભુવન છોડી તરતજ રથારૂઢ થઇ પ્રયાણ કર્યું.

પ્રભુને જતા જોઇ ક્રોધાવેશમાં અર્જુને રૂકિમણી વિગેરે પટરાણીઓ સન્મુખ કહ્યું.

## ચલતી.

છુટી જાણજો સગાઇ સર્વે,
ફરી કોઇ નહીં આવે; (૨)
કરી અપમાન જતાં કૃષ્ણ ઉર,
જરા લાજ ના લાવે.

ઠીક છે! હું પણ જોઉં છું કે હવે તમે કેવી રીતે સુખમાં રહોછો.

## आर्या.

સ્વપ્ને પણ સુભદ્રા,
નહિં આવે દ્વારામતિમાં જાણો:
પ્રાણ તજીશ હું જઇને,
શા માટે મિથ્યા મમત તાણો ?

રૂક્મિણી! સત્યભામા! તમારા સ્વામિનાથને કહી દો તે મમત મુકી દે અને મ્હારી સાથે હસ્તિનાપુરમાં આવે, જાઓ પાછા વાળી લાવો, અને સમજાવો નહિ તો પરિણામ માઠું આવશે.

જમાઇનું અપમાન કરીને જગતમાં કોણ સુખી થયું છે? જમાદારની, સરકારની અને જમની શીક્ષાને ક્રોધ સારો પરંતુ જમાઇનો ક્રોધ સારો નથી.

सदावक्र सदाक्रूर
सदा पूज्यामपेक्षते ।
कन्या राशी स्थितो नित्यं
जामातो दशमो ग्रहः ॥ ११ ॥

**અર્થ**:–હમેશાં વાંકો, હમેશાં ક્રૂર (નિર્દય) અને હમેશાં પુજાની આશા રાખનારો જામાત્ર રૂપી દશમો ગ્રહ છે, તે બીજા ગ્રહો જેમ રાશીઓ બદલે છે તેમ બદલતો નથી પરંતુ એક કન્યા રાશી ઉપરજ સ્થિર રહે છે.

બીજા ગ્રહો રાશી ઉપર ફરતા રહે છે તેથી તે ઓછા નડે છે અને આ જામાત્ર (ગ્રહ) તો કન્યારાશી ઉપરજ રહે છે તેથી તે વધારે નડે એ દેખીતુંજ છે.

તેથી તેને પ્રસન્ન રાખવાને અનુષ્ઠાન–દાન અને સન્માન કરવાની જરૂર છે.

जामाता जठरं जाया
जात वेदा जलाशयः।
पूरिता नैव पूर्यंते
जकारा पञ्च दुर्भराः ॥१२॥

**અર્થ**:–જમાઈ, જઠર (પેટ) સ્ત્રી, બ્રાહ્મણ અને તળાવ એ પાંચ વસ્તુઓને ગમે તેટલી પુરો પણ તે પૂર્ણ ભરાતીજ નથી. અર્થાત્ એ પાંચ જકાર દુર્ભર એટલે ભરાય નહીં તેવા છે.

અર્જુનજીનાં વચનોથી ભયભીત થઇ રૂકિમણીએ પ્રતિ-ઉત્તર આપ્યો.

### સાખી.

નણુદી પર નિર્દોષ નવ આરો,
તે નિર્દોષ બિચારી,
મિત્ર તમારા માને નહિં,
તેમાં શી ભુલ હમારી ?

અર્જુને ઝટ રથ ફેરવ્યો, અને કહ્યું, ભલે તમે પણ ઉન્મત્ત થઇ પ્રતિઉત્તર આપોછોને ઠીક છે.

કાલે સવારે અર્જુન નથી એમજ જાણજો, કહી અર્જુને નિરાશ થઇ હસ્તિનાપુર તરફ ગમન કર્યું.

### અભંગ.

નિરાશ થઇ અર્જુનજી આવ્યા,
થર થર ધ્રુજે ધર્મ;
હાય ! હાય ! કોપ્યા શ્રીકૃષ્ણ,
કુટિલ ક્યાં ગ્યે કર્મ ?

અર્જુન ! ભગવાન ન આવ્યા કે ! ધર્મરાજાએ અધિરા થઇ રડતા હૃદયથી પુછ્યું.

### સાખી.

રૂઠે ભગવત કસહિ તરૈહસો,
સમજત નહિં સમજાના;
બિજય તહાંસે આકર નૃપકો,
કહદે સબહી કિસ્સા.

અર્જુનના મુખથી નિરાશા ભર્યા શોક સમાચાર સાંભળી ધર્મરાયે અત્યંત આક્રંદ કરવા માંડયું.

## આશાવરી.

અરેહા ! આફત આવી પડી.....અરેહા !
ઉગાર્યા અવિનાશી અધમ છતાં,
નિજના ગણી ગણી;
વસ્ત્રહરણ, લાક્ષાગ્રહ કામિક,
વનમાં ઘડી ઘડી..........અરેહા !



ધ્રુવ પ્રલ્હાદ, સુદામ, સુધન્વા,
ગજ ગણિકા, શવરી;
રોહીદાસ, અહલ્યા ને અજામિલ:
તેથી શું કૃતિ નબળી ?..........અરેહા !

મહારાજા ધર્મના કરૂણાજનક આક્રંદથી રાજભુવનમાં ભારે ચર્ચા ચાલી એટલે દ્રૌપદી દોડી આવી અને યુધિષ્ટિરના ચરણમાં નમી પુછયું.

પ્રાણેશ ! એવી કઇ આફત આવી પડી છે કે આપે આ અસહ્ય વિલાપનો પ્રારંભ કર્યો છે ?

હે સુંદરી ! અત્યાર સુધીના જીવનમાં સ્વપ્ને પણ નહિ પ્રાપ્ત થયેલું, એવું કષ્ટ આવી પડયું છે.

કાલે પ્રાત:કાળમાં પંક્તિ સમયે શ્રીકૃષ્ણને સાથે બેસાડી ભોજન કરવાનો મેં દ્રઢ સંકલ્પ કર્યો છે, અને જો પ્રભુ નહિ પધારે તો જરૂર હું દેહમાંથી જીવનો ત્યાગ કરીશ.

નકુલ, સહદેવ, અને અર્જુન તેમના ચરણારવિંદમાં જઇ આવ્યા, પરંતુ હઠયોગમાં ઉતરી પડેલા આપણા પરમ પૂજ્ય શ્રી કૃષ્ણચંદ્રે વિનતિ સ્વિકારી નથી, અને આવવાને માટે ચોખ્ખી રીતે નકારજ કર્યો છે.

તેથી મને ખાત્રી થઇ છે કે શ્રીહરિ કાલે સવારે મને નહીંજ મળે, અને મ્હારે મરવુંજ પડશે, તથા મરણ સમયે પણ મને તેમના પવિત્ર મુખચંદ્રનાં દર્શન નહીંજ થાય?

## आर्या.

मीभक्ताचे हृदयीं
 माझे हृदयीं सदैव भक्त वसे।
भक्ति-रहित जन केवळ-
 मातें समाण भासती शवसे ॥ १३ ॥

**અર્થ**:-હું ભકતોના હૃદયમાં રહું છું, અને મ્હારા હૃદયમાં હમેશાં ભકત રહે છે; ભક્તિ છોડી રહેલા ઇતર પુરૂષો પ્રાણ સહિત હોય છે, તોપણ તે મને શવ (મડદા) સરખા દેખાય છે.

સતિ! આ વચનનો શું તે પ્રભુએ ત્યાગ કર્યો હશે? અગર શું અમારામાં એ પ્રકારની ભકિત નહિ હોય?

અરેરે! વ્હાલા, તમે અર્જુનને કુરૂક્ષેત્રમાં કટાકટીના વખતે કહ્યું હતું, તે પણ ભુલી ગયા કે શું?

समोऽहं सर्वे भूतेषु
नमे द्वेष्यो ऽस्तिन प्रियः।
येभजंति तु मां भक्तया,
मयि ते तेषु चाप्यहं ॥ १४ ॥

॥ गीताजी ॥

અર્થ:—હું સર્વ ભૂત માત્રમાં સમાન છું, મને કોઇ દ્વેષી નથી અને કોઇ પ્રિય પણ નથી, તથાપિ જે પ્રેમ ભકિતએ મને ભજે છે, તે મ્હારામાં રહે છે, અને હું તેનામાં રહું છું.

વ્હાલા! આ તમારી પ્રતિજ્ઞાઓનો ભંગ તમે શામાટે કરોછો? ધર્મરાજાના કલ્પાંતથી કલેશ પામેલી દ્રોપદી વચમાંજ બોલી ઉઠી.

## आर्या.

શોક તજો સ્વામિજી,
સખા કૃષ્ણને સઘ અહીં લાવું;
પ્રાત:કાળ સુધીમાં,
નહિં આવે તો પ્રાણ વિના થાઉં.

ધર્મને ધીરજ આપી દ્રૌપદીએ દેવગ્રહમાં જઇ દૃઢ સંકલ્પ કર્યો. વ્હાલા! અલબેલા!! પ્રાણરક્ષક!!! પ્રાત:કાળમાં બ્રહ્મભોજન સમયે આપ નહીં પધારો તો ધર્મ, ધનંજય અને હું ત્રણે દેહ તજીશું.

વ્હાલા! આ સંકટ સમયે આપ અમારા દોષ ગણવા બેસસો તો અમને તારી શકશો નહીં અને દોષ ગણવા એ આપનું કાર્ય પણ નથી.

अजामिलादि दोषाणां,
नाशकोनु मत्रे स्थितः ॥ १५ ॥

**અર્થ**:—અજામિલાદિક જે મહા પાપી, તેમના દોષનો નાશ કરવાવાળા તમે મહા ઉદાર અને દયાળુ છો.

## માલકોષ ત્રિતાલ.

અવિનાશી વ્હારે આવોરે,
જાણી દિન દાસ બચાવોરે.....અવિના૦
મર્કટ વેષ ધર્યો સુજ માટે,
સોદાગર થઇ આવ્યારે;
વસ્ત્ર અનુપમ અર્પ્યા વ્હાલા,
શાને આજ તપાવોરે.....અવિના૦

  

સેવક સ્વાંગ ધરીને ઉગારી,
આશિષ ઓછમ અપાવે રે,
મહારાણી પદ આપી મુજને,
ત્રીભુવન શીદ તપાવોરે..... અવિના૦

દ્રૌપદીની એક પણ પ્રાર્થનાનો સ્વિકાર ન થયો અને છેવટે નિરાશ થઇ ત્યારે મધ્ય નિશાએ પાછી આવી અશ્રુપાત કરતાં યુધિષ્ટિરને કહેવા લાગી.

## સાખી.

વૃત્ત સમાપ્તિ કરીને કાલે,
અર્પણ કરીશું કાયા,
સમજાતું નથી કારણ સ્વામિ,
કેમ કૃષ્ણ ના આવ્યા ?

દ્રૌપદી, અર્જુન, યુધિષ્ટિર, સહદેવ અને નકુલ સર્વેનો એક મત થયો. કાલે પ્રાતઃકાળે પ્રભુ ન પધારે તો ચિતા ખડકી આપણે સર્વેએ બળી મરવું એજ ઉત્તમ છે.

અલ્પ સમયમાં આ શોકસમાચારે ભીમસેનના ભુવનમાં પ્રવેશ કર્યો. બંધુઓ અને દેવી દ્રૌપદીના કલ્પાંત તથા સંકલ્પની વાત જાણી ભીમસેન સત્વર ત્યાં આવી યુધિષ્ટિરને પુછી સર્વ વાતથી વાકેફ થયો.

તમે સર્વ શોક તજી દ્યો, તમારે પ્રાતઃકાળે શ્રીકૃષ્ણની જરૂર છે એજ કે કંઇ બીજું છે ? ભીમસેને હિમતથી યુધિષ્ટિરને પૂછ્યું.

યુધિષ્ટિરે કહ્યું-ભીમભાઇ આ સમય વાતોમાં વડાં કરવાનો નથી, હિમ્મત હોય તો તમે પણ પ્રયત્ન કરી જુવો.

## લાવણી ચલતી.

પંક્તિ ભોજન સમયે લાવી પ્રભુને ઉભા રાખું, (૨)
શોક તજીને નિર્ભય થાઓ, મિથ્યા વચન ન ભાખું.

## દોહા.

કરે હાંસી સર્વ ભીમની તે વારે,
નથી લાજ રહી કોઇની અત્યારે;
પાર્થ દ્રૌપદી થયાં નિરાશ જ્યારે,
કોણ કૃષ્ણ કાજ હૃદય હામ ધારે ?

ભીમ વચમાંજ બોલી ઉઠયો, બીજી ખટપટ જવા દો, પંક્તિ સમયે મને કહેજો એટલે એક ક્ષણમાં શ્રીકૃષ્ણને બોલાવી હાજર કરીશ.

ભીમનાં હિંમત ભરેલાં વચનોથી સર્વ શાંત થયાં, અને પ્રાત:કાળે પ્રભુને નૈવેદ્ય કરી પંકિત બેઠી. ધર્મરાજાએ પોતાની જોડે શ્રી કૃષ્ણચંદ્રનું આસન મુકયું અને ભીમને કહ્યું ભાઇ ત્વરાથી શ્રી કૃષ્ણને બોલાવો.

અર્જુન કહે મોટાભાઇ હવે કૃષ્ણચંદ્ર શી રીતે આવશે ? દ્વારકામાં જઇ તેડી લાવતાં સુધી કંઇ બ્રહ્માર્પણ જળ હાથમાં રાખી પીરસેલી પત્રાળી ઉપર બેસી રહેવાય ખરૂં કે ?

## સાખી.

શા માટે દ્વારામતિ જાવું,
શું પ્રભુ અત્રે નથી એ ?
જળ, સ્થળ, નભ, જગમાં વ્યાપક છે,
વેદે વાણ કહીએ.

**जले विष्णुः स्थले विष्णु र्विष्णुः पर्वत मस्तके ।**
**ज्वाला माला कुले विष्णुः सर्वं विष्णु मयं जगत् ॥**
**॥ विष्णुपंजरे ॥**

**અર્થ**:—જળમાં વિષ્ણુ છે, પરવતની ટોચ ઉપર વિષ્ણુ છે, અને સર્વ જગત્ વિષ્ણુમય છે.

સર્વમાં જ્યારે વિષ્ણુ પરબ્રહ્મ શ્રીકૃષ્ણજ વ્યાપક છે, ત્યારે તે પ્રભુ અત્રેજ શા માટે પ્રકટ નહીં થાય? ભીમસેન ભક્તિ અને ધર્મના જુસ્સામાં આવી તરતજ ગદા લઇ રાજભુવનના દ્વાર બાહાર ચોકમાં જઇ ઉભો રહ્યો.

## અભંગ.

અંગનમેં તબ જા કર પ્રભુકે,
મનમેં ધર રહે ધ્યાના;
અપને હાથકી ગદા જોરસેં,
ફેંક દીયા અસમાના.

ભીમે ધ્યાન ધરી, દૃઢ સંકલ્પ કરી, ગદા ફેંકી, પ્રભુ એકદમ આવો. આ ગદા પાછી ફરે તે પહેલાં આવો નહીં તો આ શરીર અત્યારથીજ આપને માટે કાળ ( ગદા ) ની તળે મુકું છું.

## સાખી.

નીચે અપના શીશ ધરાકે,
ભગવન મોટી પુકારે:
અનાથ વત્સલ નાથ દીનકે,
ગરજત નામ તુમારે.

ભીમની ફેંકેલી ગદા નભપટ્ટ ભેદી ઉપર જઈ પૂર્ણ વેગમાં ત્યાંથી પાછી ફરી, એટલે ભીમ જે જગ્યાએ ગદા પડવાનો સંભવ હતો, તે સ્થળે વાંકો વળી કમરે હાથ રાખી, આકાશ તરફ દૃષ્ટિ કરી, વજ્રવત્ પડતી ગદાને પોતાના માથા ઉપર ઝીલવાને આતુર થઈ શ્રીકૃષ્ણ સ્મરણ કરતો ઉભો રહ્યો.

## સાખી.

અપના બીરદ સાચ કરનેકું,
ચીત પવનકે એગા;
પાછે ત્યજકર પહૂચેગા તુમ,
તબહી પ્રાન બચેગા.

યુધિષ્ઠિર, અર્જુન, દ્રૌપદી, સહદેવ અને નિકુળાદિ અન્ય સ્ત્રી પુરૂષો ભીમનું સાહસ જોઈ ધ્રુજી ઉઠયાં હતાં.

ભીમસેનની આ છેલ્લામાં છેલ્લી, આત્મનિવેદન ભક્તિથી પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણચંદ્ર ત્વરાથી એકાએક ત્યાંજ પ્રગટ થયા.

## आर्या.

આહથી ગજ છોડવા,
જેવી ઝડપથી ગયેલ ગિરધારી;
એવા વેગથી આવી,
ભક્ત રાખવા ગદા ગ્રહી ભારી૦

ભીમસેનના ઉપર પડતી વજ્ર જેવી કઠીણ ગદાને, પ્રભુએ એક હાથથી પકડી લઇને નીચે મુકી દીધી; અને ભીમનો કર ઝાલી બોલ્યા.

ભીમસેન આ શું કરે છે?

ભીમે કહ્યું, મહારાજ ભક્તિ કરૂં છું.

શ્રીકૃષ્ણચંદ્રને એકાએક આવેલા જોઇને, ધર્મ, અર્જુન, સહદેવ, નકુલ, અને દ્રૌપદી તથા અન્ય સર્વ સ્ત્રી પુરૂષોને અનહદ આનંદ અને આશ્ચર્યની પ્રાપ્તિ થઈ.

પશ્ચાત્ શ્રીકૃષ્ણ સાથે સર્વ મંડળીએ પ્રીતિ સહ ભોજન કર્યું. પરંતુ યુધિષ્ટિર, અર્જુન, દ્રૌપદી, વિગેરેને દુઃખ ઉત્પન્ન થયું. કે પ્રભુએ અમારી કોઈની અરજી ન સાંભળી, અને આ પ્રમાદી અશ્રદ્ધાળુ તથા મનમોજી ભીમસેનની અરજી સાંભળી તેના બોલાવવાથી આવ્યા, એ ઠીક કર્યું નથી. આજે પ્રભુએ અમારી ઉજ્વળ કીર્તિને કલંકિત કરી, જગત્માં અમારી હાંસી કરાવી છે.

## ગઝલ.

( દશા આ શી થઇ )

સ્વિકારી ના અરજ મારી,
ભક્તિ મન ભીમની ધારી;
ગણીના સ્નેહ સગાઇ તે,
હૃદય સાલે મને ભારી...સ્વિકારી૦

આહીરનું એઠું જમી, ચારી વનમાં ગાય;
પરત્રિયમાં રમનાર તે, ક્યાંથી સમજે ન્યાય.

મામા, માસી નાખ્યાં મારી,
કનિષ્ટ કુબજા ગણી પ્યારી...સ્વિકારી૦

ગણતું કોઈ ન જગતમાં, આહીરમાંજ રહ્યા;
સુભદ્રા લીધી અમે, ત્યારે ઓળખાયા,
દીધા ઉપકાર વિસારી, સમય પર દઇશું દેખાડી...સ્વિકારી૦

આખો દિવસ સંકલ્પમાં અને રાત્રી નીદ્રામાં ગઈ, બીજે દિવસે શ્રીકૃષ્ણે ઉઠી ઝટ ભીમસેનના મહેલમાં પ્રવેશ કર્યો.

બ્રાહ્મિ મુહુર્તમાં સ્નાનાદિક ક્રિયાથી નિવૃત થઈ પ્રાત:કાળમાં તો પ્રભુ ભીમસેનના મહેલમાંથી પાછા બહાર નીકળતા હતા એટલે ધર્મ અને અર્જુન દ્વારમાંજ મળી ગયા.

વંદન કરી, નિયમપૂર્વક યુધિષ્ટિરે પ્રાર્થના કરી, પ્રભુ પધારો ભોજનાર્થે સર્વ મંડળી આપને માટે ખોટી થાય છે.

## લાવણી.

ભોજન કર્યાં અમે ભાવતાં,
ભીમસેન અવાસે;
થયા તૃપ્ત હવે લવલેશન,
અન્ન જમાશે.

અર્જુનને હસવું આવ્યું, અને જરા ગુસ્સે થઈ બોલ્યો, ઠીક છે, ઠીક છે? ક્યાં સુધી આવું જુઠું બોલી ભીમને ઉંચે ચડાવશો તે હું જોઉં છું?

પ્રભુ કહે ક્ષમા કરજો, હું જુઠું બોલ્યો નથી, અર્જુનજી જુવો મારા મુખમાં તાંબુલ છે. અને એટલેથી વિશ્વાસ ન આવતો હોય તો હજુ ચાલો રૂક્મિણી, સત્યભામા, લક્ષ્મી વિગેરે જમે છે તે નજરે નિહાળો અને ભેદ ભાગો.

શ્રીહરિનાં વચન શ્રવણ કરી સર્વ આશ્ચર્ય ચકિત થયા અને ભીમ ભુવનમાં જોવાને માટે ગયાં.

## ચોપાઇ.

વહા પંગતીકા થાટ, ધરે ચંદનકે પાટ,
ચૌકી પર સુનેકે તાટ, કટોરા રત્ન જડીત હે.

   

પુરી રંગોલી સુરંગ, બિચ વિધવિધ કે રંગ;
દેખત હોય મન દંગ, ભોજન બામિની કહે.

આ ચમત્કાર જોઇને સર્વ ચકિત થયાં, અને બોલી ઉઠયાં. અરેરે! આપણા ઘણા પ્રયત્નથી પણ જે પ્રભુ આપણે ત્યાં પધારતા નહોતા તે પ્રભુ આજે ભીમને ત્યાં સ્ત્રીઓ સહ જમ્યા અને આ ભીમ તો હજુ ઉંઘે છે આ શું?

## અભંગ.

ઉઠયો ભીમ ભર નિંદ્રામાંથી,
ગડબડ કોણે મચાવી;
કૃષ્ણ કહે કાલે નવ ખાધું,
રસોઇ જલ્દી બનાવી.

શ્રીકૃષ્ણ કહે ભીમસેનજી કાલે મેં બરાબર ખાધું નહોતું તેથી આજે રસોઈ બનાવી મેં પ્રથમ ખાઈ લીધું છે તેને માટે મને ક્ષમા કરશો.

## आर्या.

પાંચે પડયાં પ્રભુ ચરણે,
મુઝાવ્યાં તમ માયાએ ભારી;
ભાગો ભેદ સર્વનો,
ખેદ મટે પીતાં ભક્તિ વારી.

સ્મિત હાંસ્ય કરી શ્રીકૃષ્ણે, કરગ્રહી સર્વને ઉઠાડી કહ્યું.

તમારાથી હું જરા પણ દૂર નથી, તમારામાં અને ભીમનામાં મને જરા પણ ભેદ નથી. પરંતુ ભીમના અને તમારા સંકલ્પમાંજ ભેદ છે. અને તેથીજ તમને ચર્મ દૃષ્ટિએ ભેદ દેખાય છે.

તમે દરેકે એવો સંકલ્પ કર્યો હતો કે, કાલે પંક્તિમાં આપ નહીં પધારશો તો અમે દેહ તજીશું.

હવે જુઓ તમારો દેહ તજવાનો નિશ્ચય મોળો. અમુક સમય પછી ને માટે હતો. ત્યારે હું પણ તમારે માટે મોળો. અને અમુક વખત પછીથીજ આવવાનો હતો.

ભીમનો નિશ્ચય તેવો નહોતો, તેથી તેને માટે મને તરતજ આવવાની જરૂર પડી. ભીમે જ્યારે માનસિક પુજાથી મને સંતોષો ત્યારે તમે સર્વે ગર્વ વશ થઈ મ્હારા ઉપરની શ્રદ્ધા અને ભક્તિથી રહિત થયા છો. કહો હવે કોનો દોષ છે?

## સાખી.

વૈસી ભકિત વૃકોદરનકી,
જાની પુરન સબને;
જીનકે મનમેં ગરવ થયા સો,
પરહારા ભગવતને.

॥ શ્રી કનૈયાલાલકી જય, નમઃ પાર્વતિપતયે ॥

# उपसंहार.

પ્રભુ કૃપા પ્રાપ્ત કરવાને માટે ભીમસેનના જેવી, દૃઢ ભક્તિ અને ધૈર્યની જરૂર છે.

એવા દૃઢ નિશ્ચયવાળા, ભક્તોને ભગવાન એ બેમાં જરા પણ ભેદ નથી. કારણ એવા નિશ્ચયવાળા ભક્તો તે ભગવાન રૂપજ છે.

## ચંદ્રાવળા.

હરિજન તે હરિ રૂપ છે,
તેને મુરખ નિજ સમ જાણે;
જેમ શશી સાગરમાં હતો,
તેને માન્યો મીને મીન પ્રમાણે;
મીન પ્રમાણે થયો નહિં સોમ,
મકર રહ્યો જળ તે વશ્યો વ્યોમ.
તેમ ભક્ત વૈકુંઠે જાશે,
અધમ તે યાં ના યાં અથડાસે.
સેવો શ્રીકૃષ્ણ૦

અનેક કષ્ટ સહન કરી પ્રભુ તરફ જનારનેજ શ્રીહરિની કૃપા પ્રસાદી મળે છે.

એટલાજ માટે કીર્તન પ્રારંભે સદ્કવિએ કહ્યું, છે.

### પદ.

ભટક ભવસાગરની નર મટવા,
॥ નમઃ પાર્વતિપતયે ॥

हेचीदानदेगादेवा ॥
गुण गाइन आवडी ॥
न लगे मुक्ति धन संपदा ॥
तुका ह्मणे गर्भवासी ॥
कृष्णाराम रामा रामा ॥

# आरती.

॥ જયદેવ જયદેવ જય પાંડુરંગા ॥

कायेनवाचा ॥

त्वमेवमाता ॥

अच्युतं केशवं ॥

॥ પુંડલીક વરદા, સીતાકાંત સ્મરણું, નમઃ પાર્વતીપતયે ॥

॥ सर्वेभ्यो देवेभ्यो नमो नमः ॥

॥ सर्वेभ्यो भूदेवेभ्यो नमो नमः ॥

श्रीब्रह्मार्पणमस्तु.

## समाप्त.



# सत्यवादी हरिश्चंद्राख्यान.

## पूर्वरंग निरुपण.



॥ श्रीगणेशाय नमः ॥

॥ यं ब्रह्मा वरुणेंद्र रुद्र मरुतः ॥

॥ याकुंदेंदु तुषार हार धवला ॥

॥ वसुदेव सुतं देवं ॥

॥ इत्यादि नमनं ॥

### ભજન ધુન.

વિઠ્ઠલ રખુમાઇ સાંવરા, વિઠ્ઠલ રખુમાબાઈ સાંવરા.

### मंगल पद.

॥ જય જય રામ કૃષ્ણ હરિ ॥

### ध्रुवपद कल्याण.

ચક્રકે ધરનહાર, ગરૂડકે અસવાર;

નંદકે નંદન મેરા સંકટ નિવારો હો......ચક્રકે.

યમલા અરજુન તારે, આહસેં ગજ ઉગારે;

નાગકે નાથનહારે, પ્રાણુજુકે પ્યારે...ચક્રકે.

કર પર ગિરિ ધારે, ઇન્દ્રહુકો ગર્વ ગારે;
ભીંજકે રખનવારે, એસો બિરદ હે તેહારોહા...ચક્રકે.
દ્રૌપદ સુતાકી બેર, આયે હો ન લાગી બેર;
અબ ભયો બેર બેર, સૂર સેવક તિહારો હા...ચક્રકે.

॥ નમઃ પાર્વતીપતયે ॥

## मूळपद.

છલ તજી પ્રીતિ કરત નહિ હરિસેં;
મિથ્યા માલા ફેરત કરસેં હોજી..............છલ.

પુજા પાઠ બહુત વિસ્તારે, ચંદન ચોપડે શિરસેં હોજી;
પયસા પયસા રટત નિરંતર, લોભ ન ત્યાગે ઉરસેં...છલ.
હુઇ આધિન કરી બિનય બડાઇ, ધન ચાહત હે નરસેં હોજી;
ધનદ ઇશકો જાનત નાહીં, હોત ધની જો ધરસેં...છલ.
સંતન સંગ સુમતિ નહિ પકરત, કંચનકો જીય તરશે હોજી;
ઉખર બીજ જમે નહિ કબહુ, ચાહો જૈશી બરશે...છલ.
યશ લાભ સંતોષન કરકે, ફિરત ફીરે કુકરસેં હોજી;
રામલાલ જો બિમુખ રામપદ, સો નર ખર સુકરસેં...છલ.

આદિ કીર્તન પ્રારંભે સદ્દકવિ રામલાલ, અધુના કલિકાલના ભક્તજનો તરફ જોઇ કહે છે.

હે ભાઇ ! તમે પ્રભુની ભક્તિ કરવાને તૈયાર થયા છો, તો હવે છળ પ્રપંચને તિલાંજલી આપીનેજ તે કામ કરો, કારણ–

માલા ફેરત જનમ ગયા,
ગયા ન મનકા ફેર;
કરકા મનકા મેલકે,
મનકા મનકા ફેર.

જ્યાં સુધી મન ફર્યું નથી ત્યાં સુધી તારી માળાનું ફરવું નિષ્ફળ છે.

**बंधुरात्मा त्मनस्तस्य येनैवात्मात्मनो जितः ।**
**सएव नियतो बंधुः सएव नियतो रिपुः ॥ १ ॥**

**અર્થ**:–જેણે મન જીત્યું છે, તેનું મનજ બંધુ રૂપ છે. વશ કરેલું મનજ બંધુ છે, અને છુટું કરેલું મનજ શત્રુ છે.

માયામાં મન રમે,
હાથમાં માળા રાખે;
ગોમુખીમાં હાથ,
મુખે કંઇ જુઠું ભાખે.



જીભલડી કંઇ લવે,
કહે હું જપવા બેઠો;
રાગ દ્વેષ નવ ટળે,
પ્રપંચ ન મેલે હેઠો.

દુષ્ટ કર્મ કરનાર,
હંસનો વેષ ધરે છે;
ઠગે ધુતી જન,
બગ તણાં કામ કરે છે.

ઉપરની ટાપટીપ રાખી ભોળા લોકોને ફસાવનાર, અને ધુતનાર ધુતારાઓની આજે ખોટ નથી, અને તેથીજ લોકોની ધર્મ, તથા ધર્મના ઉપદેશકો ઉપર આજે સંપૂર્ણ શ્રદ્ધા દેખાતી નથી.

धर्मध्वजी सदा लुब्ध रछाद्मिको लोक दंभकः ।
बैडाल व्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभि संधकः ॥ २ ॥

॥ मनुस्मृति ॥

**અર્થ**:-જે પુરૂષ ધર્મનો ડોળ દેખાડનાર, સદા લોભી, કપટી, લોકોને છેતરનારો, હિંસક અને સર્વને તુચ્છકાર કરનારો હોય, તેને બિલાડાના જેવા સ્વભાવવાળો સમજવો.

પુજા પાઠ બહુત વિસ્તારે,
ચંદન ચોપડે શીરસેં;
પયસા પયસા રટત નિરંતર;
લોભ ન ત્યાગે ઉરસેં........છલ.

પુજા પાઠમાં ઠાઠ રાખી ચંદન ચોપડી, જગ ઠગવાને પ્રયત્ન કરનાર આજ કાલ સેંકડો ફરે છે, એટલુંજ નહિં પરંતુ એવા

ઉજળા રંગોમાં અધુના સુધરેલા જમાનાએ પણ કંઈક વધારો કરી દીધેલો દેખાય છે.

કેટલેક ઠેકાણેથી સ્નાન, ધ્યાન, દાન, પૂજન, પાઠ, ભક્તિ અને ધર્મનો તદન તિરસ્કાર કરવામાં આવ્યો છે, અને કોઈ કોઈ સ્થળે નહિ જેવો માત્ર નામનો ઠાઠ ચાલી રહ્યો છે.

**દ્રષ્ટાંત**–સૂર્યપુરના એક ગૃહસ્થનો પુત્ર વિલાયતમાં બેરીસ્ટરની પરિક્ષામાં પાસ થઈ આવ્યો, તેનો બાપ ધર્મનિષ્ઠ પરમ વૈષ્ણવ અને આચાર વિચાર પાળવામાં એકકો હતો. અને તેની મા પણ પવિત્ર વૃત આચરનારી હતી.

તેમના માનમાં આપવામાં આવેલી ટી, પાર્ટીમાં બેરીસ્ટર સાહેબે તો કોટ પાટલુન બુટ અને કેપ (ટોપી) સાથેજ ચાહના ગરમા ગરમ પ્યાલા ગટગટાવા માંડયા, અને ડબલ બારની રાઈફલની માફક ફ્ટાફ્ટ સોડાવૉટરના બાટલા ફોડી પીવા માંડયા.

છોકરાનો ઠાઠ જોઈને બાપ તો બીચારો ચુપજ થઈ ગયો, તો પણ ધર્મને માટે તેને કહ્યા વિના ચાલ્યું નહીં. આ જેન્ટલમેન સાહેબને સવારમાં જલ્દી ન્હાઈ ભગવાનના નામની પાંચ માળા ફેરવવાને માટે ડોસાએ શીખામણ આપી.

મનમાં ને મનમાંજ હસી કાઢી બેરીસ્ટર સાહેબે બાપને ખોટું ન લાગે એવી યુક્તિથી કહ્યું. ભલે કાલે આપની આજ્ઞા પ્રમાણે પાંચ માળા આપની સમક્ષ ફેરવી નાખીશ.

બીજે દિવસે બેરીસ્ટર સાહેબ ન્હાઇ સ્વચ્છ ધૌત વસ્ત્ર પહેરી દેવઘરમાં બાપની પાસે પાટલા ઉપર પધાર્યા.

ગૃહસ્થ–તમને સંધ્યા કરતાં તો આવડતી હશે?

બેરીસ્ટર સા૦–હા આપણા ઘરનાં બધાં બારી બારણાં બંધ કરી દઇએ તો અત્યારે પણ સંધ્યા–સાંજના જેવો દેખાવ થાય છે.

ગૃહસ્થ–પોતાના છોકરાનો આ જવાબ સાંભળી ઘણોજ દીલગીર થયો, તેને લાગ્યું કે આ વિદ્યા ભણીને ખરેખર તે ધર્મભ્રષ્ટ થયો છે. મ્હારીજ ભૂલ છે કે મેં તેને પ્રથમ ધાર્મિક કેળવણી ન આપી. ખેર! પરંતુ હવે તો પડ્યું પાનું નભાવી લેવાનીજ જરૂર છે.

ગૃહસ્થ–ભાઇ! એ બાબત તમારી જાણ બહાર છે, પ્રસંગોપાત તમને સમજાવીશું, તમને દ્વાદશાક્ષરી મંત્ર આવડે છે કે?

બેરીષ્ટર સા૦–મંત્રને હું માનતો નથી, એ વાત તદન ખોટી અને ભોળા લોકોને ભરમાવી ઠગવાને માટે પૂર્વના ઠગ રૂષિઓએ તે યુક્તિ કાઢેલી જણાય છે.

ગૃહસ્થ–( શોક સાગરમાં ડુબી સહજ વિચાર કરી ) ભાઇ લ્યો આ મંત્ર લખેલો છે તેને જોઇ પાંચ માળા પૂર્ણ કરી પછી તમારા કામે વળગજો.

તરતજ બેરીષ્ટર સાહેબે માળા ફેરવવાનું કામ ચાલુ કર્યું અને ત્રણેક મિનિટ પહેલાંજ પાંચ માળા ફેરવીને ઉભા થયા.

ગૃહસ્થ—કેમ માળા ફેરવી રહ્યા ?

બેરીષ્ટર સા૦—હા પાંચ ફેરવી છે કેમ વધારે ફેરવું ?

ગૃહસ્થ—ભાઇ તમે આટલી બધી ઉતાવળથી શી રીતે ફેરવી. ?

બેરીષ્ટર સા૦—પહેલાં આ આખો મંત્ર કાગળમાં જોઇ બોલી ગયો, અને પછી ડીટો, ડીટો, અથવા સદર, સદર, બોલી મણકા મુકતો ગયો.

કૃષ્ણા રામા રામા રામારે
રામ રાયા રાધોબારે.........કૃષ્ણા.

॥ નમઃ પાર્વતીપતયે ॥

ગૃહસ્થે કપાળ ઉપર હાથ મુકી કહ્યું, ધન્ય છે તારી વિદ્યાને અને બુદ્ધિને પાશ્ચિમાત્ય પ્રજાના સુધારા અમારા ધર્મમાં પણ દાખલ થવા લાગ્યા છે, અરેરે ! કેવું અનિષ્ટ પરિણામ આવશે ! તે સમજાતું નથી.

धिक्त्वां रे कलिकाल याहि विलयं ।
केयं विपर्य स्तता ॥
हाकष्टं श्रुतिशालिनां व्यवहृति- ।
म्लेंच्छो चिता दृश्यते ॥
एकैवाङ्म्य देवता भगवती ।
विक्रेतु मानीयते ॥

**નિઃ શઙ્કૈરપરૈઃ પરિક્ષણ વિધૌ।**
**સર્વાઙ્ગ મુદ્ઘાટયતે ॥ ૨ ॥**

**અર્થ**:—હે કળિકાળ! તને ધિક્કાર છે, હવે તું અહિંથી જા. અરે! તેં પૃથ્વીમાં કેટલો બધો વિપર્યય ( ફેરફાર ) કરી નાંખ્યો? અરે! શ્રુતિ ભણનાર પુરૂષોનો વ્યવહાર પણ મ્લેચ્છો સાથે યોગ્ય દેખાય છે. અરે! કેટલાકોએ વાણીરૂપ દેવતા ( વિદ્યા ) વેચવાને આણી અને કેટલાકોએ તો નિઃશંકપણાથી પરિક્ષામાં વિદ્યાનાં બધાં અંગો ખુલ્લાં કરી દીધાં છે.

**( જમાનો તો બદલાયોરે હંગાહળ. )**

જમાનો તો બદલાયોરે, કળીએ કેર વરતાવ્યોરે
દેવ દીઠ ન ગમે દ્રષ્ટિએ, તીરથ પ્રત્યે વેર,
સેલ સપાટે ભાઇ સિધાવે, લાયક જોવા શે'ર;
વરસા વિતનો વરસાવ્યોરે......................જમા૦

    

ભારત, ભાગવત, કે રામાયણુ, રૂડી રીતે વંચાય,
તે જઇ સાંભળતાં ઉંઘ આવે, ગામ ગપાટામાંય;
સારી રાત જાય જગાયો..........................જમા૦
બી. એ. બની બેથી બગડેછે, ધર્મ ધૃતિ કરી દૂર,
બીકણજી સત્ય શૌર્ય વિના પછી, છેદેછે ધર્મનું મૂળ;
વંશ વર્ણસંકર કહાવ્યો રે.......... ..........જમા૦

અરેરે! દુષ્ટ કલિયુગે કેટલો અધર્મ ચલાવી દીધો છે. જ્યાં ત્યાં સત્વ ધર્મ, સત્ય ભક્તિ અને સત્ય વ્યવહારોનો લોપ થયો છે; અને થતો જાય છે. તથા સર્વ સ્થળે વિપરીત જોવામાં આવે છે.

**यवनैरवनिः क्रान्ता हिन्दवो विन्ध्य माविशन् ।**
**बलिना वेद मार्गोऽयं कलिना कवली कृतः ॥ ४ ॥**

**અર્થ**:—મ્લેછ લોકોએ પૃથ્વીને દબાવી, હિંદુ લોકો વિંધ્યાચળ પર્વતમાં પેશી ગયા, અને બળવાન કલિયુગે આ વેદ–ધર્મ માર્ગને ભક્ષણ કર્યો.

અને તેથીજ લોકોના હૃદયમાં દુઃસંગથી દુર્વિકારો જલ્દી ઠશી જાય છે.

પદ.

સંત ન સંગ સુમતિ નહિ પકરત,
કંચન કો જીય તરસે હોજી;
ઉખર બીજ જમે નહિ કબહુ,
ચાહો જૈસી બરસે................છલ૦

પ્રિય સાધક! જ્યાં સુધી પંચ વિષય, ષડ્રીપુ અને મન ઉપર કાબુ પ્રાપ્ત કર્યો નથી, ત્યાં સુધી તું ખરેખરો સાધક થયોજ નથી. અને તેમ થવામાં સર્વથી પહેલાં છળ તજી સત્ય પથારૂઢ થવાની જરૂર છે.

**सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।**
**सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥ ९ ॥**

**અર્થ**:—સત્યથી પૃથ્વી રહેલી છે, સત્યથીજ સૂર્ય તપે છે, સત્યથીજ વાયુ વાય છે, અને સત્યથીજ સર્વ વસ્તુઓ સ્થિર રહે છે.

અધુના આપણે જેને ધર્મ કહીએ છીએ તે ખરેખરો ધર્મ નથી. કારણ ધર્મની ખરી વ્યાખ્યા શું કહે છે ? જુવો.

**सत्येन धार्यते इति धर्मः ॥**

અર્થાત્ સત્યથીજ જે ધરાય છે, તેજ ખરેખરો ધર્મ છે. અને એ સત્ય ધર્મજ અંતે શ્રેયસ્કર છે, શ્રીહરિનો સાક્ષાત્કાર કરાવનાર છે, એટલુંજ નહીં પરંતુ શ્રીહરિ (બ્રહ્મ) માં મિશ્ર (બ્રહ્મમય) કરનાર પણ એજ ધર્મ છે.

એ વિષય સિદ્ધ કરવાને માટે સદ્કવિ, સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રનું ચરિત્ર નિરૂપણ કરે છે.

॥ પુંડરીક વરદા, સીતાકાંત સ્મરણં, નમઃ પાર્વતીપતયે ॥

**પુજનાદિ ક્રિયા.**



# हरिश्चंद्र चरित्र.



## आर्या.

દેવપતિ દરબારે,
  વશિષ્ટ વિશ્વામિત્રે શરત કરી;
હરિશ્ચંદ્રને છળવા,
  હિંસક પશુને પ્રેર્યાં અવધ ભણી.

એક વખતે ઇંદ્રના દરબારમાં પ્રશ્ન થયો કે અધુના સત્ય ધર્મથી ડગે નહીં એવો કોઇ પુરૂષ છે ?

સહજ વાર પછી કોઇ તરફથી પ્રતિ ઉત્તર ન વળ્યો ત્યારે વશિષ્ટ મુનિ બોલ્યા.

સુરપતિ ! આપના કહેવા પ્રમાણે સત્ય પરાયણ ધર્મનિષ્ઠ તો અવધપતિ એક હરિશ્ચંદ્રજ છે. વશિષ્ટની વાતથી દ્વેષે ભરાયેલા વિશ્વામિત્રે તેમના સામે ટક્કર લીધી અને હરિશ્ચંદ્રને પ્રપંચી ઠરાવી આપવાને કબુલત આપી, તથા તેમાં હાર થાય તો દશ હજાર વર્ષના તપનું ફળ વશિષ્ટને આપવાની શરત કરી અને આ બાબતનો નિવેડો આવતાં સુધી વશિષ્ટજીને સ્વર્ગમાંથી મૃત્યુ લોકમાં ન જવા દેવાને પણ ઠરાવ કરાવ્યો તથા આ કાર્યને માટે જોઇતી મદદ દેવતાઓએ વારંવાર આપવી એવી ચોકસ શરત કરી લીધી.

પશ્ચાત્ વિશ્વામિત્રે પોતાના તપ બળથી હિંસક પશુઓને મોકલી અયોદ્ધાની કૃષી ( ખેતી ) ભેલાડી દીધી, એટલે હરિશ્ચંદ્ર તરફ પ્રજા પોકાર ગયો, તેથી રાજાએ સૈન્યસહ જઇ અનેક હિંસક પશુઓનો સંહાર કર્યો.

## લાવણી ચલતી.

પ્રપંચથી પરિપૂર્ણ પશુએ. રાજાને ભરમાવી (૨)
કર્યો વિયોગી સૈન્ય સકળથી, વનવગડામાં લાવી.

છેવટે વિશ્વામિત્રના યોગબળના કારણરૂપ એક પશુ કે જે અનેક ઉપાયોથી મરતું નહોતું, તેને માટે મહારાજાહરિશ્ચંદ્રે ઠરાવ કર્યો કે એ પશુ જેના અશ્વ તળેથી જાય તેજ તેને મારે.

આ ઠરાવ પ્રકટ થતાં વત્ તે પ્રપંચ પૂર્ણ પશુ સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રના અશ્વ તળેથી નાઠું, એટલે સત્ય પાળ રાજાએ તેની પૂઠ પકડી.

ઘણે દૂર નિકળી ગયા પછી તે પ્રપંચી પશુ રાજાને ઘોર વનમાં એકલો આવેલો જાણી અદ્રશ્ય થઇ ગયું.

શ્રમિત થયેલો રાજા એક આમ્રવૃક્ષ તળે અશ્વને બાંધી સહજ વિશ્રાંતિ લેવાને બેઠો અને આ અદ્ભૂત ચમત્કારનો વિચાર કરવા લાગ્યો.

## મરાઠી સાખી.

સમય સાધી ઉર્વશીને યોજી,
પત્નીવ્રત હરવાને;

વિશ્વામિત્ર વિચારે મનમાં,
સત્ય હર હર બાને.

વિશ્વામિત્રે વસંત રૂતુ, સુંદર વન, એકાંત અને શ્રમ સંકષ્ટ વિગેરે સંયોગનો વિચાર કરી ઉર્વશી નામની સૌંદર્ય સંપન્ન સુંદરીને રાજાનું પત્નીવૃત ભંગ કરવાની સુચના આપી વિદાય કરી.

આ ગૌરાંગનાને જોઇ રાજા પ્રસન્ન થયો અને એક ઘટિકા પર્યંત તેનું નૃત્ય ગાન અને હાવ ભાવ કટાક્ષ જોઇ ધાર્યું કે આ કોઇ સ્વર્ગેથી ઉતરી આવેલી સુંદરી હશે ?

( એક તીર ફેંકતાજા—રાગ )

જન્મ્યો જગે વૃથા તે, સંસાર મજા ન માણી—
કટિ પાતળી ને રૂપાળી, ગજગામી ને શરમાળી;
ચંદનસુ ચરચિતાંગી, રમણી રશીક મદમાતી...જન્મ્યો.
ભરી ભુજ ન રાખી નારી, રજની ન ક્રીડા ગુજારી;
રસ લુંટ રહ્યો વિસારી, ખોઇ વૃથા જીંદગાની...જન્મ્યો.

આ અદ્‌ભૂત સૌંદર્ય સંપન્ન મુર્તિનાં મોહક પણ પ્રપંચ યુક્ત અને નિર્લજ વચનો શ્રવણ કરી રાજાએ તેના ઉપરની પ્રીતિને ઝટ તિલાંજલી આપી દીધી અને કહ્યું.

॥ वसंततिलका ॥

संसार सद् भावन भक्ति हीना ।
चित्तस्य चौराहृदिनिर्दया च ॥

विहाय योगं कलिता नरेण ।
वृथा गतं तस्य नरस्य जीवितम् ॥ ६ ॥

## शिखरिणी.

**અર્થ:**—લુભાતી બાતોમેં, ચટ ચિત ચુરાતી ચતુરતા,
ભુલાતી લીલામેં, ઝટપટ ઘના પેમ જુરતા:
ન એસી નારીકા, વિબુધ જન હૈ મોહ કરતે,
ઇસીસે વિશ્વાત્મા, ચરણુ રજમેં રાજ કરતે.

સત્યવાદી રાજા હરિશ્ચંદ્રનાં વચન સાંભળી પ્રપંચની પુતળી ઉર્વશી રાજાને લોભાવવાને શ્રૃંગાર વર્ણન કરે છે.

॥ वसंततिलका ॥

ताम्बूल रागैः कुसुम प्रकर्षैः ।
सुगन्ध तैलेन च वासितायाः ॥
नोमर्दितौ येन कुचौ निशायां ।
वृथा गतं तस्य नरस्य जीवितम् ॥ ७ ॥

## शिखरिणी.

**અર્થ:**—લલાઇ પાનોંકી, નવ કુસુમમાલા તનલસી,
સુગન્ધોંસે પ્યારી, અતર રસ સારી મદિવસી;
નહીં જીસને ઉસ્કે, કુચ કલશકા મર્દન કિયા,
વૃથાહી વે પ્રાણી, અહહ ! જગમેં ક્યોં કર જીયા.

ઉર્વશીની કામોત્પાદક, પ્રપંચ પ્રેમ ભરી વાણી સાંભળી સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર કથે છે.

॥ वसंततिलका ॥

उन्मत्त वेषा मदिरा सुमत्ता ।
पापप्रदा लोक विडम्बिनीया ॥
योगच्छला येन विभाजिता च ।
वृथा गतं तस्य नरस्य जीवितम् ॥८॥

## शिखरिणी.

**અર્થ:**—પ્રમાદાંસે પૂરી, મદ સુખ ચહે પાપ કરતી,
ન જાને મર્યાદા, ચપળ ચિત સંતાપ ભરતી.
છલૈ યોગી કોભી, નિતવહ દુરારાધ્ય જગમેં,
ઉન્હેં જો સેવેગા, ચલત વહ હૈ દુષ્ટ મગમેં.

ઉર્વશી રાજાનાં વચનથી ન ડરતાં પુનઃ સ્ત્રી સૌંદર્યતાનાં વખાણ કરી રાજાના મનને લોભાવવાને યત્ન કરે છે.

॥ वसंततिल्का ॥

चलत्कटी नूपुर मंजुघोषा ।
नासाग्र मुक्ता नयनाभिरामा ॥
नसेविता येन भुजङ्ग वार्णा ।
वृथा गतं तस्य नरस्य जीवितम् ॥९॥

## शिखरिणी.

**અર્થ:**—સુમુક્તાના સામે, નયન અતિ વાંકે ચપલ હૈ,
કસે કાન્ચી પ્યારી, ચરણુ ઘુઘરૂભી અટલ હૈ;
ભુજંગી સીકારી, લસત વરવેણી ન તનમેં,
વૃથાહી વો પ્રાણી, વિચરણુ કરૈ રમ્ય વનમેં.

વારંવાર વાદ વિવાદથી કંટાળેલા રાજાએ સહુજ ઉગ્ર થઇ અબળાને પ્રતિ ઉત્તર આપ્યો.

॥ वसंततिलका ॥

आशौ च देहा पतित स्वभावा ।
वपुः प्रगल्भा बल लोभ शीला ॥
मृषा वदन्ती कलिता च येन ।
वृथा गतं तस्य नरस्य जीवितम् ॥ १० ॥

## शिखरिणी.

**અર્થ:**—અશૌચોંકી માંચી, ચલ ચિત ઢીઠાઇ કરત હૈ,
સ્ત્રીયાં માયાસે ભી, વિવિધ છલ વાતેં કરત હૈ;
મૃષા વાતાં વારી, યદિ નિજ ભુજોં મેં ભરલિયા,
સુધાકી ધારા કો તજ કર સદા હૈ વિષ પિયા;

**આ** ચરિત્રનો પૂર્ણ પાઠ ભજવતાં છતાં પણ, સત્યવાદી વીર **કામજીત** મહારાજા હરિશ્ચંદ્રના દૃઢ ચિત્તને તે જરા પણ ડગાવી **શકી** નહીં. અને નિરાશ થઇ છેવટે એ દીલગીરી ભરેલા સમાચાર **તેણે** મહર્ષિ વિશ્વામિત્રને જઇને કહ્યા.

હરિશ્ચંદ્ર સૃષ્ટિ કર્ત્તાની આ અદ્ભૂત લીલા—માયાનો વિચાર કરતો અયોદ્ધામાં આવ્યો અને સુખ પૂર્વક રાજ્ય કાર્યભાર કરવા લાગ્યો.

અલ્પ સમય પછીથી મહર્ષિ વિશ્વામિત્રે નક્ષત્ર નામના એક શિષ્યને સુવર્ણ મહોરોની માગણી કરવાની સમજુત આપી હરિશ્ચંદ્ર રાજા પાસે મોકલ્યો.

## आर्या.

શુદ્ધ સંકલ્પ કરીને,
આપી મહોરો પૂર્ણ લક્ષ જ્યારે;
મુકી અનામત ચાલ્યો,
વિશ્વામિત્રને ક્રોધ થયો ત્યારે;

નક્ષત્રના કહેવા પ્રમાણે રાજાએ એક લક્ષ મહોરો આપવાનો સંકલ્પ કર્યો, અને મહોરો પાછી લઇ બ્રહ્મધન તરિકે તીજોરીમાં અનામત જમા રાખી

નક્ષત્રે ગુરૂજી પાસે જઇ તે સર્વ વાત કહી, એટલે કામ ન થવાથી ક્રોધ વશ થયેલા વિશ્વામિત્રે જાતે જઇ હરિશ્ચંદ્રને ફસાવવાને નક્કી કર્યું.

## મરાઠી—સાખી.

ક્રોધ કાળ રૂષિ ચાલ્યા ત્યારે,
અવધપુરીમાં પેઠા;
રાયે પ્રેમે પૂજન કીધું,
ઉંચે આસને બેઠા.

વિશ્વામિત્રને આવતા જોઇ, રાજાએ સિંહાસન ઉપરથી ઉતરી સન્મુખ જઇ પ્રણામ અને પ્રાર્થના કરી મહર્ષિ વિશ્વામિત્રને આસન આપ્યું તથા સોડષોપચાર પુજન કર્યું.

અહો ? બ્રાહ્મણોની શી મહત્તા ? શીપ્રતિષ્ટા ?? અને કેટલું બધું માન ??? કે હરિશ્ચંદ્ર જેવો સાર્વભૌમ રાજા પણ જેના પગ પૂંજે છે, પ્રાર્થના કરે છે, અને હાથ જોડી આજ્ઞાની રાહ જુવે છે.

અરેરે! તેજ બ્રાહ્મણોની અત્યારે કેટલી હાડ મારી થઇ રહી છે?

સજ્જનો ? આવો જરા આપણે પ્રાચિન અર્વાચિન મહર્ષિઓની સરખામણી કરી લઇએ.

## પદ.

### ( અમો અબળાને માયા વહાલીરે )

પ્રાચિન મહર્ષિઓ આગળ, માયાપડી ભુલીરે;
ભુલીરે ભુલીઇરે ભુઉલી....................પ્રાચિન૦
અષ્ટાવક્ર અંગે વાંકા, જનક સભાતે સહુ;
ફુલીરે, ફુલીરે, ફુલીઇરે ફુઉલી..............પ્રાચિન૦
વશિષ્ટની શાંતિ સ્હામે, વિશ્વામિત્ર સેના બની;
ધુલીરે, ધુલીરે, ધુલ ઇરે ધુઉલસેન............પ્રાચિન૦
શુકદેવની નિષ્ટા આગળ. રંભા બીચારી ફકિ;
થુલીરે, થુલીરે, થુલીઇરે થુઉલી.............પ્રાચિન૦
ઇંદ્રપુત્ર નિશ્ચય આગળ, ઉર્વશી આપે પડી;
ભુલીરે, ભુલીરે, ભુલીઇરે ભુઉલી..............પ્રાચિન૦

ભિષ્મ બ્રહ્મચારી પાસે, અજબ યમ ગતિ થઇ;
ભુલીરે, ભુલીરે, ભુલીઇરે ભુઉલી..............પ્રાચિન૦
કપિલ કટાક્ષે ઉડા, સાઠ સહસ્ત્રની ધુલીરે;
ધુલીરે ધુલીઇરે ધુઉલી..............પ્રાચિન૦
ગૌત્તમ મહર્ષિની આગળ, ઇંદ્ર તણી યુક્તિ બધી;
ખુલીરે ખુલીરે ખુલીઇરે ખુઉલી..............પ્રાચિન૦
દુર્વાસા કઠીણ કૂઠારે, યદુવંશ તણી છેદી;
મૂલીરે, મૂલીરે, મૂલીઇરે મૂઉલી..............પ્રાચિન૦
" રેવા " રૂષિકુલ તે આજે, ભીક્ષાથી ભરતા પેટ;
ભુલીરે, ભુલીરે, ભુલીઇરે ભુઉલી..............પ્રાચિન૦

પૂર્વની સ્થિતિ ઉત્તમ અધિકાર, જ્ઞાન, વિદ્યા, અને સ્વતંત્રતાનો નાશ થવાનું મુખ્ય કારણ અધર્મ પ્રવૃત્તિ, અને લોભવિના બીજું કંઇજ દેખાતું નથી. અને તેનો નિર્ણય કરવાને માટે આપણે અર્વાચિન બ્રાહ્મણની સ્થિતિ નિહાળીશું.

## છપય-છંદ.

ગયા હાથથી વેદ રહ્યું કરમે પતરાળું,
પુસ્તક પેટી માંહ્ય મુખે લોઢાનું તાળું;
ગાયત્રીનો મંત્ર ગોરને ઘેર ઘરાણે,
ઉપવિત પર વહેવાર વડો હું વિપ્ર વખાણે.
આશાઓ રાખે અન્નની, દુઃખે દહાડા કાઢવા;
ભટ્ટ બોડે માથે ભટકતા, ઘર ઘર શોધે લાડવા.

બગડયું બુદ્ધિ બીજ વીજ કડકડતી આતો,
ચપટ વળ્યું ચોપાસ બુડી ચોરાશી ન્યાતો;
નથી ઉપડતી જીભ ખરૂં કહેતાં નહી ખાંટો,
ભીતર પાક્યું પેટ, હવે ક્યાં બાંધુ પાટો.
દીકરીઓનાં દામ કઈ બ્રાહ્મણો લેતા થયા,
કશ્યપ કુળના બાળકો વંશ વગી કાંઇ વટલી ગયા.

ગાયત્રીનો મંત્ર સતત જે મુખથી કરવો,
ચુને ચોળી તરત તમાકુ તેમાં ભરવો;
કુંભક રેચક દ્વાર મળો મળ શુદ્ધિ માટે,
ચપટે ચપટા ભરી પ્રથમથી મારગ દાટે.
અગ્નિ તીર્થ જે હાથમાં, ચુનાથી ચોળાઇ ગયું,
પીચકારીના પાપમાં મંદિર સઉ બોળાઇ ગયું.

વૈશ્વ દેવનો કુંડ ઘડતાં કંસારા થાકયા,
કારીગર કુંભાર ઘણા તે ઘડવા લાગ્યા;
કિંમત મુકી જુજ બુજ કંઇ વિપ્રે જાણી,
ચતુરા નરના સુત ચલમને લીધી તાણી.
સાત પાંચ થઇ એકઠા. હુકે આહુતી આપતા,
ગાંજાના ભડકા કરી, પિતર નરકમાં નાખતા.

પ્રિય સજ્જનો પૂર્વની અને હાલની સ્થિતિનો વધારે વિચાર કરવાનું કાર્ય આપનેજ સોંપી હવે આપણે સત્યવાદી રાજા હરિશ્ચંદ્રના દરબારની વિઝીટ કરીશું.

પ્રેમપૂર્વક પૂજન કરી દ્વિહસ્ત જોડી મહારાજા હરિશ્ચંદ્રે પૂછ્યું કૃપાળુ આ રંક દાસને શી આજ્ઞા છે?

## અભંગ.

**વિશ્વામિત્ર:**—વનમાં વસતાં સુખદુ:ખ સહેતાં,
ઉપજી અંતર આશા ( ૨ )
રાજ, સાજ સત્તા સુખ કેરા;
જોવા જરૂર તમાશા ( ૨ )

હરિશ્ચંદ્ર તેં ઘણા દિવસ સુધિ રાજ્ય સુખ ભોગવ્યું છે, તેથી હવે તને તેમાં કંટાળો આવ્યો હશે, તેમ મેં પણ ઘણા દિવસ વનવાસનાં દુ:ખો સહન કર્યાં છે, તેથી મને તે રૂચિકર નથી. તેથી મારી ઇચ્છા છે કે ત્હારૂં રાજ્યસુખ મારે લેવું અને મારૂં વનવાસનું સુખ તને આપવું.

હરિશ્ચંદ્ર—હે તપોધન! તપ શ્રેષ્ઠ મહર્ષિ આપનાં વચનો સાંભળી મને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો છે, સુખેથી આપ તે પ્રમાણે કરો.

મારૂં અહો ભાગ્ય છે કે આજે આપના જેવા સત્પાત્રને રાજદાન આપવાનો પ્રસંગ મળ્યો છે.

## કવિત.

જહાં ગંગ તરંગ પ્રવાહ ચલે,
તહાં કૂપકો નીર પીયો ન પીયો;
જહાંકે હૃદયે ભગવાન બસે,
તહાં ઔરકો નામ લીયો ન લીયો.
કછુ કર્મ સંજોગ સુપાત્ર મીલે તો,
કુપાત્ર કો દાન દીયો ન દીયો;
કવિ ગંગ કહે સુન શાહા અકબર.
ગમારસે નેહ કીયો ન કીયો.

એક ક્ષણની પણ વિલંબ કર્યા વિના દાનવીર, મહારાજા હરિશ્ચંદ્રે સંકલ્પ કરીને મહર્ષિ વિશ્વામિત્રના કર કમળમાં જલાંજલી મુકી.

એકદમ વિશ્વામિત્ર રાજસિંહાસનારૂઢ થયા અને મહારાજા હરિશ્ચંદ્ર વિશ્વામિત્રનો વનવાસનો વેષ ( પોષાક ) ધારણ કરીને પોતાની વ્હાલી સતિ તારામતી અને પુત્ર રોહિતને ભેટવાને રાજમહેલ તરફ રવાના થયા.

દેવી તારામતી અને રોહિતને સર્વ વાતથી જાણીતાં કરી હરિશ્ચંદ્રે તેમની સલાહ–વિચાર માગ્યો.

( ગયો કહીં છોડી મને દીલજાન )

કાર્ય આ ઉત્તમ કીધું નાથ............કાર્ય૦

ધાન્ય ધરા ધન, જન સુખ સાધન;
અંત ન આવે સાથ........કાર્ય૦

**રોહિત**—વૈભવ વિજળીના જેવા તે સદા નહિં રહેનાર;
વ્યાધિ વસમા વળગ્યા વપુએ;
અંતે ધર્મ ગૃહે હાથ........કાર્ય૦

**હરિશ્ચંદ્ર**—વસમાં વેઠવાં દુઃખ વનમાં પણ,
વિશ્વપતિ ઓળખાય;
દાન ધર્મ પાલન કરવાની,
વસમી છે એ વાટ........કાર્ય૦

હરિશ્ચંદ્ર, રોહિત અને સતિ તારામતી જરા પણ દિલગીર ન થતાં આનંદપૂર્વક આવી વિશ્વામિત્રના ચરણારવિંદમાં નમ્યાં અને વનમાં જવાની આજ્ઞા માગી.

## आर्या.

અલંકાર ઉતારી આપી જાઓ લક્ષ મહોર પાછી;
કરજ રહ્યું તુજ માથે, નકાર કરી લે સુખ સંપત સાધી.

હરિશ્ચંદ્ર ક્યાં જાય છે ? ઉભો રહે, તું મને ભુલાવી છ પાંચ ગણવા ધારે છે કેમ ? શું તને ખબર નથી કે નક્ષત્રના હાથમાં તેં સંકલ્પ કરી જળ છોડયું છે ?

ચાલ્ય ! સત્વર તે લક્ષ સુવર્ણ મહોરો લાવી આપ.

## મરાઠી-સાખી.

**હરિશ્ચંદ્ર**-પાઇ ન પાસે મારી ઋષિજી, પ્રપંચ વાત ન ધારૂં:
તદપિ છું કટિબદ્ધ આપવા, મુક્ત દિયો તો સારૂં.

વિશ્વામિત્ર-હરિશ્ચંદ્ર મને તારી ઘણીજ દયા આવે છે અને તેથી તને છ માસની મુદ્દત આપું છું, તેટલા વખતમાં જો દ્રવ્ય નહીં આપે તો પછી આ તારા રાજ્યની મારે કશી જરૂર નથી.

હરિશ્ચંદ્ર! તું તારા વચનથી ભ્રષ્ટ થયેલો ગણાઇશ અને હું રાજ્ય છોડી વનમાં ચાલ્યો જઇશ.

**પ્રજા**વર્ગ અને અધિકારી જનો વચ્ચે મહર્ષિ વિશ્વામિત્રે નિર્દયતાની વૃષ્ટિ કરી તેથી સભ્યજનો શોક સમુદ્રમાં ડુબી ગયા.

અહો! આ મહા તપ આચરનાર ઋષિના હૃદયમાં જરા પણ દયા નથી! આ બિચારી ગરિબ નિર્દોષ અને સુકોમળ સતિ તારામતી તથા રાજકુલ દીપક રાજકુમાર રોહિતને વનવાસ કાઢતાં એનું હૃદય કેમ ચીરાતું નથી?

**शूराः सन्ति सहस्रशः प्रतिपदं विद्याविदोऽनेकशः ।**
**सन्ति श्रीपतयो निरस्त धनदा स्तेऽपि क्षितौ पूरिशः ॥**
**येकर्माण्य निरीक्ष्य वान्य मनुजं दुःखार्दितं यन्मन- ।**
**स्तादूप्यं प्रतिपद्यते जगति ते सत्पूरुषाः पञ्चषाः ॥ ११ ॥**

**અર્થ**:-ઠેકાણે ઠેકાણે હજારો શુરવીર પુરૂષો છે, વિદ્યાને જાણનારા અનેક પુરૂષો છે અને કુબેરને પરાભવ કરનારા ધનાઢ્ય પુરૂષો

પણ પૃથ્વીમાં ઘણા છે પણ બીજા માણસને દુઃખી જોઇને જેઓનું મન તકુપપણાને પામે છે—દુઃખી થાય છે, તેવા પુરૂષો જગતમાં પાંચ કે છ હશે અર્થાત ઘણાજ થોડા છે.

દયાના કટ્ટા શત્રુ વિશ્વામિત્રે અત્યારે પોતાના નામને બરાબર સત્ય કરી બતાવ્યું હતું.

विश्वस्य–अमिंत्राति विश्वामित्रः ॥

વિશ્વના અમિત્ર શત્રુ તે વિશ્વામિત્ર

ખરેખર વિશ્વામિત્રે તેમજ કર્યું અને અયોદ્ધાની સમસ્ત પ્રજાને રડતી કળકળતી કરી.

વિશ્વામિત્રે કોઇની પ્રાર્થના ઉપર લક્ષ ન આપ્યું અને છેવટે નક્ષત્રને સાથે મોકલી હરિશ્ચંદ્ર, તારામતી અને રોહિત એ ત્રણેને દેશવટો આપ્યો.

## લાવણી.

કલ્પાંત કરે કંઇ પ્રજા રાયને માટે,
દેઇ શાંતિ સર્વા રાય જાય વન વાટે;
કરી પ્રણામ ઉક્ષ: નિજ પુરીને પળતાં,
પશુ, પક્ષી, મનુષ્ય, સુર અસુર સર્વે રડતાં.

   

સહી કષ્ણ તણો અતિ તાપ. વિકટ વન ચાલે;
શું પૃથ્વીપતિના હાલ કર્યા છે કાળે,

સત્યને માટે રાજા, રાણી અને રોહિત, નક્ષત્ર સહુ વિકટ વન, ગિરી, ગુહા અને ભયંકર નદી નાળાંને ઓળંગી વિચરવા લાગ્યાં.

એક બે દિવસને અંતરે થોડા ઘણો અહાર અન્ન કે ફળ જે કંઈ મળતું તે પ્રથમ નક્ષત્રને જમાડી ( ખવાડી ) પછી રોહિતને આપતાં અને છેવટે શેષ ( બાકી ) રહેતું તે રાજા અને રાણી આરોગતાં.

એક વખત એવો આવી પડયો કે ત્રણ દિવસ પર્યંત અન્ન કે ફળનો પત્તોજ લાગ્યો નહીં, હમેશના પરિશ્રમથી દેવી તારામતી છેક બેહાલ બની ગયાં હતાં. હરિશ્ચંદ્રનું શરીર પણ છેક નબળું પડી ગયું હતું, અને રોહિત ભૂખ તથા થાકથી ક્ષણે ક્ષણે મુર્છા વશ થઇ પડતો હતો.

આ અણીના વખત ઉપર ગુરૂ આજ્ઞાને અમલમાં મુકવાની ઇચ્છાથી નક્ષત્રે રાજાના ઉપર જુલમ ગુજારવાની તૈયારી કરી.

## બનજારા.

**નક્ષત્ર**—દુઃખ દેખ તું દુર કરવાને, મને ધારી ગ્યા હર બાને;
ખાન પાનનું સાધન છે ના, દ્રવ્ય દેવાને યત્ન કરે ના;
લાગ્યો ભૂખ થકી મરવાને......................મને.
એકવાર ફરી ઇનકાર, મેળવ પાછો અધિકાર;
પત્ની પુત્રનું હિત કરવાને......................મને.

હરિશ્ચંદ્ર—નક્ષત્રજી તમે આ શું બોલો છો ? શું મ્હારા મ્હોડેથી તમે એવું સાંભળવા માગો છો કે દ્રવ્ય નહિં અપાય ? આ દેહમાં જીવન છે ત્યાં સુધી તો કદી પણ એ શબ્દો તમારા કર્ણ દ્વાર ઉપર મારા તરફથી આવશેજ નહીં.

કારણ સત્પુરૂષો વચન ભ્રષ્ટ થવા જેવું બીજું એક પણ દુષ્ટ કૃત્ય સમજતા નથી.

**सकृज्जल्पन्ति राजानः सकृज्जल्पन्ति पंडिताः ।**
**सकृत्कन्याः प्रदीयन्ते त्रीण्येतानि सकृत्सकृत् ॥ १२ ॥**

**અર્થ**:—રાજાઓ એકજવાર આજ્ઞા કરે છે; વિદ્વાન પુરૂષો પણ એકજ વાર બોલે છે: કન્યાનું દાન પણ એકજ વાર અપાય છે, આ ત્રણે વાનાં એકજ વાર થાય છે.

નક્ષત્ર—હરિશ્ચંદ્ર ! તારા જેવા વિદ્વાન ડાહ્યા, અને જ્ઞાન સંપન્ન રાજાએ આવી ખોટી હઠને વળગી રહેવાની જરૂર નથી, ધર્મ કે સત્ય પાળવામાં પણ તે કાર્ય—કારણ તરફ લક્ષ રાખવાની જરૂર છે.

જો તારે માત્ર એકજવાર જુઠું બોલવું પડે છે, અને તેથી તારી સમસ્ત પ્રજા, રાણી, બાળક અને તું પોતે પરમ સુખ સંપત્તિ પામો છો. જો આવી ઉત્તમ તક અને યુક્તિ તને એક નકાર માત્રમાંજ મળી જાય છે તો પછી શા માટે વિલંબ કરે છે ?

હરિશ્ચંદ્ર ! મને તો આ તારા લાડકવાયા રોહિતની અને આ

તારી સાધ્વી–સતી તારામતીની ઘણીજ દયા આવે છે અને તેથીજ હું તને એકવાર અસત્ય વદવાને ભલામણ કરૂં છું.

## કવાલી.

રોહિત-મરીશું ધર્મને માટે, વિચારીને વદો વાણી;
ધર્મની સત્ય નિશાની, કરીશું દેહ કુરબાની.....મરી૦
બ્રાહ્મણ થઈ બીજો બતાવો, માર્ગ અવળો ધર્મથી;
હાય! કલિયુગ આવીઓ, માઠી થઇ શાથી મતિ;
પડે આ પંડ તેથી શું? વચન પર ના ફરે પાણી.....મરી૦

તારા—હશે ધર્મ તો આવશે, રાજ સાજ પણ પુત્ર;
ધર્મ જતાં સર્વે જશે, ગાંઠેલું ઘર સુત્ર;
અમારાં અંગને વેચી, ગુલામીને સુખે માની;
દઇશું દોકડા પુરા, લીધો એ વાત ઉર જાણી.....મરી૦

તારા અને રોહિતના છેલ્લા શબ્દો સાંભળતાં બરાબર નક્ષત્રનું વજ્ર જેવું હૃદય ભેદાઇ ગયું. અને તે મનમાંજ બોલી ઉઠયો.

અરેરે ! ગુરૂજી તમે કેટલા બધા નિર્દય છો ? તમને આ ક્રૂર કાર્યમાં કદી પણ વિજય નહીં મળે, અસ્તુ ગમે તેમ હો, મ્હારે તેની જરૂર નથી. મારે તો તેમની આજ્ઞાનું પાલનજ કરવું જોઇએ.

હરિશ્ચંદ્ર ! જો પેલા આમ્રવૃક્ષ ઉપર ત્રણ કેરી પાકેલી દેખાય છે, તે સત્વર લાવી મને આપ નહીં તો હવે એક ક્ષણ પણ મારો જીવ રહેશે નહીં.

હરિશ્ચંદ્ર—નક્ષત્રજી ! આ દિવસોમાં કેરી ક્યાંથી હોય ? હમણાં કેરીની રૂતુ નથી.

નક્ષત્ર—તે બધું પુછવાની તારે શી જરૂર છે ? જો છેક નીચી છે, તે હાથવતી તોડીનેજ ખાત્રી કરી લે.

હરિશ્ચંદ્ર—( જોઇને ) અહો ! પ્રભુ આ કેટલો બધો ચમત્કાર અરેરે ! વનમાં નિકળ્યા પછી એક પણ દિવસ એવો નથી ગયો કે જે દિવસે કંઇ અલૌકિક ચમત્કાર જોવામાં ન આવ્યો હોય.

હરિશ્ચંદ્ર સર્વેને એક વૃક્ષ તળે બેસાડી કેરી તોડવાને જાય છે એટલામાં બીજી તરફ સતિ તારા, રોહિત અને નક્ષત્રને દાવાનળ અગ્નિએ ઘેરી લીધાં.

તારા, નક્ષત્ર, અને રોહિતની ચીસોથી રાજા ચમક્યો અને દૃષ્ટિ કરી તો તેણે આ ભયંકર આફ્ત નિહાળી. તરતજ આ દયાળુ રાજાએ આમ્રફળ લઇ દોટ મુકી.

## મરાઠી સાખી.

કુદી પડ્યો અગ્નિમાં રાજા, નક્ષત્ર લીધો બચાવી;
રોહિત, તારાને પછી કાઢયાં, જાદુઈ જુકિત જણાવી.

હરિશ્ચંદ્રે બળતા અગ્નિમાં કુદી પડી પ્રથમ નક્ષત્ર, પછી રોહિત અને છેલ્લે તારામતીને બહાર કાઢી.

પ્રિય પાઠક ! આપને સમજાશે કે, ધર્મ કેટલો કિંમતી છે. ' ? અને કષ્ટ સાધ્ય છે ? તથા કેટલી કઠીણ કસોટીએ પ્રાપ્ત કરી શકાય છે ?

હરિશ્ચંદ્રે ફરીને જોયું તો દાવાનળ વિગેરે ત્યાં કશુંજ નહોતું, અહો ! વિશ્વામિત્રના તપનો શો પ્રતાપ !

છેવટે મહારાજાએ બે કેરી નક્ષત્રને આપી; અને એક રોહિતને આપી. એટલે તરતજ નક્ષત્રે ત્રીજી કેરી લઇ લેવાની યુક્તિ કરી.

### લલિત.

ક્ષુધા તૃપ્તિ ના પૂર્ણ તેં કરી, પુત્ર પોષવા વૃત્તિ દીલ ધરી;
બાળ બ્રહ્મથી કીમતી ગણી, ધર્મ લાગણી દૂર જઇ ઠરી.

ફળ ન ખાઉં આ દેહ છોડીને, કીર્તી તારીને કલંક જોડીને;
બ્રહ્મહત્યા દઇ પ્રપંચ ફોડીને, દેવ શરણમાં જાઉં દોડીને.

નક્ષત્રના કલ્પાંતથી રાજાનું હૃદય ભરાઇ આવ્યું, તેથી વહેતાં અશ્રુઓ સહ તેણે લાડકવાયા રોહિતના સ્હામે દૃષ્ટિ કરી દીન-વદનથી પૂછ્યું બેટા હવે મ્હારે શું કરવું ?

**રોહિત--** **( ઇસ તન ધનકી કૌન બડાઇ )**

તાત તજો આ દુઃખ વિચારો, સ્નેહ તજીને સત્ય સંભાળો-તાત.
સ્વારથનો સંબંધ પસારો, પૂર્ણ થતાં પછી ના રહેનારો-તાત.
લઇ આ ફળ દ્વિજ કાજ સુધારો, ભલે પડે કદી પિંડજ મ્હારો-તાત.
**તારા**-વ્હાલા ત્હારા ઉચ્ચ વિચારો, સાંભળતાં દીલ લાગે કટારો-તાત.
**હ૦**-પ્યારા પ્રાણ થકી તું પ્યારો, નિર્દય દૈવે જુલ્મ ગુજાર્યો-તાત.

હરિશ્ચંદ્રે રોહિતની આપેલી કેરી લઈ નક્ષત્રને આપી અને

નક્ષત્રે તે ત્રણે ફળ ખાધાં એટલે આ દુઃખમાં ડુબેલી ત્રીપુટીએ સંકટ અને કંટક વનમાં ધર્મનિષ્ઠ વૃત્તિથી અડગ રહી પ્રયાણ કર્યું.

**सुखमापतितं सेवे दुःखमापतितं सहेत् ।**
**काल प्राप्त मुपासीत शस्यानामिव कर्षकः ॥ १३ ॥**

**અર્થ**:–સુખ આવી પડે ત્યારે તેનું સેવન કરવું અને દુઃખ આવી પડે ત્યારે તેને સહન કરવું; જે વખતે જે ધાન્ય પાકે તેનો ખેડુત ઉપયોગ કરે છે, તેમ કાળની ગતિને અનુસરીને સુખ દુઃખ જે કંઈ પ્રાપ્ત થાય તેનું સેવન કરવું જોઇએ.

એમ અનેકાનેક દુઃખ ભર્યા તોફાનોમાં અથડાતાં કુટાતાં સહન કરતાં આ ભાગ્યહીન ત્રિપુટી નક્ષત્ર સહ કાસી નગ્રમાં દાખલ થઇ અને શ્રી કાસીવિશ્વનાથ મહાદેવનાં દર્શન કર્યાં.

## आर्या.

**નક્ષત્ર**–પૂર્ણ મુદત થઇ આજે, આપો લ્હેણું કે નકાર કહેશો;
પૂર્ણ વિચાર કરીને. સુખનું સાધન સત્વર ગૃહી લેશો.

હરિશ્ચંદ્ર–પ્રિયા! મહર્ષિ વિશ્વામિત્રને દ્રવ્ય આપવાની મુદત આજે સૂર્યાસ્ત સમયે પૂર્ણ થાય છે અને આપણી પાસે એક પાઇ પણ આવી નથી, તો હવે આપણે કયે માર્ગે સત્ય પાલન કરવું તે સમજાતું નથી.

તારા–પ્રાણેશ! આપ ધૈર્યતાનો ત્યાગ ન કરશો મને વેચો, વ્હાલા રોહિતને વેચો અને જરૂર પડે તો તમે પોતે પણ વેચાજો,

પરંતુ ધર્મ સત્યનું રક્ષણ અવશ્ય કરો. કારણ રક્ષાએલો ધર્મજ આપણને ફરીથી તારશે, રક્ષસે અને ઉદ્ધારશે.

नास्ति सत्य समो धर्मो न सत्याद्विद्यते परम् ।
नहि तीव्रतरं किंचिद् नृतादिह विद्यते ॥ १४ ॥

**અર્થ**:—સત્ય સમાન બીજો ધર્મ નથી અને સત્યથી ઉત્કૃષ્ટ વસ્તુ બીજી કોઇ નથી, આ લોકમાં અસત્યથી વધારે તીવ્ર બીજું કંઇજ નથી.

न धर्म कालः पुरुषस्य निश्चितो ।
न चापि मृत्युः पुरुषं प्रतीक्षते ॥
सदाहि धर्मस्य क्रियैव शोभना ।
यदानरो मृत्यु मुखेऽभिवर्तते ॥ १५ ॥

**અર્થ**:—મનુષ્યે ક્યારે ધર્મ પાલન કરવું, તે સમય નક્કી કરેલો નથી; કેમકે મૃત્યુ કંઈ માણસની વાટ જોતું નથી, જ્યારે મનુષ્ય મૃત્યુના મુખમાંજ રહે છે ત્યારે તો ધર્મનું પાલન સર્વ કાળ કરવું એજ શોભા આપનારૂં છે.

આખરે આ ધર્મપાલક ત્રિપુટીએ પોતાના કિમતી દેહ—શરીરને વેચવાની જાહેર ખબર પ્રજા સન્મુખ રજુ કરી.

**( મને જાવા દો ગિરધારી )**

**રાજા**—વહેલાં આવો નરનારી,
દ્રવ્ય દિયો વસ્તુને વિચારી;

દયાધારી, પાળી, ટાળી, આવો ઉપકારી........વહેલાં.

તારા--શ્રીપતિ માટે સર્વ સ્વિકારી,

દુઃખ જાશે, થાશે સુખ સદાય ગિરધારી.....વહેલાં.

રાજા અને રાણીની અરજ સાંભળી ઘણા લોકો એકઠા થઇ ગયા અને સ્રી પુરૂષોનાં જુથ્થનાં જુથ્થ આ દેખાવ જોઇને અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગ્યાં.

એક ગુણિકા કે જે સતિ તારામતીની શરીર સૌન્દર્યતા જોઇ મોહિત થઇ હતી, તેણે આગળ આવી માગણી કરી.

ગુણિકા—આ સ્રીની શું કિમત છે?

હરિશ્ચંદ્ર—એની કિંમત પચાસ હજાર મહોર છે.

ગુણિકા—ભલે! હું તે આપવાને તૈયાર છું, પરંતુ હું જે કામ બતાવીશ તે કરવું પડશે કેમ મંજુર છે?

તારા—બહેન! મંજુર છે મંજુર છે. સત્ય ધર્મને માટે હું તમારી ગુલામડી થઇને રહીશ અને તમે જે હુકમ કરશો તે વિના આનાકાનીએ તરતજ ઉઠાવીશ, તમે તાકીદે દ્રવ્ય મંગાવી આપો.

છેલ્લા શબ્દો બોલતાં તારાનું હૃદય ભરાઈ ગયું, તેનાથી સ્પષ્ટાક્ષરે બોલી શકાયું નહીં, આંસુ વહેવા લાગ્યાં અને એકાએક મુર્છા આવવાથી તે બે ભાન થઈ પૃથ્વી ઉપર પટકાઇ પડી.

બાજુપર ઉભેલો રોહિત દોડયો અને પૃથ્વી ઉપર બેભાન થઇ પડેલી તેની વ્હાલી માતા ( તારાદેવી )ને વળગી પડી અશ્રુપાત કરી જોરથી રડવા લાગ્યો.

## મરાઠી સાખી.

માતા તારા વિયોગથી તો, સુણી સંકટ સારૂં;
દુઃખ વનમાં છુટાં પડતાં આ જીવતર લાગે ખારૂં.

માળી—અલ્યા ભાઈ આ છોકરાનું મુલ્ય શું રાખ્યું છે ?

હરિશ્ચંદ્ર—એની પંદર હજાર સોના મહોરો રાખી છે.

માળી—ભલે ત્યારે હું તે મંગાવી આપું છું, પરંતુ હું જે કામ બતાવું તે કરવું પડશે સમજ્યો ?

રોહિત—માળીનાં વચન સાંભળી રોહિત માતાને છોડી ઉભો થયો અને રડતાં રડતાં બોલ્યો કબુલ છે કબુલ છે. સત્ય ધર્મ અને માતા પિતાની આજ્ઞા પાલનાર્થે એકવાર નહીં પણ હજારવાર સર્વ કબુલ છે. દયા કરી જલ્દીથી તમે દ્રવ્ય મંગાવી મારા પિતાજીના આગળ રજુ કરો.

અલ્પ સમયમાં ગુણિકા અને માળીએ સુવર્ણ મહોરો મંગાવી હરિશ્ચંદ્રને ગણી આપી, હરિશ્ચંદ્રે તે નક્ષત્રને આપી એટલે તારા અને રોહિત હરિશ્ચંદ્રના ચર્ણમાં નમી રડતા હૃદયથી અશ્રુપાત કરતાં ગુણિકા અને માળીની સાથે રવાના થયાં.

( જંગલમાં મુકી માનુનીને નાથ ક્યાં ગયા )

**તારા**—રાખજે દયા દયાળુ દાસી પર જરી;
મનસા વાચા કર્મણાએ વિસરૂં નહી......રાખજે.
પતિવ્રત્ત પૂર્ણ રીતે પાળતાં વળી;
આવશે અનેક દુઃખ તેથી ના ડરી......રાખજે.

**રોહિત**—પિતા પુત્રને વિસારી મેલશો નહીં;
નિરાધાર જાણી તાત તેડજો કંઇ......રાખજો.
માતા તારાં મધુર વચન વિના જાઉં મરી;
ભૂખ તૃષા પૂછશે કોણ હેત કરી......રાખજો.

**હરિ૦**—જાઓ કહેતાં જાય જીવ, વિપત વશ પડી;
રડતું હૃદય કહેછે જાઓ, ધર્મ દીક્ષ ધરી......રાખજો.
સત્યનો બેલી દયાળ, દ્રષ્ટિએ કરી;
મેળવશે એ મદનમોહન ના જશો ડરી......રાખજો.

આખરે આ પ્રેમી પવિત્ર ત્રિપુટી અત્યંત આક્રંદ—કલ્પાંત પછી જુદી પડી.

તારાને ગુણિકા લઇ ગઇ, અને રોહિતને માળી લઈ ગયો એટલે નક્ષત્રને પાંસેઠ હજાર સુવર્ણ મહોરો આપી હરિશ્ચંદ્ર હવે પોતાને માટે ગ્રાહકની રાહ જોઇ રહ્યા છે.

ચંડાળ—અલ્યા ભાઇ ! હવે કોઇ વેચાય છે કે ?

હરિશ્ચંદ્ર—હાજી ! હવે ફક્ત આ એકજ ભાગ્યહીન પૂતળું—શરીર બાકી છે.

ચંડાળ–બોલ તારે શું લેવું છે ?

હરિશ્ચંદ્ર–આ સ્થૂલ શરીરની કિંમત પાંત્રીશ હજાર મહોરો છે. અને તે બારોબાર આ નક્ષત્રને આપી મારે કરજ મુક્ત થવું છે.

ચંડાળ–ભલે ! હું મંગાવી આપું છું, પરંતુ હું કોણ છું તે તું જાણે છે. ?

હરિશ્ચંદ્ર–નાજી આપ કોણુ છો તે મને ખબર નથી.

ચંડાળ–હું આ પવિત્ર કાસીપુરીનો ચંડાળ છું. અત્રેના પવિત્ર સ્મશાન ઉપર મારી સત્તા–લાગો છે, તે ઉઘરાવવાને માટે તારી જરૂર છે. બોલ શો વિચાર છે ? પાછળથી વાંધો કહાડીશ તે નહીં ચાલે જે હોય તે ખુંખારીને કહી દે ?

હરિશ્ચંદ્ર–અરેરે ! પ્રભુ મ્હારે માટે આ ગ્રાહક ! ( અલ્પ સમય વિચાર કરીને ) કંઇ નહીં, ગમે તે ગ્રાહક હોય. મારે તે જોવાની જરૂર નથી.

સૂર્યાસ્ત સમય થવા આવ્યો છે, તેથી હવે આવેલા ગ્રાહકને જવા દેવામાં મજાહ નથી.

ભાઇ તમે ગમે તે હો. તમે ગમે તે કાર્ય સોંપશો તે ઉઠાવવાને આ દીન દાસ તૈયાર છે, માટે તાકીદે મહોરો લાવી આ અમારા લેણુદારને ગણી આપો.

ચંડાળે મહોરો આણી આપી અને નક્ષત્ર તે લઇ રવાના થયો, એટલે હરિશ્ચંદ્ર ઇષ્ટ સ્મરણુ કરી મનને મજબુત રાખી ચંડાળની

સાથે સ્મશાન તરફ રવાના થયો.

પ્રિય સજ્જનો ! ભક્તિ, ધર્મ પ્રભુ કૃપા, અને પ્રભુનો સાક્ષાત્કાર એ કંઇ રસ્તામાં પડયું નથી.

બજારમાં કાછીઆને ત્યાં મુળાની ભાજી વેચાય છે તેમ એ વસ્તુઓ કંઇ વેચાતી નથી. એતો શીરને સાટે છે.

જે લોકોએ માથાં મુક્યાં છે તેમનેજ એ ઉત્તમ કૃપા પ્રસાદી મળી છે. જુવો સદ્ કવિ ભોજા ભક્ત શું કહે છે.

## ચાબખા.

ભક્તિ શૂરવીરની સાચીરે, લીધા પછી કેમ મેલે પાછી,
મન તણા નિશ્ચયનો મોરચો કરીને, વધીયા વિશ્વાસી;
કામ, ક્રોધ, મદ, લોભ તજીને, પછી ગળે દીધી ફાંસી...ભક્તિ૦

ગુણિકાએ તારાને પોતાને ઘેર લાવી કહ્યું, હવે રાત્રીનો સમય થવા આવ્યો છે, આપણો ધંધો હમેશાં રાતેજ ચાલે છે, માટે આ કબાટમાંથી સુંદર શણગાર વસ્ત્ર ધારણ કરી અનેક પ્રકારનાં તેલ અત્તરથી શરીરને સુવાસિત કરી દીવાનખાનામાં જઇ બેશ.

નીચેથી હું કેટલાએક શોખીનો ( યુવાવસ્થામાં આંધળા બનેલા વિષય કિટકજનો ) ને મોકલીશ, તેમને હાવ, ભાવ, હાસ્ય વિનોદ, કટાક્ષ અને નખરાંથી પ્રસન્ન કરી પૈસા કઢાવજે અને ખુશ કરી ઝટ વિદાય કરી દેજે.

લે આ કુંચીયો હું નીચેથી તે કામી કાગડાઓને મળ મૂત્ર વિષ્ટાની લાલચ આપી ઉપર મોકલું છું, સમજી કે ?

તારા–હા ! સમજી છું. યોગ્ય રીતે તેમનું મન પ્રસન્ન કરી, આપને મળવાનો લાભ મેળવી લઇશ આપ સુખ રૂપ રહેજો.

ગુણીકાને વિદાય કર્યા પછી તારાએ શંણગાર વસ્ત્રાદિ કંઇજ ધારણ કર્યું નહીં, અને દીવાનખાનામાં જઇ ગ્રાહકોની રાહ જોતી બેઠી એટલે ચંડાળ ચોકડી ( ચાર વિષયી પુરૂષો ) એ દર્શન દીધાં તારાએ તેમને સત્કારપૂર્વક આસન આપી પૂછયું આપને કંઇ ગાયન સંભળાવું કેમ ?

વિષયી કાગડાઓ–હાંજી ! હાં આપકી મરજી મુજબ કોઇ અચ્છી ચીજ હોને દો.

### પદ.

તારા—આ ચરખાનો ઘડનાર, પરખો પંડિત વિચારીરે,
ખટ શાસ્ત્ર ને વેદપુરાણ, કુરાનમાં જુવો સંભાળીરે;
હાડ ચામ ને રૂધીર માંસમાં ઘેરાણો આ ચરખો,
મલીન વાસના માંહે ભરી છે, તમે પારેખ થઇને પરખો...આ૦
આ કોણે બનાવ્યો ચરખો, એના ઘડનારાને નિરખો;
તમે પારેખ થઇને પરખો, શા માટે નરકે સરકોરે...આ૦
બંધ બાંધ્યા છે જળ તણા ને કફ પિત્ત સુખ હરકો;
વિષયરૂપ વિષ્ટાના કુપમાં, શા માટે સજ્જન સરકો ..આ૦

स्तनौ मांस ग्रन्थी कनक कलशा वित्युपमितौ ।
मुखं श्लेष्मागारं तदपि च शशाङ्केन तुलितम् ॥
स्रवन्मूत्र क्लिन्नं करिवर शिरः स्पर्धि जघनं ।
मुहुर्निन्द्यं रुपं कविजन विशेषैर्गुरु कुतम् ॥ १९ ॥

॥ भर्तृहरि शतक ॥

**અર્થ:**-ફરી ફરી જન્મ ધરવો પડે ને, મરણુ થાય ફરી ફરી,
ફરી ફરી જનેતાના જઠરમાં, શયન કરવું હે હરિ;
દુસ્તાર પારાવાર આ સંસાર સાગર માંહિથી,
લાવી દયા અંતર વિષે, ઉદ્ધાર કરજો આંહીથી.

**परयोनि पतितं बिंदु कोटि पूजा विनश्यति ॥**

**અર્થ:**—પરસ્ત્રી સંગતથી કરોડો પૂજાઓ નષ્ટ થઇ જાય છે.

સતિ તારામતી હજુ આગળ બોલવા જતી હતી, તેટલામાં તો આ ચારે દુર્જનો ઉઠી ઉભા થયા, અને દેવી તારામતિના ચરણુમાં શીર નમાવી બોલ્યા.

વિષયી—દેવી અમે તમારા આભારી છીએ, તમે અમને આ દુષ્ટ કર્તવ્યમાંથી બચાવ્યા છે, તેમજ અમને મનુષ્ય પણાના ઉત્તમ ગુણો શીખવ્યા છે, તમેજ અમને આ મળમુત્ર વિષ્ટાના કુંડમાંથી ઉદ્ધાર્યા છે અને આ જીવન સાફલ્યનો ઉત્તમ માર્ગ દેખાડયો છે.

માતા હવે અમે આજથી કદી પણ આ અધર્મ માર્ગ તરફ વૃત્તિ નહીં કરીએ.

मातृ वत्पर दाराश्च परद्रव्याणि लोष्ठवत् ।
आत्मवत्सर्व भूतानि यः पश्यति स पश्यति ॥ १७ ॥

**અર્થ**:—પરસ્ત્રીને જે માતા સમાન જુવે છે. પરધનને લોખંડ સમાન જુવે છે અને પ્રાણી માત્રને પોતાના આત્મા સમાન જુવે છે તેજ જુવે છે, બીજાઓ દેખતા છતાં પણ જોતા નથી.

નીચે રહેલી પેલી ક્રુર કર્મની કરનારી દુષ્ટા રાક્ષસીને ઠરાવેલુ દ્રવ્ય અમે આપીનેજ આવ્યા છીએ, તદપિ તમારા જ્ઞાનામૃતનું પાન કરી પ્રસન્ન થયા છીએ તેથી ભેટ દક્ષણા તરિકે આ ચારસો સોના મહોરો આપીએ છીએ અને હવે પ્રતિદીન તમારી પાસે સત્સંગાર્થે આવીશું અને સો સો મહોરો આપી જ્ઞાન સુધારસપાન કરતા જઇશું.

તારા—ભાઇ ભલે! જેવી તમારી મરજી સુખેથી પધારો અવકાશે આવજો અને હૃદયગત દાખલ થયેલા શ્રવણનું મનન કરી મનને મજબુત કરજો.

આ કુટિલ મંડળીના ગયા પછી તારાએ ચારસો સોનામહોરો ગુણિકાને આપી. તે જોઇને ગુણિકા તો વિસ્મયજ થઈ ગઇ. કારણ ઠરાવેલી ફી તો તેણે પ્રથમ નીચેજ લઈ લીધી હતી. ઠરાવેલી ફી સો મોહોરો અને ઇનામની ચારસો મહોરો આ કેટલો બધો વધારો.

ગુણીકા આશ્ચર્યમાં ગરકાવ થઈ ગઇ હતી તેથી તેણે વિનયથી આગ્રહ પૂર્વક તારાને પૂછવા માંડયું એટલે તારાએ સર્વ બીના કહી સંભળાવી.

આ અદ્દભૂત ચમત્કાર જોઇને ગુણિકાએ તેજ વખતે શુદ્ધ અને દ્દઢ નિશ્ચયથી સંકલ્પ કીધો.

## आर्या.

પરનર સ્પર્શ કરૂંના, પિતા ભ્રાતા સમ ગણું અવર જનને;
સુધરી તુજ સંગતથી, હરિ ચરણમાં સ્થિર કરૂં મનને.

અહો! સત્સંગનો પ્રતાપ કેટલો બધો ચમત્કાર વાળો છે, જન્મથી કુકૃત્ય કરનારી દુષ્ટા સતિ તારામતીના સહજ સમાગમથી સુધરી ગઈ.

### પદ.

**( હરિ ભજન થકી છોટા હોય તે મોટા સૌથી થાય છે )**

સત્સંગ વિના માનવનું મન સુધરે નહિં કોઇ કાળે,
ભવ ભક્તિ વિના તન માન, તાપ પાપને કહો કોણ બાળે...સત્સં૦
પારસ ગુણુથી તો પરખાએ, જુવો લોહ તણું કંચન થાએ;
પશુ બુદ્ધિ પણ પલટાઈ જાએ.......................સત્સં૦
ચિંતામણી કોઇને ફેર ચડે, કદી કામધેનુથી કામ પડે;
નર નિર્ભય થઈ ભવમાં હે ફરે.......................સત્સં૦
રાહૂગણને જડભરથ મળ્યા, સંશય સર્વે પળ માંહીં ટળ્યા૦
શુકથી પરીક્ષિત સ્હેજે તર્યા.......................સત્સં૦

અષ્ટાવક્રે આપી સુમતિ, જન જનક સમા થયાજ નથી;
શિવજીએ સમજાવ્યાં છે અતિ..........................સત્સં૦
બ્રહ્માસુત સંગતથીજ બન્યા, વાલ્મિક રૂષિ ગણના માંહી ઠર્યા;
જેણે રામાયણ શત કોટિ કર્યાં...........................સત્સં૦
અતિ ક્રૂર હતો એક લુંટારો સાધુજનને દુઃખ દેનારો;
સત્સંગતથી થયો સુખીઆરો...................... .....સત્સં૦
જળ મલીન જઇ ગંગામાં મળે, જગના જન વંદન પાન કરે;
સત્સંગત રંગત દુઃખ હરે...........................સત્સં૦
રેવાશંકર નર અધમ અતિ, ખળ સુધરે છે સત્સંગતથી;
પછી જનમ મરણનો કલેશ નથી..........................સત્સં૦

બીજી તરફ નિરાધાર બીચારો રોહિત માળીને ત્યાં સર્વ કામ કાજ કરી પેટ ભરતો હતો, તે એક વખતે કેટલા એક બાળ મિત્રો સહિત કુસુમ વાટિકામાં પુષ્પ વિણવાને માટે ગયો હતો.

આ વાડી ગંગા નદીની એક ભેખડ ઉપર આવેલી હતી, તેથી ગંગામાંથી પાણી ભરી જતા એક કંગાલની કમ અક્કલ જોઇ રોહિતે દયાથી તેને ઉપદેશ રૂપી સૂચના કરી સુખી કર્યો.

પ્રિય સજ્જનો ? આ કંગાલ તે બીજો કોઇજ નહી, પરંતુ ધર્મ પાલનાર્થ રાજ રિધિ સિધિનો જેણે ત્યાગ કર્યો છે, તથા સત્યને માટે જેણે ચંડાળની નોકરી સ્વિકારી છે તે મહારાજા હરિશ્ચંદ્રજ હતો.

હરિશ્ચંદ્ર પાણીનું માટલું ભરી પાછો ફરે છે કે તરત વિશ્વામિત્ર યોગ અને તપના બળથી હરિશ્ચંદ્રને વધારે દુ:ખી કરવાને માટે તથા સત્ય ધર્મથી ચલાયમાન કરવાને માટે તે માટલાને છીદ્ર પાડી–કાણું કરી નાખે છે.

એ પ્રમાણે વારંવાર નુકશાન થવાથી ચંડાળનાં ક્રોધ ભરેલાં કટુ વચનો સહન કરી હરિશ્ચંદ્ર જ્યારે છઠ્ઠીવાર પાણી ભરવાને આવ્યો ત્યારે યુક્તિઓ કરી કંટાળેલા વિશ્વામિત્રે તે મટકા ઉપર પોતાના તપનો ભાર મુકી દીધો જેથી હરિશ્ચંદ્ર તેને ઉપાડી માથે મુકી શકતો નથી.

આ બનાવ જોઇને રોહિત કે જે કુસુમ વાટિકામાં ઉભો હતો તેણે ઇસારત કરી ઉપદેશ આપ્યો.

## લાવણી ચલતી.

સહજ ઇસારતથી સમજ્યું,
જળમાં ડુબકી મારી (૨)
માથે લઇ ઝટ જા મટુકી,
બોલ્યો બાળ વિચારી.

તરતજ તે પ્રમાણે કરી હરિશ્ચંદ્ર રવાના થયો, એટલે ક્રોધ મૂર્તિ વિશ્વામિત્ર કે જે આ ધર્મનિષ્ઠ ત્રિપુટિને ધર્મરહિત કરવાને માટે ક્ષણે ક્ષણે પ્રયત્ન કરે છે. તેને રોહિતના આ કાર્યથી અનહદ ક્રોધ ઉત્પન્નથયો. અને પિતાને મદદ કરનાર નિર્દોષ બાળક રોહિતને

સખ્ત દુઃખ દેવાનો તેણે દ્રઢ નિશ્ચય કર્યો અને છેવટે તે નિરાધાર ધર્મનિષ્ઠ રંક બાળકનો જીવ લેવાને માટે વિશ્વામિત્રે સર્પ સ્વરૂપ ધારણ કર્યું.

## आर्या.

વેષ સર્પનો લઇને,
ડંખ કર્યો રોહિત ચરણે આવી;
પડ્યો ચીસ પાડીને.
ક્રોધી રૂષિને જરા દયા નાવી.

અરેરે ક્રોધ વશ થયેલા દુર્જનો, કેટલી નિર્દયતા વાપરી નિર્દોષ મનુષ્યોને હેરાન કરે છે.

**तक्षकस्य विषं दंते मक्षिकाया विषं शिरः ।**
**वृश्चिकस्य विषं पुच्छं सर्वाङ्गे दुर्जनो विषम् ॥ १८ ॥**

**અર્થ**:-સર્પને દાંત ( દાઢ ) માં ઝેર હોય છે, મક્ષિકા ( માખી ) ને માથામાં ઝેર હોય છે, વૃશ્ચિક ( વીંછી ) ને પુંછડામાં ઝેર હોય છે, અને દુર્જનને સર્વ અંગમાં ઝેર હોય છે.

**सर्प दुर्जनयो मध्ये वरं सर्पो न दुर्जनः ।**
**सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥ १९ ॥**

**અર્થ**:-સર્પ અને દુર્જન એ બેમાં સર્પ સારો પણ દુર્જન સારો નહિ. કારણ કે સર્પ કોઇ કાળે ડસે છે, અને દુર્જન તો પગલે પગલે ડસે છે.

**खलास्तु कुशलाः साधुहित प्रत्यूह कर्मणि ।**

**निपुणाः फणिनः प्राणानपहर्तुं निरागसाम् ॥ २० ॥**

**અર્થ**:–દુર્જન પુરૂષો, સારા પુરૂષોના હિતમાં વિઘ્ની કરવામાં કુશળ હોય છે કારણ કે, નિરાપરાધી પ્રાણીઓના પ્રાણને હરવાને સર્પ નિપુણ હોય છે.

સર્પ ડંશથી બિચારો રોહિત પૃથ્વી ઉપર પટકાઇ પડયો, અને તેના શરીરે વિષ વ્યાપવા લાગ્યું, તેથી પોતાના મિત્રો તરફ દૃષ્ટિ કરી તેણે છેલ્લી પ્રાર્થના કરી પ્રાણ છોડયો.

**( ઓધવજી સંદેશો કેજો )**

મિત્રો મુજ માતાને કહેજો વાતરે;
ગુણિકા ગ્રહમાં થઇ રહી છે જે અનાથરે......મિત્રો૦
સર્પ ડસ્યો ને દુનિયાં છોડી આજરે,
સ્મરતાં શ્રીહરિ ગયો ગરૂડપતિ પાસરે;
જન્મો જન્મ હું માગું તુજ સમ માતરે......મિત્રો૦

વ્હાલા બંધુઓ ? મ્હારી દુઃખિયારી ગરિબડી માતાને ધીરજ આપજો, અને મારી અંતિમ પ્રાર્થના કહેજો, તથા તેના રડતા હૃદયને મારા તરફથી શાંતિ આપજો. હવે હું આ....ફા....આ....ની ....ઇ....દુનિયાં....છો....ડી....ને....શ્રી....ચરણમાં....જાઉં....છું.... શ્રી....હ....અ....રિઃ

છેલ્લા સબ્દો બોલી રોહિતે દેહ છોડયો. એટલે નિરાશ થઇ

બાળકોએ જઈ ગુણિકાને ત્યાં રહેલી દુઃખીયારી દેવી તારાને આ માઠા સમાચાર કહ્યા.

## સાખી.

પડતી આખડતી તવ તારા,
વાડી મધ્ય નિહાળે;
જોઈ પુત્રના શવને કોડે,
શિરને કેશ ઉખાડે.

રોહિતના ( શવ ) મડદાને ખોળામાં લઇ તારાએ ઘણું કલ્પાંત કર્યું, તેના કપાળમાથી રૂધીર વહેવા લાગ્યું, કેશ તોડી નાખવાથી માથામાંથી લોહી વહેતું હતું, આંખોમાંથી અશ્રુની અખંડ ધારા ચાલતી હતી અને મુખમાંથી હાય ? હાય ? ના ભયંકર શબ્દો નિકળતા હતા.

### ( રાગ પરઝીયાનો )

હાય ? આજ ગયો માતાને મુકી રખડતી,
નિરાધાર વન વગડે રવડતીરે...........હાય૦
માતા માતા કરીને બોલાવે,
કાલું ઘેલું બોલીને હસાવે;
તેની સામે શું આંખ ના ઉઘડતીરે.. ...હાય૦
પતિ વિયોગનું દુઃખ ભારી,
તેમાં દીધું તેં દુઃખ વધારી;
છાતી ફાટી હું કેમ નથી મરતીરે.....હાય૦

રાજપાટ સુખ સંપત્તિ છોડી,
પ્રીતિ માત પિતાની તોડી;
મુને મુકીને બળતી કકળતીરે......હાય૦

નિર્ભાગી બિચારી તારા રડી રડીને થાકી અને છેવટે પુત્ર શબ (મુડદા)ને ખાંધપર ઉપાડી અગ્નિ સંસ્કાર કરવાને માટે સ્મશાનમાં લઇ ગઈ. સાયંકાળ સમય થવાથી સ્મશાન રક્ષક ચંડાળ ખાવા પીવામાં રોકાયો હતો.

તારાએ થોડાં કાષ્ટ વીણી લાવી ચિતા ખડકી બાળકને સુવાડી પાસે બીજી ચિતા બળતી હતી તેમાંથી અગ્નિ લઇ પોતાના પ્રાણ પ્યારા બાળકની ચિતા રડતા હૃદયથી અને ધ્રુજતા હાથથી સળગાવી.

ચારે તરફથી અગ્નિ ચિતાને ઘેરી લેતાં પહેલાં તો પાસેની ઝુંપડીમાંથી સ્મશાન રક્ષક (ચંડાળ) દોડી આવ્યો અને ગરિબડી તારાની સ્હામે ક્રોધ પૂર્વક બોલ્યો.

ચંડાળ—અરે કમ બખ્ત સ્રી તું આ શું કરે છે? સ્મશાનનો અમારો કર આપ્યા વિના તું આ મડદું બાળે છે? શું તું રાજના નિયમોનો ભંગ કરવા ધારે છે?

તારા—અલ્યા ચંડાળ! જરા દયા કર, હું કોઇ પણ રીતે કોઇની પણ આજ્ઞાનો ભંગ કરવા માગતી નથી. શું કરૂં! ઇશ્વરે મને આ સ્થિતિમાં મુકી છે.

અત્યારે મ્હારા વ્હાલા બાળકને બાળવાને મારી પાસે કાંઇપણ સાધન નથી, તેથી હું લાચાર છું મારા ઉપર દયા રાખ્ય દયા રાખ્ય.

ચંડાળ—ગમે તેમ હશે પરંતુ અડધું વસ્ત્ર, શેર ખીચડી અને એક ટકો લીધા વિના હું એને કદાપિ બાળવા દેનાર નથી.

તારા—અરેરે ! શું તારામાં નામ પ્રમાણેજ ગુણ છે ? મ્હારી પાસે કંઇ પણ નથી, લે આ મ્હારા પહેરેલા વસ્ત્રમાંથી અડધું વસ્ત્ર ફાડી આપુછું, તે લઈ મને માફ કરજે.

તારાએ અડધું વસ્ત્ર ફાડી આપ્યું, પરંતુ ચંડાળે માન્યું નહીં અને ક્રોધે ભરાઈ રોહિતની લાસને ડાંગ વડે ચિતામાંથી બહાર કાઢી નાખી.

ક્રૂર હૃદયના વિશ્વામિત્રે ઇંદ્રની પ્રાર્થના કરી અને વૃષ્ટિની ધારાઓથી પૃથ્વી જળમય થઇ ગઇ. અર્ધદગ્ધ બાળકને ઉપાડી બિચારી કમનશીબ તારા એક શિવાલયમાં ભરાઈ ઉભી. તેણે હવે વૃષ્ટિ બંધ થયા પછી સંસ્કાર કરવાનું નક્કી કર્યું હતું.

વિશ્વામિત્રના દયાશુન્ય હૃદયમાં હજુ પણ દયા નજ આવી અને તેથી તેણે દુખિયારી તારાને માટે બીજી ક્રૂર યુક્તિને અમલમાં મુકી.

## અભંગ.

કાસી રાજનો બાળ ઉપાડી,
　　વન વગડે સંતાડયો ( ૨ )
વેષ લઇને જોશી તણો પછી,
　　પરછો તરત બતાવ્યો.

વિશ્વામિત્ર કાશી રાજાના પુત્રને ઉપાડી વનમાં સંતાડી જોશીનો વેષ લઇ કાશી રાજાના પાસે ગયા, અને બે ચાર વાતના પરછા બતાવ્યા બાદ કહ્યું. હે રાજા! ત્હારા પુત્રને એક પિશાચણી ડાકણી લઈ ગઇ છે, તે તેને શેકીને ખાય છે. તપાસ કરવી હોય તો નગ્ર બહાર સ્મશાન પાસે શિવમંદિર છે તેમાં જઇને જો.

કાશી રાજાએ આજ્ઞા કરતાં વત્ લશ્કરી અને પોલીસ ખાતાના અમલદારોએ તપાસ ચાલુ કરી, તો રાજકુંવરના જેટલીજ વયનો બાળક અગ્નિમાં બાળવાથી જેનું મુખ ઓળખાતું નથી તેને લઈ શિવલાયમાં એક સ્ત્રી ઉભી હતી.

અધિકારમાં ઉન્મત થયેલા અવિચારી અધિકારીઓએ એકદમ તેને ગુનહેગાર ગણી કેદ કરી દીધી અને મહારાજાને ખબર આપી.

દૈવને વશ થઈ રાજાએ પણ વગર વિચારે આજ્ઞા કરી કે એ પિશાચણીનું મુખ જોવાને હું માગતો નથી, એને એકદમ સ્મશાનમાં લઇ જઇ ચંડાળને હાથે ગરદન મરાવો માથું કપાવો.

દુઃખી તારાની એક પણ અરજ કોઇએ સાંભળી નહીં તેથી છેવટે તે બીચારી હજુર હુકમને તાબે થઈ.

## મરાઠી સાખી.

સારૂં થયું મુજ પુત્રની પુંઠે,
પિંડજ મ્હારો પડશે;
શ્રીહરિ લેજે અરજ સ્વિકારી,
પતિ દર્શ વિના સતિ મરશે.

તારાના કલ્પાંત તરફ દ્રષ્ટિ ન કરતાં સત્વર તેને પુત્ર સહ સ્મશાનમાં લાવવામાં આવી અને ચંડાળને બોલાવી મહારાજા તરફથી કરવામાં આવેલી આજ્ઞા ગરદન મારવાની સજા કહી સંભળાવી.

ચંડાળ–અરે દુષ્ટ સ્ત્રી ! તેં અમારા મહારાજાના પવિત્ર અને નિર્દોષ પુત્રને મારી નાખ્યો છે, માટે તૈયાર થા, તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે, કારણ તારૂં માથું કાપી નાખવાનો મને હુકમ થયો છે.

તારા–અરે ક્રૂર હૃદયના ચંડાળ ! ન્યાય કરવાની સત્તા તારા હાથમાં નથી અને જેમના હાથમાં ન્યાય કરવાની સત્તા છે તેમણે મારી ગરિબડીની દાદ સાંભળી નથી, તને તો માત્ર મારવાનીજ સત્તા છે અને બચાવનાર સર્વેશ્વર મારી ઉપર રૂઠયો છે, તો પણ એક ક્ષણ તેનું સ્મરણ કરી લેવા દે અને પાછીથી સુખે મારો વધ કરજે.

( કાલીંગડો–દાદરો. )

વિશ્વનાથ વિશ્વ રક્ષક વ્હારે મારી આવજો;
ધર્મ, અધર્મ, જોવા માટે, સત્ય કાંટો લાવજો......વિ૦
ધર્મ માટે સત્ય રાખ્યું, સત્ય કાજે સર્વ ત્યાગ્યું;
તોડી સુખનો સંગ બેઠાં, વિકટ દુઃખ નાવજો......વિ૦
રાજપાટ સુખને સાજ, સર્વ દીધાં દૂર કરી;
ક્ષુધા તૃષા શ્રમ અપાર, વેઠયા હૃદય ધાવજો......વિ૦

પત્ની પુત્રને પિતાનો, વિપત વિગોગ પણ સહ્યો;
બાળક મર્યુંને કુકલંક, સમયપર બચાવજો......વિ૦

તારાની દુઃખદર્શક કવિતા હજુ પૂર્ણ થઇ નહોતી, એટલામાં તો ચંડાળે તેને અટકાવી દીધી.

ચંડાળ—અરે ભલીબાઇ ! હવે વધારે કલ્પાંત ન કર તારા હજારો કલ્પાંતથી પણ તું છુટનાર નથી, માટે હવે એ દુઃખ દરાગડો બંધ કર.

મને તારૂં વતન નામ ઠામ અને આ તારા પુત્રનું નામ જરા જલ્દીથી કહે.

તારા—અલ્યા ચંડાળ ! મ્હારૂં નામ ઠામ અને પુત્રનું નામ જાણવાથી તને કંઇ પણ લાભ નથી. અરેરે ! તે વાતને આજે ખરી પણ કોણ માનનાર છે ?

ચંડાળ—તું સત્ય ન કહે તો તને તારા ઇષ્ટ દેવના સમ છે, ચાલ્ય સત્વર કહે આ ખડગ તારૂં રૂધીર પીવાને ખોટી થાય છે.

**( અહન રવી પ્રગટયો આ જગમાં )**

**તારા**—અવધ પતિની અભાગી અબળા,
તારા મારૂં નામ;
સત્ય ધર્મને માટે છોડી,
દીધાં છે ધન ધામ........અવધ૦
વિશ્વામિત્રને રાજ સમર્પી,

વશીયાં વન મોઝાર;
કરજ રહ્યું તે દેવા માટે,
વેચ્યાં શરીર બજાર........અવધ૦
કષ્ટ વેઠતાં ધર્મ પાળતાં,
પણ શીર સંકટ આવ્યું;
સર્પ દંશથી પુત્ર મુવોને,
કલંક દુષ્ટ ડહાવ્યું........અવધ૦

ચંડાળ-હરિશ્ચંદ્ર-હાય પુત્રનું મરણ થયું શું ?
તાત તણુાજ વિયોગે;
તારા તારો નાથ અભાગી,
છે ચંડાળ કુજોગે........અવધ૦

તારા-કોણ પ્રાણનાથ ?

હરિશ્ચંદ્ર-હા પ્રિયા ! આ તેજ તારો દુર્ભાગી પતિ છે કે જેની સંગતમાં રહી તમારે આ અનહદ દુ:ખો અનુભવવાં પડયાં છે.

તારા-( પાસે જઇને ) પ્રાણેશ ! આ લાડકવાયાની સ્થિતિ જોઇ મારો જીવ નિકળી જાત પરંતુ આપશ્રીના દર્શનને માટેજ રહ્યાછે.

હરિશ્ચંદ્ર-પ્રિયા ! દુર રહેજે અત્યારે હું ચંડાળ છું તેથી અંત સમયે તારા પવિત્ર દેહને અપવિત્ર ન કરીશ.

તારા-સ્વામિનાથ ! ત્યારે હવે સત્વર કરો, મારા લાડકવાયાને ભેટવામાં વિલંબ થાય છે. પ્રાણેશ ! સત્ય ધર્મને માટે તમારી વ્હાલીનું શીર છેદન કરો અને તમારી તરવારને રક્તપાન કરાવી તૃપ્ત કરો.

## ભૈરવી.

### ( આ જગમાં જેણે મન જીત્યું )

**તારા**--અવસર આજ સ્વામી આવ્યો સુંદર,
સતિ પતિ હાથે મરાય;
એથી અધિક શું સુખ સૃષ્ટિમાં,
મહિલાનેજ મનાય........અવસર૦
જનમ જનમ, તવ ચરણ શરણમાં,
રહેવા ચિત્ત ચહાય;
એજ પુત્ર એ વૃત્તિ માગું,
શ્રીહરિ દીયો સદાય........અવસર૦

છેલ્લા શબ્દોથી સત્યવાદી વીર અને ધર્મ પાલક રાજાની સમશેર ઝુકી પડી. આકાશમાં પુષ્પ વિમાનો લઇ આ અડગ સત્ય ધર્મને જોનારા દેવતાઓ, રૂષિઓ અને ગંધર્વોએ આ દ્રઢ ટેકી મહારાજા હરિશ્ચંદ્રના ઉપર પુષ્પની વૃષ્ટિ કરી એટલે તરતજ દયાળુ ભક્ત વત્સલ અને સત્યના બેલી શ્રીહરિએ હરિશ્ચંદ્રનું ઝુકતું ખડગ પકડી લઇ દર્શન આપ્યાં.

## आर्या.

પ્રકટયા શ્રી પરમેશ્વર,
શંખ ચક્રને ગદા પદ્મ ધારી;
**वरंब्रुही** મુખ બોલ્યા,
ધન્ય ધર્મ વૃત્તિ નિષ્ઠા તારી.

તારામતી તથા હરિશ્ચંદ્ર શ્રીહરિના ચરણકમળમાં પડયાં, સ્મશાનમાં અલૌકિક પ્રકાશ થઇ રહ્યો, વશિષ્ટ ગુરૂએ આવી હરિશ્ચંદ્ર તથા સતિ તારા દેવીને આશિર્વાદ આપ્યો. રાજા અને રાણીએ ગુરૂ ચરણમાં વંદન કર્યું. અને અન્ય દેવતાઓ, રૂષિઓ તથા ગંધર્વોને પણ પૂર્ણ શ્રદ્ધાથી નમન કર્યું.

વિશ્વામિત્ર આવી એક તરફ લજીત થઇ ઉભા રહ્યા હતા, તે આ અલૌકિક સમય જોઇ એકદમ હરિશ્ચંદ્રના ચરણમાં પડવાને આવ્યા. વિવેકી ધર્મ રક્ષક હરિશ્ચંદ્ર તેમને અટકાવી તારા સહિત પોતે મહર્ષિ વિશ્વામિત્રને દ્વેષ વિના પ્રીતિ પૂર્વક પગે લાગ્યો.

વિશ્વામિત્ર—હરિશ્ચંદ્ર હું તારો અપરાધી છું, મારા તથા વશિષ્ટના પરસ્પરના દ્વેષને ખાતર, મેં તારા જેવા ધર્મનિષ્ઠ સત્યવાદી રાજા અને પતિવૃતા દેવી તારામતી ઉપર તથા ધર્મની મૂર્તિરૂપ તારા પુત્ર રોહિત ઉપર કસાઇથી પણ વધારે ક્રૂરતા ગુજારી છે તેને માટે તમો સર્વ ધર્મ મૂર્તિ મને ક્ષમા કરજો.

હરિશ્ચંદ્ર—પ્રભુ અત્યારે જે આ અનહદ આનંદ મળ્યો છે, તે આપના પ્રતાપનુંજ ફળ છે, આપના વિના મારા સત્યની કસોટી કદી પણ થાત નહી. અને તેમ ન થાત તો આ અંતર્યામી પ્રત્યક્ષરૂપે દર્શન પણ આપત નહીં.

આ સમયે પ્રભુએ કૃપા કરી રોહિતને સજીવન કરી કહ્યું હરિશ્ચંદ્ર ? જો આ તારો વ્હાલો પુત્ર રોહિત આવે છે.

રોહિત દોડતો આવ્યો અને પ્રભુને, માતા પિતાને તથા સર્વ શ્રેષ્ઠ મંડળીને પગે લાગ્યો.

ભગવાન—હરિશ્ચંદ્ર? હવે ત્હારી શી ઈચ્છા છે? જે જોઇએ તે માગી લે?

હરિશ્ચંદ્ર—મહારાજ? આ કાશી નગ્રના રાજા તથા જેમણે જેમણે અમને આશ્રાય આપ્યો છે, તથા અમારા ઉપર ઉપકાર કર્યો છે તે તથા નગ્રની સર્વ પ્રજા એમનું સર્વ રીતે કલ્યાણ કરો.

ભગવાન—તથાસ્તુ.

હરિશ્ચંદ્ર—મહારાજ? કાસી નરેશનો પુત્ર ખોવાયો છે, તે લાવી આપો.

ભગવાન—વિશ્વામિત્રજી રાજપુત્રને લાવી આપો.

વિશ્વામિત્ર—પ્રભુ! લાવું છું, કહી વિશ્વામિત્રજીએ રાજકુંવરને તરતજ હાજર કર્યો.

ભગવાન—હરિશ્ચંદ્ર તું ભ્રષ્ટ થયો નથી, કાશીમાં તમે જ્યાં જ્યાં રહ્યાં છો તે ગુણિકા, માળી અને ચંડાળ એ સર્વ દેવતાઓ હતા અને વિશ્વામિત્રની આજ્ઞાથી કાશીમાં તારી કસોટી કરવાને માટેજ તેઓ આવીને રહ્યા હતા.

વિશ્વામિત્ર—ભગવન! મને અધમને કંઇ શીક્ષા કરશો? કે જેથી આ દુષ્ટ પાપનો બદલો વળી રહે.

ભગવાન—વિશ્વામિત્ર! તમે પણ નિર્દોષ છો, કારણ ભાવીને વશ થઇ મનુષ્ય કરવાનું અને ન કરવાનું સર્વ કરી નાખે છે.

## રાગ પ્રભાતી.

ભૂલવે ભવિષ્ય તો કોણ ભૂલે નહિં, બેદુ પણ ભૂલથી થાય ભોળાં;
કોઇ દિન સાહસિક કામ ન કરે કદી, તે તણા તુરત દેવાય ડોળા...ભૂ૦
ધર્મરાજા બધો મર્મ મન સમજતા, કર્મ તે દ્યુતનું કેમ માંડે;
પાળતી પતિ તણાં વચન સીતા સતી, છેક પતિ આણુને કેમ છાંડે...ભૂ૦
નરપતિ નળ તણી પ્રબળ બુદ્ધિ બહુ, જૂગટે જીવતે કેમ જોડે;
જાણીને દુર્લભા આણી જે વલ્લભા, તે તણો સંગતે કેમ તોડે...ભૂ૦
સંપીને શત્રુ સહુ જીતિ સંસારમાં, જાદવે જશ વિશેષે જગાવ્યો;
રાજનીતિ તણી રીત ચિતથી ટળી, કુમતિ સુઝી જ્યારે કાળ આવ્યો...ભૂ૦
ચતુરની ચતુરતા કાંઇ ચાલે નહી, ભાવિ ભૂલાવતાં ચતુર ચૂકે;
અન્યને આપ ઉપદેશ આપે અતિ. આપ ઉલટો જઇ ટેક મૂકે...ભૂ૦
નાવની જેમ સરખીજ ન રહે ગતિ, જ્યારે જળ પવન તોફાન જાગે;
વિબુધ વિવેકીનું થાય વિપરીત મન, વિધિથી વિપરીત જો વેગ લાગે...ભૂ૦
દેવ નિર્દોષ તે ભૂલિ દૂષિત થયા, દૈવ ભૂલાવતાં દેવ ભૂલ્યા;
માનતી માત્ર અભિમાન મનમાં કશું, રાખીને ફોક ફરશો ન ફૂલ્યા...ભૂ૦
છાંડિ દેવાંગના વિપ્રની અંગના, ઇંદ્રને રૂડિ શું અધિક લાગી;
બુદ્ધિ બહુ તોય તે સુદ્ધિ ભૂલી ગયો, કામની કામ નિજ લાજ ત્યાગી...ભૂ૦

रामे प्रव्रजनं बलेर्नियमनं पाण्डोः सुतानां वनं ।
वृष्णीनां निधनं नलस्य नृपते राज्यात्परि भ्रंशनम् ॥
कारागार निषेवणं च मरणं संचिन्त्य लङ्केश्वरे ।
सर्वः काला वशेन नश्यति नरः कोवा परित्रायते ॥ २१ ॥

**અર્થ**:–રામનું વનમાં જવું, બલિરાજાનું બંધાવું, પાંડવોનો વનવાસ, યાદવોનો સંહાર, નળરાજાનું રાજ્યથી ભ્રષ્ટ થવું અને લંકાપતિ રાવણનું કારાગ્રહમાં પડવું તથા મરવું, એ સર્વ વિચારી જોતાં પ્રાણી માત્ર કાળને વશ થઇ નાશ પામે છે, કોનું રક્ષણ કરી શકાય ?

## आर्या.

**ભગવાન્**—રાજ કરે રોહિત જઇ,
છત્રિશ હજાર વર્ષ અવધ પુરીનું;
ત્યાં સુધી સુખ પામો,
આવો જ્યાં છે ધામ મોક્ષ પુરીનું.

## उपसंहार.

ધર્માવલંબી સજ્જન ગણ ! પરિણામે કોને જય પ્રાપ્ત થાય છે, એ આપની ધ્યાનમાં સારી પેઠે ઉતર્યું હશે.

અધુના દુઃખના ચમકારા માત્રથી ડરી જઇ આપણા નૂતન ભકતો ભકિત માર્ગનો ત્યાગ કરી દે છે.

દુઃખથી ડરો વા ન ડરો પરંતુ તેમાંનું જે કંઇ પણ તમારા તરફ આવવાનું હશે તે અવશ્ય આવશેજ.

**अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।**
**सुखान्यपि तथा मन्ये दैवमत्रा तिरिच्यते ॥**

**અર્થ**:–પ્રાણીઓને જેવી રીતે અણચિંતવ્યાં દુઃખ આવી પડે છે તેવી રીતે સુખ પણ આવે છે, તેથી હું એમ માનું છું કે સર્વથી ભાગ્યજ અધિક બળવાન છે.

**પદ.**

સુખ દુઃખને સમનોલ ગણી જેણે,
હરિ ભજ્યા તેને ધન્યરે;
ભક્તિ કરીને ઉતરો પાર,
જુઠો જાણી આ સંસાર.

( ભજનામૃત )

**ધર્મનો ખરો અર્થ જે સત્ય, ભક્તિનો ખરે ખરો સંબંધ તથા શ્રીહરિને મળવાનો સરળ માર્ગ જે સત્ય તેને તિલાંજલી આપી અધુના લોકો ઇશ્વરને મેળવવાની અભિલાષા રાખી રહ્યા છે. તેઓ આકાશ પુષ્પ, વંઝાપુત્ર, કે મૃગ જળની ઇચ્છા કરવાની પેઠે અંતે ઠગાય છે અને પસ્તાય છે.**

## દ્વિહાર.

માગો કે માગો નહીં, પ્રભુ વખતે દેનાર;
ચોમાસાની રત થયે, વર્ષે વર્ષાધાર.

તમે માગો યા ન માગો પરંતુ સુખ દુઃખ જેનું છે તેની પાસે આવીને મળશેજ એમાં કોઇનું ડહાપણુ કે છલ પ્રપંચ ચાલવાનું નથી.

**દ્રષ્ટાંત.**

**यदा व्यासश्च दासश्च यमेना सह मृत्युना ।**
**भावितव्य गृहे यान्ति तदा दासो मरीष्यति ॥ २२ ॥**

**અર્થઃ**—વ્યાસ, દાસ, યમ, અને મૃત્યુ એ સર્વ સાથે મળી વિધિ દ્વારમાં આવશે ત્યારે વ્યાસનો શિષ્ય—દાસ મરી જશે.

એક વખતે નારદે કહ્યું વ્યાસજી આ આપનો શિષ્ય કાલે મરી જશે. વ્યાસને ગર્વ થયો મારા શિષ્યને મારનાર કોણ છે, તરતજ તેમણે મૃત્યુને અને યમને, તેમ કરવાની મના કરી તેમણે કહ્યું મહારાજ અમે તો ચિઠ્ઠીના ચાકર છીએ વિધિને સીફારસ કરો દાસ આ સર્વેને તેડીને વિધિ ગૃહમાં પ્રવેશ કરે છે. તેટલામાંજ તે દાસ ત્યાંજ મરણ શરણ થયો.

વ્યાસ વિધિ ઉપર કોપાયમાન થયા તે જોઇ વિધિયે શાંતિથી ઉત્તર આપ્યો, પ્રભુ હું નિર્દોષ છું એમાં જરા પણ દોષ મારો નથી જુવો એના પ્રારબ્ધમાં લખ્યું હતું કે વ્યાસ, દાસ, યમ અને મૃત્યુ સર્વ મળી વિધિને ઘેર આવશે ત્યારેજ એનું મરણ થશે. તેથી પ્રભુ તમે પોતેજ સર્વેને તેડીને શિષ્યને મારવાને માટે મારા દ્વારમાં લઇ આવ્યા છે.

વ્યાસ તરતજ શાંત થયા અને વિધિનો પ્રારબ્ધનો વેગ કોઇને છોડતો નથી એ અખિલેશ્વરની અકલકલા વિચારતાં ગંગાતીરે ચાલ્યા ગયા.

કૃષ્ણા રામા રામા રામારે,
રામ રાયા રાયોબારે... ....કૃષ્ણ.

॥ સીતાકાંત સ્મરણં, નમ:પાર્વતી પતયે ॥

અને એટલાજ માંટે મુળપદકાર સદ્દકવિ રામલાલજી કહે છે કે

## મૂળપદ.

જબ તજી પ્રીતિ કરત નહિ હરિશે;
મિથ્યા માલા ફેર કરશે હોજી.

॥ પુંડરીક વરદે સીતાકાંત સ્મરણં, નમ: પાર્વતિપતયે. ॥

हेचीदानदेगादेवा ॥

गूण गाइन आवडी ॥

न लगे मुक्ति धन संपदा ॥

तुका ह्मणे गर्भवासी ॥

कृष्णाराम रामा रामा ॥

## मंगलारती.

॥ જયદેવ જયદેવ જય પાંડુરંગા ॥

कायेनवाचा मनसैंद्रियैर्वा ॥

त्वमेव माता च पिता त्वमेव ॥

सर्वेऽत्र सुखिनःसन्तु सर्वे सन्तु ॥

॥ अच्युतं केशवं ॥

॥ श्रीडंकपुर पति विजयते, सीताकान्त स्मरणं, नमः पार्वतिपतये ॥

॥ सर्वेभ्यो देवेभ्यो नमो नमः ॥

॥ सर्वेभ्यो भुदेवेभ्यो नमो नमः ॥

॥ श्रीब्रह्मार्पणमस्तु ॥

# समाप्त.

# धर्मप्रकरण.



## ब्राह्मणना साधारण धर्म.



ब्राह्मण क्षत्रिय विशां शूद्राणां च परन्तप ।
कर्माणि प्रविभक्तानि स्वभाव प्रभवैर्गुणैः ॥

गीता अ० १८–४१

હે પરંતપ! ( અર્જુન ) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોનાં કર્મો પ્રકૃતિ જન્ય ગુણોવડે ભિન્ન ભિન્ન છે.

द्विजातीनामध्ययनमीज्यादानम् ॥

॥ गौतम मुनि ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણોનું નામ દ્વિજાતિ છે. તે દ્વિજાતિ પુરૂષોને વેદાધ્યયન, અગ્નિહોત્રાદિક કર્મ અને દાન એ ત્રણ સાધારણ ધર્મ છે.

ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रश्चेति वर्णाश्चत्वारः ।
तेषामाद्या द्विजातय स्त्रयः ॥

विष्णुस्मृति अ० २

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એમ ચાર વર્ણ છે, તેમાં પહેલા ત્રણ દ્વિજ છે

**ब्राह्मणस्याधिकाप्रवचनयाजन प्रतिग्रहाः॥**

**॥ गौतममुनि ॥**

વેદોનું અધ્યયન કરાવવું, યજ્ઞ કરાવવો, તથા દાન લેવું એ ત્રણ ધર્મ બ્રાહ્મણને અધિક છે.

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रति ग्रहं चैव ब्रह्मणा नाम कल्पयत् ॥**

**मनुस्मृति अ० १-८८**

વેદ ભણવો તથા ભણાવવો, યજ્ઞ કરવો તથા કરાવવો અને દાન લેવું તથા દેવું આ છ કર્મો બ્રાહ્મણને માટે નિર્માણ કર્યાં છે.

**शमोदम स्तपः शौचं क्षान्तिरार्जव मेवच ।**
**ज्ञानं विज्ञान मास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥**

**गीता अ० १८-४२**

શમ, દમ, તપ, શૌચ, ક્ષાન્તિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકયપણું એ નવ સ્વભાવથી થનારાં બ્રાહ્મણનાં અંતર કર્મ છે.



# क्षत्रियना धर्मो.



प्रजानां रक्षणं दानमिज्या ध्ययन मेवच ।

त्रिषयेष्व प्रसक्तिश्च क्षात्रियस्य समासतः ॥

मनुस्मृति अ० २-८९

પ્રજાનું રક્ષણ કરવું, દાન દેવું, યજ્ઞ કરવો, વેદ ભણુવો અને સંસારના વિષયો ઉપર આસક્તિ રાખવી નહિ, આ કર્મો ક્ષત્રિયને માટે ટુંકામાં નિર્માણ કર્યાં છે.

शौर्य तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।

दानमीश्वर भावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

गीता अ० १८-४३

શુરવીરપણું, તેજ, ધૈર્ય કુશલતા, યુદ્ધમાં પાછી પાની નહીં કરવી, દાન દેવું, તથા બીજાઓ ઉપર સત્તા ભોગવવી આ ક્ષત્રિયનાં સ્વાભાવિક કર્મો છે.



# वैश्य ना धर्मो



पशूनां रक्षणं दानमिज्या ध्ययन मेवच ।
वणिक्पथं कुसीदंच वैश्यस्य कृषिमेवच ॥

मनुस्मृति अ० १-९०

**અર્થ**:-પશુઓનું પાલન કરવું, દાનદેવું, યજ્ઞ કરવો, વેદ ભણવો, વ્યાપાર કરવો, વ્યાજ વટંતરનો ધંધો કરવો તથા ખેતીવાડી કરવી, આ કર્મ વૈશ્યને માટે નિર્માણ કર્યાં છે.

कृषिगौरक्ष्य वाणिज्यं वैश्य कर्म स्वभावजम् ॥

गीता अ० १८-४४

ખેતી કરવી, પશુઓને પાળવાં અને વહેવાર કરવો એ વૈશ્યનાં સ્વાભાવિક કર્મો છે.



# शूद्रना धर्मो.

एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।
एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥

मनुस्मृति अ० १-९१

शुद्रने माटे ब्रह्माए एकज कर्म निर्माण कर्युं छे. ते ए के तेणे ब्राह्मण विगेरे त्रणे वर्णोनी ईर्ष्या कर्या विना सेवा करवी.

परिचर्यात्मकं कर्म शुद्रस्यापि स्वभावजम् ।

गीता अ० १८-४४

ब्राह्मण, क्षत्रिय अने वैश्य, ए त्रण वर्णोनी अनेक रीते सेवा करवी, ए शुद्रनुं स्वाभाविक कर्म छे.



# प्रास्ताविक.

## सुभाषित–माळा.



संसार कटु वृक्षस्य द्वेफलेह्यमृतो पमे ।
सुभाषित रसास्वादः संगतिः सुजने जने ॥ १ ॥

સંસારરૂપ કુવૃક્ષને અમૃતના સમાન મિષ્ટ બે ફુલ છે, એક સુભાષિત રસનો આ સ્વાદ અને બીજુ સજ્જનની સંગતિ.

किं कवे स्तस्य काव्येन, किंकाण्डेन धनुष्मतः ।
परस्यहृदये लग्नं न घूणयीतें यच्छिरः ॥ २ ॥

તે કવિનું કાવ્ય અને ધનુષ્યધારીનું ધનુષ્ય શા કામનું કે જે પારકા હૃદયમાં લાગતાંજ માથું ન હલાવે.

विद्याविनयो पेतोहरति न चेतांसि कस्य मनुजस्य ।
काञ्चन मणि संयोगो नोजनयति कस्य लोचना नन्दम् ॥३॥

વિદ્યા અને વિનયવાળો પુરૂષ ક્યા મનુષ્યના ચિત્તનું આકર્ષણ નથી કરતો ? સુવર્ણ અને રત્નનો સંયોગ કોના નેત્રોને આનંદિત નથી કરતો ? અર્થાત્ કરે છે.

रुप यौवन संपन्ना विशाल कुल संभवाः ।
विद्या हीना न शोभन्ते निर्गन्धाः किंशुका इव ॥ ४ ॥

મુર્ખલોક ચાહે રૂપવાન, જવાન અને મોટા કુળવાળા હોય

પરંતુ વિદ્યા વિના તે શોભતા નથી; જેવી રીતે ગંધ રહિત પલાશનું પુષ્પ શોભતું નથી તેમ.

**दुर्जनः परिहर्तव्यो विद्ययाऽलंकृतोपिसन् ।**
**मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥ ५ ॥**

દુર્જનનો દૂરથીજ પરિત્યાગ કરવો ઉચિત છે, ભલે તે વિદ્યાથી અલંકૃત પણ હોય, શું મણિથી શોભાયમાન સર્પ ભયંકર નથી?

**खलानां कण्टकानांच द्विविधैव प्रति क्रिया ।**
**उपानन्मुख भङ्गोवा दूरतो वा विसर्जनम् ॥ ६ ॥**

દુર્જન અને કંટકનો બેજ પ્રતિકાર છે, એક તો જોડાથી મોઢું ભાગી નાખવું અને બીજું દુરથીજ પરિત્યાગ કરવો.

**परवादे दशवदनः पररन्ध्रनिरीक्षणे सहस्राक्षः ।**
**सद्वृत्त वित्त हरणे बाहुसहस्रार्जुनः पिशुनः ॥ ७ ॥**

દુર્જન લોકો પરનિંદા કરવામાં દશ મુખવાળા અર્થાત્ ઇંદ્રના જેવા છે અને સદાચાર રૂપ ધન હરણ કરવામાં હજાર હાથવાળા સહસ્રાર્જુન જેવા છે.

**लोभा विष्टो नरो वित्तं वीक्षते न स चापदम् ।**
**दुग्धंपश्यति मार्जारो यथा न लगुडा हतिं ॥ ८ ॥**

લોભી માણસને હમેશાં કેવલ ધનજ દેખાય છે, આપદા દેખાતી નથી; જેમ બિલાડી દૂધને જુવે છે; પરંતુ લાકડીનો ઝપાટો દેખતી નથી તેમ.

वेपथुर्मलिनं वक्त्रं दीना वाग्गद्गदः स्वरः ।
मरणे यानि चिह्नानि तानि चिह्नानि याचके ॥ ९ ॥

મરણ સમયે જેટલાં ચિન્હ થાય છે તે બધાં ચિન્હ માણસને બીજાની પાસેથી માગતી વખતે થાય છે. જેવાં કે કંપ, મુખ મલિનતા, દીનવાણી અને ગદગદ સ્વર.

सर्पाः पिबन्ति पवनं न च दुर्बलास्ते ।
शुष्कै स्तृणै र्वन गजा बलिनो भवन्ति ॥
कन्दैः फलैर्मुनिवराः क्षपयन्ति कालं ।
संतोष एव पुरुषस्य परं निधानम् ॥ १० ॥

સર્પ પવનનો આહાર કરે છે, પરંતુ દુર્બલ થઇ જતો નથી, વનના હાથી સુકું ઘાસ ખાઇને બળવાન થાય છે અને શ્રેષ્ઠ મુનિઓ કંદ અને ફૂલથી ગુજારો કરે છે. તેથી માલમ પડે છે કે મનુષ્યમાં સંતોષ એજ એક મોટો ગુણ અથવા નિધાન ( ખજાનો ) છે.

वपुः कुब्जीभूतं गतिरपि तथा यष्टि शरणा- ।
विशीर्णा दन्तालिः श्रवण विकलं श्रोत्र युगलम् ॥
शिरः शुक्लं चक्षुस्तिमिर पटलैरावृतमहो ।
मनोमे निर्लज्जं तदपि विषयेभ्यः स्पृहयति ॥ ११ ॥

શરીર કુબ્જ ( કુબડું ) થઇ ગયું છે, ચાલવાનું પણ લાકડીને આધિન થયું છે, દાંત પડી ગયા છે, કાનથી સંભળાતું નથી, માથું

સફેદ થઇ ગયું છે, આંખોમાં પડળ આવી ગયાં છે. હાય!!! તોપણ આ મારૂં નિર્લજ મન વિષયોની ઇચ્છા કરે છે.

कान्ता कटाक्ष विशिखा न लुनन्ति यस्य ।
चित्तं न निर्दहति कोप कृशानु तापः ॥
कर्षन्ति भूरि विषयांश्च न लोभपाशा ।
लोक त्रयं जयति कृत्स्नमिदं स धीरः ॥ १२ ॥

જેના ચિત્તને કામિનીના કટાક્ષ ( નેત્ર ) રૂપ બાણ વિદારણ ન કરી શકે કોપરૂપ અગ્નિનો તાપ ભસ્મ ન કરી શકે અને લોભરૂપ પાશ વિષયોની તરફ ન ખેંચી શકે, તે ધીર પુરૂષજ ત્રિલોકનો વિજય પ્રાપ્ત કરી શકે છે.

यदि सन्ति गुणाः पुंसां विकसन्त्येव ते स्वयम् ।
नहि कस्तूरि कामोदः शपथे न निवार्यते ॥ १३ ॥

મનુષ્યમાં જે ગુણ છે તે સ્વયં પ્રકટ થાય છે, જુવો કસ્તુરીની સુગંધ સમ ખાવાથી નિવૃત્ત થતી નથી.

यःस्वभावो हि यस्यास्ते स नित्यं दुरतिक्रमः ।
श्वायदि क्रियते राजा तत्किं नाश्नात्युपानहम् ॥ १४ ॥

જેનો જે સ્વભાવ છે તેનો તે મટવો કઠીન છે, કદાપિ શ્વાન ( કૂતરા ) ને રાજા બનાવવામાં આવે તો શું તે જોડા ચાટવાનું મુકી દેશે ? કદીજ નહીં.

**चंदनं शीतलं लोके चन्दनादपि चन्द्रमाः ।**
**चन्द्र चन्दनयोर्मध्ये, शीतला साधुसंगतिः ॥ १९ ॥**

જગતમાં ચંદન સર્વથી શીતલ છે, પરંતુ ચંદ્રમા તેથી વધારે શીતલ છે, અને ચંદ્ર તથા ચંદન એ બેની વચમાંની સાધુ સંગતિ ( સજ્જનોની સંગત ) અત્યંત શીતલ છે.

**यत्र नास्ति दधि मन्थन घोषो यत्रनो-**
**लघु लघूनि शिशूनि ।**
**यत्र नास्ति गुरु गौरव पूजा तानि किं बत**
**गृहाणि वनानि ॥ १६ ॥**

જ્યાં દહીં મથન કરવાનો શબ્દ નથી સંભળાતો, નાનાં નાના બાળક અને ગુરૂની ગૌરવતા સાથે પૂજા કરવામાં નથી આવતી હોય ??? એવા સ્થાનને ઘર કહેવું કે વન કહેવું ?

**इयत्यामपि सामग्र्यां सुकृतं न कृतं त्वया ।**
**इतीव कुपितो दन्तानन्तकः पातयत्यलम् ॥ १७ ॥**

દાંત કેમ પડી ગયા ? એ પ્રશ્નનો ઉત્તર આપતાં કહે છે કે આટલી બધી સામગ્રી ( વૈભવ ) હોવા છતાં પણ જ્યારે તેં પુણ્ય ન કર્યું ત્યારે ક્રોધ કરીને કાલે દાંત પાડી નાખ્યા.

**सेवया धनमिच्छद्भिः सेवकैः पश्य यत्कृतम् ।**
**स्वातन्त्र्यं यच्छरीरस्य मूढैस्तदपि हारितम् ॥ १८ ॥**

સેવાથી ધનની ઇચ્છા કરનારા નોકર લોકોએ વિપરિત કર્યું છે

તે જુવો તો ખરા, અરેરે!! પોતાના શરીરની જે સ્વતંત્રતા હતી તેપણ મુર્ખોએ ગુમાવી દીધી.

परान्नं मुखं दग्धं हस्तौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्री भिर्मनो दग्धं कुतः शापः कलौ युगे ॥ १९ ॥

પારકું અન્ન ખાવાથી મુખ બળી ગયું; દાન લેઇ લેઇને હાથ બળી ગયા અને પરસ્ત્રિયોથી મન બળી ગયું કહો હવે કલિ કાલમેં શાપ શી રીતે લાગે?

वित्तमेव कलौनृणां जन्माचार गुणोदयः ।
धर्म न्याय व्यवस्थायां कारणं बलमेव हि ॥ २० ॥

કલિયુગમાં જેની પાસે ધન હશે તેજ માણુસ કુળવાન આચારવાન, અને ગુણવાન ગણાશે અને જેનું બળ વધારે હશે તેજ ધર્મિષ્ટ અને ન્યાયી ગણાશે.

दांपत्येऽभिरुचिर्हेतु र्मायैव व्यवहारिके ।
स्त्रीत्वे पुंस्त्वे च हि रति र्विप्रत्वे सूत्र मेव हि ॥ २१ ॥

કલિયુગમાં સ્ત્રી અને પુરૂષોના ( લગ્ન ) સંબંધમાં કુલ ગોત્રાદિક જાતીનું પ્રમાણુ નહીં પણ પરસ્પર પ્રીતિનુંજ કારણુ સંબંધ સમજાશે. અને લેણ દેણુના વ્યવહારમાં કપટજ કરવામાં આવશે. સ્ત્રી કે પુરૂષોની શ્રેષ્ઠતા આચાર ધર્મ ઉપર નહીં રહેતાં રતિ કરવામાં કુશળતા ઉપરજ માનવામાં આવશે. અને બ્રાહ્મણપણામાં માત્ર સૂત્ર ( જનોઇ ) જ રહેશે.

**पुत्र दाराप्त बन्धूनां संगमः पांथ संगमः ।**
**अनुदेहं वियंसेते स्वप्नो निद्रा नुगायथो ॥ २२ ॥**

પુત્ર. સ્ત્રી, સ્નેહી, અને બંધુઓનો સમાગમ, વટેમાર્ગુ લોકોના સમાગમ જેવો છે. કારણ નિંદ્રા જતાં તેની પાછળ જેમ સ્વપ્ન પણ જતું રહે છે તેમ દેહ જતાં તે સર્વ સંબંધીઓ જતાં રહે છે.

**अहो मे पितरौ वृद्धौ भार्या बालात्मजात्मजाः ।**
**अनाथा मामृते दीनाः कथं जीवन्ति दुःखिताः ॥२३॥**

અહો ??? મારાં માબાપ વૃદ્ધ છે સ્ત્રી અને છોકરાં નાનાં છે છોકરાં અનાથ છે દીન અને દુઃખીયાં આ ઉપર પ્રમાણેનાં મારાં સગાં શી રીતે જીવશે ???

**एवं गृहाशयाक्षिप्त हृदयो मूढ धीरयम् ।**
**अतृप्त स्ताननु ध्यायन् मृतोऽधं विशते तमः ॥ २४ ॥**

આ પ્રમાણે સંસારની વાસનાથી ચોતરફ બંધાયલા હૃદયવાળો અને વિષયોથી અતૃપ્ત વિષયોનુંજ ધ્યાન અને સેવન કરતો મુઢ બુદ્ધિવાળો ગૃહસ્થાશ્રમી મુવા પછી તામસી યોનીમાં અવતરે છે.

**असंतुष्टस्य विप्रस्य तेजो विद्या तपो यशः ।**
**स्रवतींद्रियलौल्येन ज्ञानं चैवावकीर्यते ॥ २५ ॥**

જે બ્રાહ્મણ અસંતોષી હોય તેનું તેજ, વિદ્યા, તપ અને યશ ઇન્દ્રિયોની લાલસાથી ઝરી જાય છે અને તત્વજ્ઞાન પણ વિખરાઇ જાય છે.

**पंडिता बहवो राजन् बहुज्ञाः संशयच्छिदः ।**
**सदसस्पतयोऽप्येके असंतोषा त्पतं त्यधः ॥ २६ ॥**

હે રાજન!!! ઘણું સારૂં જાણુનારા અને બીજાઓના સંશયને દુર કરવાવાળા ઘણા પંડિતો અને સભાઓમાં પ્રમુખ થઇ બેસનારા કેટલાએક લોકો અસંતોષથીજ નર્કમાં પડે છે.

**नोचेत्प्रमत्त मसादिंद्रिय वाजिसूता ।**
**नीस्रो त्पथं विषयदस्युषु हि क्षिपंति ॥**
**तेदस्यवः सहय सूतममुंतमोंऽधं ।**
**संसार कूप उरु मृत्यु भये क्षिपंति ॥ २७ ॥**

ભગવાનનો આશ્રય લીધો ન હોય તો બહિર્મુખ ઇન્દ્રિયરૂપી ઘોડા અને બુદ્ધિરૂપી સારથી ગાફલ પુરૂષને અવળા માર્ગમાં (પ્રવૃત્તિ માર્ગમાં) લઇ જઇને વિષયરૂપી ચોર લોકોની મંડળીમાં નાખે છે. પછી એ ચોર લોકો ઘોડા અને સારથી સહિત એ પુરૂષને ઘાડ અંધકારવાળા અને મૃત્યુની મોટી બીકવાળા સંસારરૂપી ઉંડા કુવામાં નાખી દે છે.

**तरवोऽपि हि जीवन्ति जीवन्ति मृग पक्षिणः ।**
**स जीवति मनो यस्य मननेन न जीवति ॥ २८ ॥**

વૃક્ષો પણ જીવે છે, મૃગ પક્ષી આદિ પણ જીવે છે, પરંતુ ખરી રીતે તો તેજ જીવે છે કે જેનું મન મનનથી જીવતું નથી.

भारोऽविवेकिनः शास्त्रं भारो ज्ञानं चरागिणः ।
अशान्तस्य मनोभारो भारोऽनात्म विदो वपुः ॥ २९ ॥

અવિવેકીને શાસ્ત્રભાર છે, રાગવાળાને જ્ઞાનભાર છે, અશાન્તને મનભાર છે અને અનાત્મજ્ઞને શરીર ભાર છે.

महता पुण्यपण्येन क्रीतेयं कायनौ स्त्वया ।
पारं दुःखो दधेर्गन्तु तर यावन्न भिद्यते ॥ ३० ॥

મહાપુણ્યરૂપી ધન આપીને તેં આ કાયારૂપી નાવ આ દુઃખો દધિની પાર જવા માટે આણ્યું છે; તેથી એ ભાંગી ન જાય ત્યાં સુધીમાં તરી લે.

यन्नावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।
इति चिन्ता विषघ्नोऽयमगदः किं न पीयते ॥ ३१ ॥

જે ભાવિ નથી તે થવાનું નથી, જે ભાવિ છે તે મટવાનું નથી એવું ચિંતારૂપી વિષને હણનાર ઔષધ કેમ પીતો નથી ?

मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते ।
अद्यवाब्द शतांते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः ॥ ३२ ॥

હે વીર ! જન્મ લેનારાં પ્રાણીઓને મૃત્યુ દેહની સાથેજ ઉત્પન્ન થાય છે. આજ અથવા સો વરસ પછી પણ પ્રાણીઓનું મૃત્યુ ખરેખર છેજ.



## અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સજ્જનોનાં પવિત્ર નામો.



**અમૂલ્ય.**

આ પુસ્તક પ્રગટ કરવામાં પૂર્ણ મદદ કરનાર

શેઠ હીરાલાલ હરજીવનદાસ શ્રીફળવાળા.

૧ દલાલ મનસુખદાસ દુર્લભદાસ.
૧ શા. દામોદરદાસ દ્વારકાદાસ.
૧ શા ભોગીલાલ વીઠ્ઠલદાસ-
૧ ઘહેલાભાઇ વનમાલી.
૧ ભક્ત ચુનીલાલ રાઘવજી.
૧ શા. વંઠ્ઠલદાસ ભગત.
૧ શા. લલ્લુભાઈ મોહોલાલ.
૧ શા. વીઠ્ઠલદાસ લાલભાઈ ગોળવાલા.
૧ શા. છોટાલાલ આદીતરામ પંડયા.
૧ શા. લલ્લુભાઈ ઘહેલાભાઇ.
૫ શેઠ. મોતીલાલ મીઠાલાલ.
૧ માસ્તર શાંતારામ નરસીંગજી.
૧ શા. જીવણસીંગ અમરસીંગ.
૫ શા. મોહનલાલ ચુનીલાલ.
૧ શા. ભોગીલાલ મોતીલાલ.
૧ શા. છોટાલાલ સક્કઇવાળા.
૧ શા. અમૃતલાલ નગીનદાસ ગાંધી.

૧ શા. મગનલાલ ગોપાલદાસ.
૧ શા. મોહનલાલ અંબાલાલ,
૧ શા. મગનલાલ લલ્લુભાઇ.
૧ શા. ભોગીલાલ કરસનદાસ માસ્તર.
૧ હીરાલાલ ચુનીલાલ ભરૂચ.
૧ મણીલાલ પરભુદાસ ડાંગરવાલા.
૧ શા. મગનલાલ દ્વારકાદાસ.
૧૦ વકીલ હીરલાલા ચુનીલાલ
૧ શા. રણછોડદાસ દ્વારકાદાસ.
૧ શા. મગનલાલ લાલસીંગ.

## કપડવણજ.

૧ કંદોઇ મોહનલાલ ગુલાબચંદ.
૧ શા. શંકરલાલ ગોરધન.
૧ શા. ત્રીભોવનદાસ પાનાચંદ.
૧ શા. જમનાદાસ ભોગીલાલ.
૧ શા. જમનાદાસ નાથજી.
૧ દેસાઇ ફુલચંદ ત્રીભોવનદાસ.
૧ ઓચ્છવલાલ ભોગીલાલ.
૧ માધવલાલ દલસુખ.
૧ ગીરજાશંકર મહાશંકર માસ્તર.
૧ ભોગીલાલ ઇશ્વરનાથ માસ્તર.
૧ શા. શામળદાસ સોમેશ્વર.
૧ માણેકલાલ મગનલાલ પારેખ.
૧ શા. છબીલદાસ હરીવલવદાસ,
૧ સોની મણીલાલ લલ્લુભાઇ માલીક.

૧ બાઇ કાશી.
૧ ભવાશંકર મથુરદાસ.
૧ શા. ચુનીલાલ ભોગીલાલ.
૧ ઠાકોર માણેકલાલ કેશવલાલ પરીખ.
૧ શા. જમનાદાસ છગનલાલ.
૧ શેઠ. ચુનીલાલ છોટાલાલ.
૧ જોશી શંકરલાલ છગનલાલ.
૧ જોશી પુરૂષોતમ, કેશવરામ શાસ્ત્રી.
૧ પરી. મણીલાલ ઓચ્છવલાલ.
૧ નરહરીરાવ ગણપતરાવ.
૧ મજમુદાર ખંડેરાવ યશવંતરાવ.
૧ શા અંબાલાલ છોટાલાલ.
૧ દેસાઇ રતનલાલ નાથજી.
૧ શા સોમાલાલ મથુર.
૧ પુનમચંદ ચુનીલાલ.
૧ શા. સોમાભાઇ લલ્લુભાઇ.
૧ દેસાઇ અંબાલાલ ડાહ્યાભાઇ મહુધા.
૧ શા. મણીલાલ છગનલાલવાલા.

## આણંદ.

૧ કાછીઆ સોમા તુળસીભાઇ.

## ઓરીયાદ તા. ડભોઇ.

૧ પારી. મગનલાલ ગોકલભાઇ,

## મહેમદાવાદ.

૧ શા. જગજીવનદાસ દ્વારકાદાસ.
૧ શા. છોટાલાલ જેઠાલાલ પાનવાળા.

૧ રા. માણેકલાલ મગનલાલ.
૧ માણેકલાલ વડાદરા વગામાં.

## ઉરસોલી.

૧ શેઠ. ખોડાભાઇ ઇશ્વરભાઇ.

## પેટલાદ.

૧ મહેતા લલ્લુભાઇ જેસીંગભાઇ.

## બોરસદ.

૧ પારેખ. મણીલાલ નરોતમદાસ.
૧ પરીખ મગનલાલ નાથાભાઇ.
૧ પરીખ છગનલાલ નાથાભાઈ ચોકસી.
૧ ચોકસી જેઠાલાલ.
૧ શેઠ. જેઠાલાલ જીનવાલા.
૧ મુખીઆજી બાઈલાલ છગનલાલ.
૧ ડોકટર નાથાલાલ.

## બોર્ડન.

૧ ભટ્ટ ત્રંબકલાલ રૂપશંકર.
૧ પંડયા નવલરામ જગન્નાથ.
૧ જમનાલાલ નવલરામ પંડયા.

## મુંબાઇ.

૧ શેઠ. હેમચંદભાઇ જેઠાભાઇ.

## સાવલી.

શા. મગનલાલ લલ્લુભાઇ.

## કડોદરા.

૧ માસ્તર બાઈલાલ તલસીભાઈ.
૧ પા. ખુશાલ ઇશ્વર.

૧ મા. દયાળજીભાઇ ઈશ્વર.
૧ મા. છગનલાલ દલપત.

સાઠોદ.

૧ ગોરધનદાસ મગનલાલ.

ઉમરેઠ.

૧ મહેતા આશુશંકર પુરૂષોતમ.

નડીઆદ.

૧ માસ્તર ગંગારામ શીવલાલ.

ડભોઈ.

૧ મહેતા. અંબાલાલ દલપતરામ.
૧ છોટાલાલ ત્રીકમદાસ ગાંધી.
૧ સોની. મંગળશંકર કેશવલાલ.
૧ બહેચુભાઇ ઠાકોરદાસ સુરતી.
૧ વૈદરાજ. ફુલશંકર મનસુખ.
૧ પરસોતમ પ્રેમાનંદ શાહ.
૧ ગોવીંદલાલ છોટાલાલ શાહ.
૨ પરસોતમ છીતાભાઇ ભાવસાર.
૧ મોતીલાલ મનસુખ દરજી.
૧ અંબાલાલ મનસુખ દરજી.
૧ મોહનલાલ છોટાલાલ સોની.
૧ નટવરલાલ અમૃતલાલ દવે.
૧ ભગવાનજી પીતાંબર દરજી.
૧ દામોદર નારણજી ઠક્કર.
૧ ગીરધરલાલ મુળજીભાઇ મજમુંદાર.
૧ ધનવંતરામ મુળજી.

૧ મગનલાલ રણછોડ.
૧ દલસુખરામ મુળજીભાઇ પટવા.
૧ ચુનીલાલ મુગટજીભાઇ ભાદુ.
૧ ગોવીંદલાલ જમનુભાઈ ચોકસી.
૧ મણીલાલ મોતીલાલ ચાંદોદવાલા.
૧ નારણદાસ વ્રજલાલ મોદી.
૧ બાઇ કાસી બહેન.
૧ નટવરલાલ મહાશંકર.
૨૫ પા૦ લલુભાઇ નારણદાસ ( બાદશાહ )
૧ પા. ગોપાળ ભાઈજી.
૧ ગોરધનદાસ ભગવાનજી શાહ.
૧ લાલજીભાઇ મયારામ કંસારા.
૧ હીંમતલાલ મગનલાલ. કડાછલાવાળા.
૧ શંકરલાલ છગનલાલ શાહ.
૧ અંબાલાલ ગીરધરલાલ મહેતા.
૧ દશરથલાલ મગનલાલ શાહ.
૧ સુરજલાલ ગુણવંતરામ.
૧ નાથાલાલ કેશવલાલ થુવાવીવાળા.
૧ મોતીલાલ હરીવલવદાસ શાહ.
૧ પરી. ગીરધરલાલ નાથાભાઇ.
૧ છોટાલાલ મુલજીભાઇ શાહ.
૧ મગનલાલ મનસુખ.
૧ મગનલાલ માણેકલાલ આમરોલીવાળા.
૧ દલસુખરામ ગોકલદાસ મોદી.
૧ છગનલાલ બાપુભાઈ સોની.
૧ છોટાલાલ મોહનલાલ શેઠ.

૧ દરજી ત્રીભોવનદાસ ગોકલ.
૧ હરીલાલ હીરાભાઇ લુહાર.
૧ ગોવીંદલાલ હીંમતલાલ મોદી.
૧ પ્રેમાનંદ હીંમતલાલ સોની.
૧ છગનલાલ હરગોવીંદદાસ.
૨ બાઇ. ગીરજા. શા. દામોદરદાસ કાલીદાસની વીધવા.
૧ દરજી ત્રીભોવનદાસ ગોકલદાસ.
૧ લુહાર હરીલાલ હીરાભાઇ.
૧ મોદી ગોવીંદલાલ હીંમતલાલ.
૧ પ્રેમાનંદ હીંમતલાલ સોની.
૧ છગનલાલ હરગોવન.
૧ અમરતલાલ કેશવલાલ.
૧ છગનલાલ નાથાલાલ વહોરાવાલા.
૧ નાગેશ્વર નારણજી. ( છોટાલાલ મુલજી. )
૧ શા મોતીલાલ પીતાંબર.
૧ શા. છગનલાલ ચુનીલાલ.
૧ હીંમતલાલ દલસુખ.
૧ શા. માણેકલાલ મુળજી ( હાથ પગ )
૧ જગજીવન વરજલાલ.
૧ વકીલ હીંમતલાલ હરગોવન.
૨૫ પા. નાગજી રામદાસ ફરતી કુઇ (રાણીના જનમાં)
૧ મજમુદાર છોટાલાલ ઇશ્વરલાલ.
૧ મોદી છોટાલાલ નરોતમ.
૧ કંસારા કુબેરભાઇ નાથાભાઇ.
૧ શા. છગનલાલ મનસુખ.
૧ શા. હીંમતલાલ પુંજાભાઇ.

૧ ગાંધી ગોવીંદ હરીલાલ.
૧ માસ્તર ગરબડભાઇ તોલાશંકર.
૧ મજમુંદાર મગનલાલ સીવરામ.

## દ્વારકા પાસે વસ્વાળા.

૧ ઠક્કર હીરજી ઘેલા.
૧ વાઘેર સામત મેના જેસાણી.
૧ કેશવલાલ મયાશંકર.
૧ ડોસા મટવા.
૧ લાલા મુલજી.
૧ મોદી સુરા માલમ.
૧ ખત્રી ગોપાલ ગીરધર.
૧ ગોકલદાસ ડોસાભાઇ.
૧ ઠક્કર રામજી ઘેલા.
૧ ઠક્કર નાનજી ઘેલા.
૧ કોરજી રામજી.
૧ શેઠ ગોરધનદાસ પ્રેમજી.
૧ ઝીણા ડોસા.
૧ આબા જેરામ.
૧ સાજણ સુરા.
૧ દરજી ઓદા.
૧ લધા પુંજા.
૧ મણીલાલ હરીશંકર.
૧ લાલ બહાદુર મીસર સીપાઇ.
૧ જમનાદાસ મેઘજી.
૧ જોસી લજાશંકર હરીભાઈ.

૧ હંસરાજ હીરા.
૧ ખીમા સામજી.

### ખતલવાડા.

૧ શા મગનલાલ પ્રાણજીવનદાસ.
૧ લુહાર રામજી ગોપાળ.
૧ ભાવસાર ઇચ્છારામ વનમાલી.
૨ પાધ્યા ભગવાનદાસ હરીશંકર.

### ઓરડી.

૧ શા. જેકીસનદાસ વિઠ્ઠલદાસ,

### સંખેડા.

૧ દવે ચુનીલાલ દલપતરામ.
૧ ભાવસાર નાથા નરસી.
૧ મજમુંદર માસ્તર.

### બાયલી કુઇ.

૧ ફુલચંદ પ્રેમચંદ શાહ. સ્કુલ માસ્તર.

### દ્વારકા પાસે મુળવાસર.

૧ મેઘુ નાથજી.
૧ ગંગાધર વરભંગ વાઘેર.
૧ ઠક્કર નારણ હંસરાજી.



श्री.

# જ્યોતિષ વિદ્યા મંદિર.

## શાણા સદ્‌ગૃહસ્થો તથા બાનુઓ.

## આપને પોતાની જીંદગીનું ભવિષ્ય જાણવાની ઇચ્છા થશે ત્યારે કોને પુછશો. ???

અમારા લાંબા વખતના પાકા અનુભવથી તેમજ પૂરતી કાળજીથી તદ્દન સરલ અને સાદી ભાષામાં સ્હેજ સમજી શકાય તેવા લખાણ વાળા ટપકા ( જન્માક્ષર ) જન્મ પત્રિકાઓ, પ્રશ્ન પત્રિકાઓ, વર્ષફળો તથા આખી જીંદગીના ફળનું તારણ વિગેરે અમો તરફથી બનાવી આપવામાં તથા જોઇ આપવામાં આવે છે. માટે અમોને એકવાર કામ સોંપી ખાત્રી કરી જોવા ખાસ વિજ્ઞપ્તિ છે; ટપકા (જન્માક્ષર) જન્મ પત્રિકાઓ અને જીંદગીનું તારણ અગર વર્ષફળો મંગાવનારાઓએ પોતાનું ગામ સંવત શક માસ તિથિ વાર વિગેરે તથા જન્મનો ટાઇમ લખી મોકલવા ચુકવું નહી તથા પોતાનું નામ ઠામ અધિકાર અને હોદ્દો વિગેરે લખવું.

પોતાના જન્મ વખતનો ટાઇમ વિગેરે કાંઇ યાદ ના હોયતો આપ અમોને જે વેળા પત્ર લખો તેજ વખતનો ટાઇમ લખી મોકલવાથી ગયા વખતનું નહી પરંતુ વર્તમાન જીંદગી સુધીનું ભવિષ્યત્ જાણવાને માટે તારણ થઇ શકે છે.

### સાધારણ બાબતો.

૧ સાધારણ નાના ટપકા ( જન્માક્ષર ) નો રૂ. ૧

૨ નાની પત્રિકાઓ રૂ. ૩) ૫) ૭) ૧૧) ૧૫) સુધીની કરવામાં આવે છે.

૩ મોટી પત્રિકાઓ સાધારણ પદ્ધતિઓ ઉપરથી બનાવેલી મોટી પત્રિકાના રૂ. ૨૭) આ પત્રિકા સંસ્કૃતમાંજ થાય છે.

૪ મોટી પત્રિકા શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાવવીના રૂ. ૪૧) આ પત્રિકામાં તારીખવાર સમજી શકાય તેમ હશે.

૫ પત્ર ઉપર ટાઇમ લખી મોકલવાથી ( જન્માક્ષર ) ટપકાના અભાવમાં પ્રશ્નોત્તરી બનાવી આપવાના રૂ. ૯ તેથી સરસના રૂ. ૧૧) વધારા સાથે ઉત્તમના રૂ ૧૫)

૬ ભૃગુ સંહિતા ઉપરથી કુંડલી મેળવી આપવાના તથા ગત જન્મ તથા ચાલુ જન્મનું ફળ લખી આપવાના રૂ. ૭)

૭ ગુજરાતીમાં ટપકા ઉપરથી જીંદગીનાં તારણો લખી આપવાના ૫ ૩) ૪) ૧૧) ૧૫) ૨૫) સુધી થઇ શકે છે વધારે કીંમતવાળા લખાણમાં જીંદગીનું ઝવેરાત જણાઇ આવેછે.

૮ ગણીતવાળાં વર્ષફળો રૂ ૨) ૫) ૬) સુધીનાં કરવામાં આવે છે બંબર હલકાના વર્ષફળનો રૂ. ૧-૪-૦ થાય છે.

૯ વર્ષફળો તારણરૂપે ગુજરાતી ભાષામાં રૂ. ૭) ૫) ૩) ના થાય છે.

૧૦ પ્રશ્ન પુછાવનારને પ્રશ્નનો ખુલાસાવાર ઉત્તરનો રૂ. ૧)

## ખાસ અગત્યની સુચના.

દરેક કામના અડધા પૈસા પોસ્ટ મારફતે અગર કોઇપણ રીતે પ્રથમથીજ મોકલાવી આપવા જોઇએ શિવાય કામનો આરંભ કરવામાં આવતો નથી. જ્યાં વિ. પિ. અગર મનિઓર્ડરો નહી હશે ત્યાં વાળાઓએ રજીષ્ટર પત્રમાં નોટો અગર પોષ્ટના ચાલુ સ્ટાંપ ( ટીકીટો ) પ્રથમથીજ મોકલાવી આપવા. બાકીના પૈસા પોષ્ટેજ વિગેરે પરચુરણ ખર્ચ સાથે વી. પી. થી વસુલ કરવામાં આવશે. ઉત્તર મંગાવનારાઓ અડધા આનાની ટીકીટ બીડવાથી ઉત્તર મેળવી શકશે નોટપેડ પત્ર લેવામાં આવશે નહી.

શાસ્ત્રિ પુરૂષોત્તમ કેશવલાલ જોષી.
નારાયણદેવ મંદિર સામે.
કપડવણજ—ગુજરાત.